ફૂલછાબનું ભેટ-પુસ્તક (૧૯૪૫)

# અણખૂટ ધારા

અશ્વિનીકુમાર




લછાબ કાર્યાલય

: રાણપુર :

પહેલી આવૃત્તિ : ૧૯૪૫
બીજી આવૃત્તિ : ૧૯૪૬



મૂલ્ય : રૂા. ૩-૦-૦
[ ટપાલ ખર્ચ : ત્રણ આના ]

:સોલ એજન્ટ:
ભારતી સાહિત્ય સંઘ લી.
પોસ્ટ બૉક્ષ નં. ૯૭૮ : મુંબઈ ૧
પોસ્ટ બૉક્ષ નં. ૭૩ : અમદાવાદ

: મુદ્રક : પ્રકાશક :
કાઠિયાવાડ લી. વતી
નાથાલાલ મ. શાહ
સ્વાધીન મુદ્રણાલય
રાણપુર.



અર્પણ

હિંદની સ્વાધીનતા કાજે

સમર્પણની અણખૂટ ધારા વહાવનાર

**નામી અનામી શહીદોને**

# પ્રકાશકનું નિવેદન

## બીજી આવૃત્તિ

નવ મહિનાના ટૂંકા ગાળામાં આ પુસ્તકનું પુનર્મુદ્રણ થાય છે. એ પ્રગટ કર્યું ત્યારે તો રાજકીય અને પ્રજાકીય બન્ને સ્થિતિ જુદી હતી. મગરનાં મુખ જેવો હિંદ સંરક્ષણ ધારો રાજકીય ઓછાયાને પણ પોતાનાં ઉદરમાં ઓરવા હરઘડી તૈયાર રહેતો. અનિવાર્ય અગવડો, મુશ્કેલીઓ અને મર્યાદાઓ સોંસરવું આ પુસ્તકને તરી પાર ઉતરવાનું હતું.

અને આજે? આજે '૪૨ ને ભુલાવે એવું લોકમાનસ આગના ફાકડા ભરે એવું ક્રાંતિકારી બન્યું છે. દિન પર દિન પ્રજાના પ્રચંડ બળ આગળ સરકાર ઝુકતી આવતી દેખાય છે. આઝાદ હિંદ ફોજ અને 'સુભાષ' ના નામનું જાદુ સમસ્ત દેશ ઉપર ફરી વળ્યું છે. હિંદના એકથી બીજા છેડા સુધી ગાજતા 'જય હિંદ' નાં સૂત્ર ઉપર રક્ત છાંટણાં તો ઠીક પણ લોકો હાલતાં પ્રાણ ન્યોચ્છાવર કરે છે. પણ આ બધું શકય બન્યું '૪૨ ની ભૂમિકાને કારણે જ.

ભૂલ કરી છે એમ તો તે દિવસે પણ નહોતું લાગ્યું. શક્તિ અને સાહસથી સભર એવી એ '૪૨ ની લોકક્રાંતિમાંનાં ગુમાન અને ગૌરવનો સ્ફોટ કર્યો કોંગ્રેસ કારોબારીના સભ્યોએ. એમના જેલમુક્ત બન્યા પછી તરત જ '૪૨ ના યુદ્ધનું આત્મભાન પ્રગટયું ને જનતા ચેતી ગઈ.

'૪૨ ની લોકક્રાંતિ વિષે તો નહિ જેવું જ સાહિત્ય પ્રગટ થયું છે. પણ સમર્પણની જે ધારા 'નેતાજી' એ પૂર્વ એશિયાની ધરતી પર પ્રગટાવી એ અંગે થોકબંધ સાહિત્ય સર્જાઇ રહ્યું છે. અણખૂટ ધારાનો જ એ અખૂટ પ્રવાહ છે. પત્થરોમાં પ્રાણ પેદા કરે, પામરતાને પૌરુષમાં પલટાવે, મૂઢ અને ગમારમાં આત્મભાન જાગૃત કરે એથી બીજી મોટી કળા પણ કઈ હોઇ શકે?

એ ચેતનાદાયક કલાના સાહિત્ય મંદિરના ચણતરમાં એક નમ્ર પુસ્તક રૂપે આ પુસ્તકને પ્રકટ કરવામાં અમે સદ્દભાગ્ય સમજીએ છીએ.

રાણપુર : તા. ૧૨–૨–૪૬ **ના. મ. શાહ**

# પ્રકાશકનું નિવેદન
## પહેલી આવૃત્તિ

હિંદી પ્રજાને જ્યારથી પોતાની પરાધીનતાનું એકસામટું ભાન થયું ત્યારથી ૧૮૫૭ થી બરાબર એક સૈકા થયાં આઝાદીના લડવૈયાઓએ સમર્પણની ધારાઓ વહેતી મૂકી છે. એ ધારાને પોતાના ખૂનથી ચાલુ રાખી છે બંગભંગના સ્વદેશી વ્રતધારીઓએ, અગ્રગણ્ય એકલ ક્રાંતિવીરોએ અને સેંકડો શહીદોએ. અને ત્યાર પછી તો થોડી વ્યક્તિઓ કે થોડાં મંડળોએ નહિ પણ જનતાએ જ એ ધારાને અદકેરાં સ્વાર્પણથી પોતાની બનાવી છે. ને ૧૯૨૦–૩૦ ના સત્યાગ્રહોથી તે ૧૯૪૨ ના 'ખુલ્લા બળવા'એ તો એ ધારાને અમરતાની મહોર આપી દીધી છે કે અણખુટ રહેવાની એ ધારા, સાચી મુક્તિ નહિ સધાય ત્યાં સુધી અણખૂટ રહેવાની. કારણ કે એ ધારાને સજીવન રાખે છે બત્રીસાઓનાં શુદ્ધ રક્તતર્પણ, એ ધારાને સજીવન રાખે છે પ્રજાનાં સ્વાત્મ સમર્પણ.

૧૯૪૨ના ઓગસ્ટની આઠમી તારીખે ક્રાંતિનાં જે કિરણ વહેતાં થયાં હતાં એણે ૧૯૪૨ના અંત સુધી હિંદને આસેતુ–હિમાચલ દેદીપ્યમાન પ્રકાશે પ્રકાશાન્વિત કરી મૂકયો હતો. એ છ માસની ગાથા હિંદના ઈતિહાસની વિરલ ગાથા હતી. વીરતાની ગાથા હતી. પરાધીનતા ખંખેરીને ઊભા થવા મથતા પ્રાણના આંતરિક આક્રોશની ગાથા હતી. એ ગાથાએ વ્યક્તિઓ કે સંસ્થાઓનાં વર્તુળ વટાવી જઈને સમસ્ત હિંદના જનવિરાટને અભયમંત્ર લઈને ઊભો થતો નીરખ્યો હતો. એક બાજુ દુનિયાનું પ્રથમ કોટિનું શસ્ત્રસજ્જ સામ્રાજ્ય હતું, બીજી બાજુ માત્ર પોતાના આત્મવિશ્વાસનું–સરફરોશીની તમન્નાનું ભાથું લઈને નીકળેલો શસ્ત્રહીન હિંદી જનસમાજ હતો. સદીઓની પરાધીનતાથી ગૂંગળાઈ ઊઠેલા જનસમાજે એ છ માસમાં પોતાના પ્રાણનાં બંધન તોડવા જે સમર્પણ ચૂકવ્યાં હતાં એ અભૂતપૂર્વ હતાં.

હિંસા અહિંસાની તાત્ત્વિક ચર્ચાએ તે દિવસે માથું નહોતું

કાઢયું. કોઈ વાદ, કોદ કે વિચારપ્રણાલીનો ન્યાયાન્યાય તોળવા જેટલી તે દિવસે પ્રજાને સૂઝ ન હતી. અને ક્રાંતિનાં ઘોડાપૂરે એવી ફુરસદ પણ નહોતી આપી. અને નાનામોટા મતભેદો માથે પગ મૂકીને હાથવેંતમાં દેખાતા મુક્તિકિનારાએ પહોંચવાનો પ્રજાનો એ ભગીરથ અને ભવ્ય પ્રયાસ હતો.

લડત કોંગ્રેસે શરૂ કરી કે સરકારે એ પ્રશ્ન અપ્રસ્તુત છે. આ પૃથ્વી-પાટલે રહેલી કોઈપણ પ્રજાની વીરતાને જેબ આપે એવી એ લડત હતી. મુક્તિની અદમ્ય ઝંખનામાંથી, પ્રાણના દારૂણ રૂંધન-માંથી પ્રગટેલી એ લડત હતી.

પ્રજાએ સર્જેલી કહેવાતી વિનાશકતા સરકારી દમન અને અત્યા-ચારના પ્રત્યાઘાતરૂપે હતી કે સૈકાઓના સિતમોથી ધૂંધવાઈ ઊઠેલા હતબુદ્ધ ગુલામને જ્યારે જાગૃતિનું પ્રથમ ભાન થયું, મુક્તિનો પ્રથમ સ્વાદ ચાખ્યો કે 'આજથી હું આઝાદ છું' એવા પાગલ પ્રાણ-બોલનો–મુક્તાત્માનો એ સાહજિક પડઘો હતો પણ એ પ્રશ્ન ભાવિ ઇતિહાસકાર માટે રહેવા દઈએ.

વિજયના હર્ષોન્માદમાં જેમ અનેક દોષો ગુણ બની જતા દેખાય છે, તેમ પરાજયની પછડાટોમાં અનેક અપ્રસ્તુત વાતો દોષરૂપે દેખાય છે. પણ દેખીતો પરાજય એ પરાજય જ નહોતો. એ તો આઝાદીની મજલનો એક તબક્કો માત્ર હતો. પ્રજા એમાંથી પોતાનું જ્વલંત ખમીર અને નાની મોટી ખામીઓ પરખી શકી છે. ક્રાંતિનાં મહાન બળો કેવાં અકલ્પ્ય પરિવર્તનો આણે છે એનો સ્વાનુભવ પામી છે. આઝાદીના યુદ્ધમાં તો આવા અનેક તબક્કાઓ આવશે ને જશે.

આ નવલકથા એ અભૂતપૂર્વ પ્રાણસમર્પણની ગૌરવ ગાથા છે. સમયના દેખીતા ટૂંકા ગાળાની છતાં અસીમ એવી દુર્દમ્ય ભાવનાની અને અતાગ એવા ત્યાગની આ કથા છે. એ જેમ યુદ્ધનાં કારણોમાં નથી ઊતરી તેમ રાજકારણની જટિલ ચર્ચામાં પણ નથી સરી પડી.

માત્ર છ જ માસના ઇતિહાસ-પ્રવાહને આલેખવા આવી અસંખ્ય નવલકથાઓ ઓછી પડવાની, ઇતિહાસે અદ્વિતીય એવા અનેક

અદ્દભુત પ્રસંગો આ યુદ્ધમાં બની ગયા છે. એવી આ કોઈ વ્યક્તિ-ઓની નહિ પણ જનવિરાટની કથા છે. એનાં પાત્રો જનતાની ઝંખના અને વેદના, વિચાર અને ભાવના, ઉદારતા અને વીરતાનાં પ્રતિક સ્વરૂપ છે. ભીરુતા એ આપણી પ્રજાકીય ત્રુટી મનાય છે પણ તે દિવસે તો પથ્થરોમાં પ્રાણ પ્રગટેલો, નિર્માલ્યો નરકેસરી સમા ઘૂમતા હતા. માગણ ભિખારીઓએ પણ તે દિવસે બંદૂકની ધાણીફૂટ ગોળી-ઓના ભય છાંડેલા. આ કથા પ્રજાની પામરતા કરતાં વિશેષ પરાક્રમની છે. અમર અને પ્રેરણાદાયી વારસાની છે.

નવલકથાની ૨૭૫ પાનાંની અનિવાર્ય મર્યાદાને કારણે કથા માંહેનો ભૌગોલિક પટવિસ્તાર સાધી શકાયો નથી, પણ તેનું વસ્તુ એક પ્રાંત કે પ્રદેશ પૂરતું મર્યાદિત નહોતાં દેશ સમસ્તનાં આંદોલનોના ફલ સ્વરૂપ છે.

બીજા વિશ્વયુદ્ધે યુરોપનાં અનેક રાષ્ટ્રોની સ્વાધીનતા રોળી નાખી છે, તો કેટલાંક અણનમ અને અપરાજિત રહ્યાં છે. પણ એ રોળાતી સ્વાધીનતા વચ્ચે યે અણનમ શહીદીના પ્રાણ–સ્ફુલ્લિંગોએ જે ચમકારા કર્યા છે એની બિરદાવલીનાં અથોક પુસ્તકો યુદ્ધગ્રસિત દેશોમાંથી બહાર પડતાં રહ્યાં છે. એ દેશોને એવાં પ્રકાશનની જેટલી સગવડ છે એટલી જ આપણે ત્યાં આપણા દેશનું એવું સાહિત્ય પ્રગટ કરવાની અગવડો ઊભી છે, અનિવાર્ય મુશ્કેલીઓ છે. એવી અનેકવિધ મર્યાદાઓ વચ્ચેનું આ જાતનું આ પહેલું જ પ્રકાશન છે.

વસ્તુ અને શૈલી પરત્વે આ કથા છેલ્લા ભેટપુસ્તકના અનુ-સંધાનરૂપ બનશે અને એથી વધુ આદરપાત્ર બનશે. છેલ્લા ભેટ-પુસ્તકે આઝાદીના એક લડાયક વર્ગના ગૃહજીવનનું ચિત્રણ કર્યું હતું. આ પુસ્તક એમની પરાક્રમ–કથાઓનું ચિત્રણ કરે છે. 'ફૂલછાબ'ના ભેટ પુસ્તક તરીકે રજૂ કરતાં એના પ્રકાશકો આનંદ અનુભવે છે.

રાણપુર<br>તા. ૧, મે : ૧૯૪૫

ના. મ. શાહ

## અનુક્રમણિકા



૧

# રાજનગરમાં રમખાણ

## સુધીરની આત્મકથા

**અ**જબ છે ને માનવીનું મન! જાણે મધદરિયામાં તરતો બરફનો પહાડ. ઉપરથી એક જ ભાગ દેખાય, પણ અંદરખાને નવ-ગણો ભાર સંતાડીને તરતું હોય. એક જ ભાગ છે એમ જાણીને જીવનના નાવને હંકારવા જઈએ તો ભાંગીને ભુક્કા થવાનો સંભવ. અને અદીઠ નવગણા ભાગની શોધમાં ઊંડા ઊતરવા જઈએ તો ક્યાંક આખાયે ગેબ થઈ જવાનો ડર.

એથી જ ઘણી વાર થાય છે કે માનવીને મન છે એનું ભાન જ ન હોત તો કેવું સારું હતું? પેલા મામાના પીપળા હેઠે તો બાળ-પણનાં વરસોનાં વરસો સુધી રમ્યો છું. પણ એક દિવસ પેલાં કંકુમાએ વાત કરી કે ત્યાં મામો થાય છે. બસ, થઈ રહ્યું. એ પછી ત્યાંથી અંધારી રાતે નીકળતાં હૈયાના ધબકારા કેટલા વધી જાય છે એ ગણવાની યે ચેતના ક્યાં રહી છે? મન વિનાનો જ માનવી ઘડતાં ભગવાનને શો વાંધો આવી જવાનો હતો? કે માનવી નામ આપવા માટે જ એને મન આપ્યું હશે? વાઘરી માટે ભેંસ મારવા જેવું તો એણે નહિ કરી નાખ્યું હોય?

રહેવા દઉં મનની આ બધી ચૂંથાચૂંથ. રાજનગરના પેલા ગાંધી-ચોક પાસે જ્યારે 'મારો! મારો!' 'કાપો । કાપો!' એવી બૂમ-રાણના ગભારા ચડ્યા ત્યારે મારે શું કરવું અને શું નહિ તેની મારા મને સ્પષ્ટ સમજણ ક્યાં પાડી હતી? હું આવ્યો હતો રંગપુરથી

રાજનગર ખરીદી કરવા. બહેનના બાબા હિનુ માટે ચડ્ડી તો છે, બે પહેરણની ખાદી લઇ જઇશ તો ચાલશે, અને ચંપલ કરતાં દોડવામાં ફાવે માટે સેન્ડલ લઇ જઇશ એવા વિચારમાં ગોટાતો ચોક પાસેથી નીકળ્યો ત્યાં—આ શું ?

ગાંધીચોકની બન્ને બાજુના રસ્તા પર લોકોનાં ટોળાના મધપૂડા જામ્યા હતા. પણ મધ ચૂસતી માખીઓના મધપૂડા આ નહિ. આ તો જાણે છંછેડેલી માખીઓના મધપૂડા. આ રસ્તાના લોકો પેલા રસ્તાના લોકોને પડકારે છે અને પેલા રસ્તાના લોકો આ રસ્તાના લોકોને પડકારે છે.

'મારો ! મારો !' એવા કિકિયાટા ફરીથી કાને પડયા ત્યારે જ આંખ જોઈ શકી કે ઉગમણી બાજુ કછોટા મારેલા હિંદુઓ દંડા લઇને ઊભા છે અને આથમણી બાજુ દાઢીઓ ફરકાવતા મુસ્લિમો છરા લઈને ઊભા છે. સમૂહગત રીતે ગાળો કોણ સુંદર આપી શકે છે તેની જાણે હરીફાઇ ચાલી રહી છે. માત્ર એ ગાળો સાંભળવા કોઇના કાન તૈયાર હશે કે કેમ એ શંકાની વાત હતી. કેમકે જીભનું કામ જોરમાં હતું.

મન જ્યારે વમળે ચડે છે ત્યારે એની ઘૂમરીનો આરોવારો રહેતો નથી. ભર દરિયાના પેલા ધુડાકિયા બાણની જેમ મન ઘૂમરીની બહાર શું બને છે એ આંખને જોવા પણ દેતું નથી. આ વખતે ગાંધીજીની અહિંસા કેટલીક કામ આવે—એવા વિચારના વમળમાં હું કયારે ચડયો અને એમાં કેટલો વખત ઘૂમરાયો તેનું મને ભાન ન હતું. 'ભાગજો સુધીરભાઇ...' એવી બૂમ જ્યારે મારે કાને અથડાઈ ત્યારે આંખ એટલું જોઇ શકી કે ચોકની વચ્ચે બે મૂડદાં આમ અને બે મૂડદાં તેમ પડયાં હતાં. એક બાજુ હિંદુઓ ભાગતા હતા અને બીજી બાજુ મુસ્લિમો ભાગતા હતા. છરા-લાઠી હવે રંગરંગીન બન્યાં હતાં. અને મારી પાછળની પોળમાં મુસ્લિમોનું એક ટોળું હાકોટા પાડતું આક્રમણની તૈયારી કરી રહ્યું હતું. પોળને છેડે રણમધ્યે તાડ જેવો હું એકલો ઊભો હતો.

બૂમ મારા જૂના વખતના અહીંના અખાડાના એક વિદ્યાર્થીની હતી. બૂમ કાને પડતાં જ પગે એક ડગલું ભરી દીધું અને મને વીજળીવેગે સધિયારો પણ આપી દીધો કે સુધીર! તારું કાર્યક્ષેત્ર તો રંગપુર. અહીં રાજનગરમાં વગર મફતનો મરી જઈશ તો કોણ જાણવાનું યે હતું? ગાંધીચોકમાં સીધો ચાલવાને બદલે એક પોળ કતરાઈને ચાલીશ તો શો વાંધો આવી જવાનો છે?

પછી બીજું ડગ ભરતાં જ બમણા વેગે મન કહેવા લાગ્યું: ‘ફટ્ટ જીતવા! આમ ગાંધીચોક વચ્ચેથી સરાજાહેર ભાગી છૂટતાં તને શરમ નહિ આવે? રંગપુરમાં બેઠો બેઠો સુલેમાન કાકા અને રામભાઈ પટેલને હિંદુ–મુસ્લિમ ઐક્યની વાતો કરતો હોય છે અને તે માટે મરી ફીટવાનું કહેતો હોય છે. અહીંથી ભાગીને તેમને કયે મોઢે વાત કરી શકીશ? અને પાંચ હાથનો પૂરો આદમી, માત્ર વેંત એકના છરાથી ભાગી છૂટીશ? તો તો પછી દુનિયા પર છરાનું જ રાજ્ય જામી પડશે ને? પોલીસની કાનબૂટી લાઠીઓ દેખીને સત્યાગ્રહ વખતે સામાં માથાં ધરતો અને આ વખતે ભાગી છૂટીશ એમ? લાઠીમાં બચી જવાનો સંભવ, છરામાં તો ખતમ થવાની જ વાત, એવો સીધો હિસાબ જ તને પાછલી પોળમાં સરકી જવાનું સૂચવે છે ને?’

‘ભાગો, ભાગો, સુધીરભાઈ!’ એવા સામેથી હાકલા વધવા લાગ્યા અને મેં કાન આડા હાથ દઈને શરીરને ત્યાં જ ખોડી દીધું. હજી આંખ ઉઘાડી હતી. તેણે મારી સામેના પાંચ હાથના આદમીને પચીસ હાથનો કરી દેખાડયો એ પહેલાં મારા સાથળમાં છરો ઘૂસી ગયો હતો અને હું નીચે જઈ પડયો હતો. આંખ આડાં લાલ લીલાં કીરમજી રંગનાં ધાબાં છવાયાં ન છવાયાં ત્યાં હું ગેબમાં ઊતરી પડયો. હાશ! વિચારવાની જંજાળ છૂટી.

જાગીને જોઉં છું તો રણક્ષેત્રનું મેદાન મોટું થયું છે. ટોળાંના કિકિયાટા ઘટી કાર્ય વધ્યાં છે. ચોક વચ્ચે દૂર દૂર સુધી કણસતાં માણસો ઉમેરાયાં છે. કોઈ હિંદુનો હાથ ઊડી પડયો છે, તો કોઈ

મુસ્લિમનો પગ કપાઇ ગયો છે. કોઇ 'વોય માડી! વોય માડી!'ની રાડો નાખે છે, તો કોઇ 'પાણી! પાણી!' પોકારે છે. બંને બાજુનાં ટોળાં પેંતરા ભરવાની વિવિધ રીતો ખોળી રહ્યાં છે. પોલીસો આઘે આઘે ફરતા દેખાય છે, પણ કોઈ મેદાન વચ્ચે આવતા નથી. બન્ને ટોળાંના હાકોટા શમતાં પોલીસોએ તે સ્થાન સંભાળી લીધું છે.

'ઊંહ! ઊંહ! આહ! આહ!' અરે, મારી પાછળ આ શાના અવાજ? પડખું ફરીને જોવાની તાકાત નથી. સાથળની વેદના આંખ ઉઘાડવાની યે ના પાડે છે તો પડખું કેમ ફરવું? છતાં યે મન રોકાતું નથી. ડોક લંબાવીને જોઉં છું તો–

અરે! આ તો પેલા ચાચા. નિશાળે એકડો ભણવાની શરૂઆત કરી ત્યારથી એમને ઓળખું છું. અમારી નિશાળ સામે છાબડીમાં રેવડી–ગંડેરી લઇને બેસતા અને અમને છોકરાંને બપોરને વખતે પાઈ–પૈસાના બદલામાં નાસ્તા સાથે કાલી કાલી વાતો કરી ધરવી દેતા એ રહેમાન ચાચા.

ચાચાને માથા પર લાઠીનો ઘા થયો લાગે છે. ખોપરીમાંથી લોહી હજી ટપકી રહ્યું છે. કપાળ પર થઈને આંખો દબાવતા રેલા દાઢીમાં ઊતર્યા છે. ચાચાનું મોઢું ફાટી રહ્યું છે. ચાચા હોઠ આસપાસ જીભ ફેરવી રહ્યા છે 'પાણી! પાણી!' બોલવાં જતાં હોઠ આડાઅવળા થાય છે અને 'ઊંહ! આહ!' એવા અવાજ નીકળી જાય છે. પાણી એમને કોણ આપે? લોકો ઘણા દેખાય છે, પણ એ તો બધા લોહીના તરસ્યા બન્યા છે, ત્યાં એમને પાણી કોણ પાય?

જોઉં છું તો મારા પગ પાસે જ ચાચાની છાબડી ફંગોળાઇ પડી છે. રેવડી–ગંડેરીની પુરત પથરાઈ ગઇ છે. મારા પગના અંગૂઠા પાસે જ ગંડેરીના કટકા વેરાયેલા પડયા છે. આ ગંડેરી જો ચાચાને ચૂસવા મળે તો મોઢું કાંઇક ભીનું થાય. પણ આખી જિંદગી માથા પર ગંડેરી લઇને ફરતા તેમ જ છોકરેછોકરાનાં ગંડેરીથી મોઢાં મીઠાં

કરતા ચાચાને તથા ગંડેરીને આજે છેટું પડી ગયું છે. એ ગંડેરી એમને આપવી કેવી રીતે? હાથની પાસે હોત તો યે ઘા કરત. એક પગ અત્યારે આખા શરીર પર રાજ જમાવીને બેઠો છે. એ બીજા એકે ય અંગને કામ કરવાની કયાં છૂટ આપે છે?

આખી જિંદગી કોઈ પણ આપખુદ સત્તા સામે ઝૂઝયો છું. આજે ઘડીક વાર પગની આ આપખુદ સત્તા સામે ક્રાંતિ કરવા દે. ભલે ચીસો પાડે. બીજા પગથી ગંડેરી ચાચા પાસે ખસેડવા દે.

એક, બે, ત્રણ...ચાર...ગંડેરીના કટકા ખસેડયા ત્યાં એકસો દંડ પીલી નાખનાર પગ પોકાર કરી ઊઠયા. જીભ પાસેથી કામ લેવા દે.

'ચાચા! એ ચાચા! તમારા મોઢા પાસે ગંડેરી પડી. જરા ચૂસી જાઓ તો તરસ ઓછી થશે.'

લોહીના રેલા સુકાવાથી બિડાઈ ગયેલી આંખો તાણીને ખેંચતા ચાચા ઘડીક વાર મારી સામે તાકી રહે છે અને બોલે છે: 'અરે! કૌન સુધીરભાઇ! બચ્ચા...તુમ...'

બાએ ચેરથી મારીને નિશાળે મોકલ્યા હોય તેની ખબર પડતાં યે ચાચાની આંખમાં પાણી આવી જતાં. આજે એ આંખને લોહી બંધ કરીને પાણી રોકતું હશે. તેવી કલ્પના કરું છું, ત્યાં ચાચા થોથવાતા થોથવાતા બોલવા લાગ્યા: 'બચ્ચા, તુમ નવાજવાન...ખુદા તેરી ઝિંદગાની...'

ચાચાને અત્યારે પ્યાર સૂઝે છે. વાતો કરવાનો આ વખત છે? આંખો બંધ થયા કરે છે અને જીભ લોચા વાળ્યા કરે છે તોય ચાચા બોલવા જાય છે. 'ઊંહ! આહ! ઊંહ!' કરતા ચાચા ઝોલે ચડે છે. વળી જાગી ઊઠે છે.

હું કહું છું: 'ચાચા, મૂંઝાવા જેવું નથી. ખુદા મારી નવજવાનની ઝિંદગાની બચાવી લેશે. તમે ગંડેરી ખાઓ. જરા તરસ ઓછી થાય.'

આસમાન સામે નજર કરતા ચાચા લોચા વાળે છે : 'સુધીર-ભાઈ! પાસમેં હી ભાનુભાઈ ખડા થા. હિંદુઓંકા દંગલ આયા તબ એક સુખન ભી નહિ બોલા...જિસકો મૈંને પ્યારસે ગંડેરી ખિલાઈ થી...છરા લગા કર...મૈં તો રઘુભાઇ કો...'

આંખોમાંથી આંસુ દડી પડયાં. મોઢામાં તો પાણીનો શોષ છે અને ચાચા આંખનું પાણી પણ કાં વેડફી નાખે ? ખસતો ખસતો ચાચા પાસે પહોંચ્યો. પગ વેદનાથી ચીસ પડાવે તે પહેલાં જ જોર કરીને ચાચાના મોઢામાં ગંડેરી મૂકતાં મેં કહ્યું: 'હશે, ચાચા! પાંચે આંગળીઓ સરખી હોય છે ? મૈં ભી તુમારા બચ્ચા હી હૂં ના ?'

પણ ચાચા આડો હાથ ધરે છે. મારી જાતિના કોઇ માણસે એમને લાઠી મારી ખોપરી તોડી નાખી એથી મારાથી દૂર ભાગે તેમાં નવાઇ શી ? રોજ 'બચ્ચા ! બચ્ચા !' કહેતા ચાચા માથે હાથ ફેરવતા. આજે એ જ હાથ આડા દઈ મને દૂર ધકેલી રહ્યા છે. જાતિગત પાપનું પાયશ્ચિત કરવું પડશે. જોર કરીને ચાચા પાસે જાઉં છું ત્યાં તો–

'અરે હાં...હાં...સુધીરભાઇ...દૂર રહો,..મેરા ખૂન.,. તુમારી બમનકી...' એમ કહેતા ચાચા એમના લોહીના ખાબડા આડો એક હાથ ધરી, બીજે હાથે મને આઘો રાખે છે.

'અરે ચાચા ! મારું લોહી પણ લાલ છે અને તમારું લોહી લાલ છે. તમારી જ રેવડી-ગંડેરીના કણે મારા લોહીને બાંધ્યું હશે. એવા ભેદ પાડવા અત્યારે રહેવા દો.' એમ હું યે જાણે કલ્પનાને રમણે ચડી બોલી રહ્યો છું. ત્યાં તો 'બચ્ચા ! બચ્ચા !' એવા એમના જૂના અને જાણીતા બોલના લવારે ચાચા ચડી ગયા અને ઘેનમાં પડી ગયા. એમની દાઢી માથે મારા હાથ ફરતા રહ્યા અને પગે ઝટકા મારતાં મારું શરીર એમના પડખામાં ગોઠવાઈ ગયું.

કિકિયાટા વધ્યા, ઘટયા, વધ્યા, ઘટયા. 'કેમ છો કાકા ?' 'કેમ છો દાદા ?' એવા બોલથી એકબીજાને રાતદિવસ બોલાવતા

લોકો આજે 'મારો કાફરોને !' 'મારો ગૂંડાઓને !' એવા બોલ બોલી રહ્યા છે. બન્ને બાજુ ટોળાં ઘડીક આગળ વધે છે, ઘડીક પાછળ ખસે છે. રસ્તા પર મૂડદાં વધતાં જાય છે અને રણક્ષેત્રનો વિસ્તાર વધતો જાય છે. અમારી પાસે આવવાની કોની તાકાત છે ? અમે અત્યારે No Man's landમાં પડયા છીએ. થોડીવાર એ પ્રદેશના અમે સ્વામી છીએ. ચાચા એ પ્રદેશના રાજા, હું તેમનો દીવાન. હું જો રાજા થાઉં તો ચાચાને દીવાન થવામાં વાંધો નથી.

'ભાગી જા, ભાગી જા, છોકરી ! મરી જઇશ. ભાગી જા.' બન્ને બાજુથી ટોળાં હાકોટા કરે છે. પેલા પોલીસો પણ આઘા ઊભા ઊભા કહે છે : 'ભાગી જા, ભાગી જા, છોકરી ! મરી જઈશ.'

કોઈ છોકરીએ અમારા પ્રદેશ પર આક્રમણ કર્યું છે. કોઈ વિજેતા એક પછી એક પ્રાંત સર કરતો જાય તેમ એ ચોકનાં મૂડદાં પાસે પહોંચતી જાય છે. કોઈને માથે હાથ પંપાળે છે. કોઈને ટેકો આપી પાછલી ગલીમાં ગેબ કરે છે. પત્થરના ઘા આડું પોતાનું અંગ ધરી ઘાયલ થયેલાને પીઠ પાછળ બાંધેલી ચામડાની મશકમાંથી પાણી પાતી જાય છે.

એક ટોળું કહે છે : 'અરે, યે લડકીને તો હમારી કૌમકા નાક કટાયા. કાફીરોકો ભી પાની પિલાતી હૈ.'

બીજું ટોળું કહે છે : 'અરે, આ છોકરીએ તો સત્યાનાશ વાળ્યું. મરતા હિંદુઓના દેહ વટલાવ્યા.'

કાન બંધ કરી, મૂડદાં સામે જ આંખો ફેરવતી છોકરી જ્યાં પેલા બાર વરસના ઘાયલ છોકરાને ઉપાડવા ગઈ ત્યાં ધડ... કરતો પાણો છૂટયો અને તેના કપાળમાં લાગ્યો. લોહીની ધાર છૂટી અને લથડિયું ખાઇને છોકરી પડી ન પડી ત્યાં તો જાણે ભૂતના આવેગથી ઊભી થતી હોય એમ છલાંગ મારીને ઊભી થઈ. સાડી

ફાડીને લાંબો ચીરો કાઢયો અને કસકસાવીને કપાળે બાંધી દીધો. ફરી પાછી છોકરાને ખભે નાખીને ગલીમાં ગાયેબ.

ગલીમાંથી પાછી ફરી ત્યાં બન્ને ટોળાં એના પર પાણા ફેંકે છે. રોડાં ફેંકે છે. છોકરી પડે છે, ઊભી થાય છે. પાછલી ગલીમાં ઘડીક વાર ગેબ થાય છે ને પાછી આવી પહોંચે છે. કોણ છે આ છોકરી?

'બેટા કુલસુમ! બિટિયાં, તૂ મર જાયગી. બચ્ચા! બચ્ચા...' કહેતી કોઈ બુઢ્ઢી ગલ્લીમાંથી આ બાજુ દોડી રહી છે. અરે, આ તો પેલી કુલસુમ પોતે જ કે? જિતુના અખાડામાં છોકરીઓનો વિભાગ સંભાળે છે તે જ કુલસુમ? રાજપુરના સત્યાગ્રહમાં મરણતોલ માર ખાઇને હેઠા પડનાર જિતુને ઝીલી લેનાર કુલસુમ? એ સત્યાગ્રહ પછી જિતુની સાથે રાજનગરની કેટલી યે જાહેર પ્રવૃત્તિમાં કામ કરી રહી છે અને જિતુ રંગપુર આવીને ઘણી યે વાર એના કામની વાતો કરી ગયો છે તે જ કુલસુમ અત્યારે અહીં ઘૂમી રહી છે?'

'બિટિયાં...તૂ મર...બચ્ચા, મેરી પ્યારી...' બુઢ્ઢી કુલસુમનો હાથ પકડી રાખે છે.

કુલસુમ કહે છે: 'અમ્મા, છોડ દો મુઝે. મુઝે કુછ ન હોગા. હમારે મકાન કે સામને હી કયા યે લોગોકો વૈસેહી મરને દેંગે? ખુદાકો કયામત કે દિન કયા જવાબ દેંગે?'

બુઢ્ઢી એનો છેડો પકડી પાછળ પાછળ ખેંચાતી આવે છે. કુલસુમ આગળ ચાલી આવે છે. એક હાથે છાજલી કરી બુઢ્ઢી બન્ને ટોળા સામે બૂમ મારે છે: 'હટો રે હટો કાફિરો! તુમારા દિમાગ...'

ધડ કરતો પાણો બુઢ્ઢીને વાગે છે ત્યાં તો કુલસુમ આગળ વધીને પેલા ઘાયલ થયેલાનો હાથ સરખો કરે છે. ધીમે ધીમે કુલસુમ અમારા સુધી પહોંચી ગઇ. પાસે આવતાં જ એ બોલી ઊઠી:

'અરે કોણ સુધીરભાઈ? ...' કહેતાં જ તે નીચે બેસી ગઈ. મારે માથે હાથ ફેરવતાં જીભ કાઢી બોલવા લાગી: 'અરર! આખો

સાથળ ચિરાઈ ગયો છે. લોહીનું તો ખાબડું ભરાયું છે. અરે સુધીર-ભાઈ! તમે ક્યાં આમાં ઝપટાયા? રંગપુરથી અહીં ક્યારે આવેલા?'

કુલસુમને મારે શો જવાબ દેવો? એનો હાથ મારે માથે ફરે છે. મારો હાથ ચાચા પર છે. તરત જ ચાચા યાદ આવી ગયા. મેં કહ્યું : 'અરે કુલસુમ! આ પડખે ચાચા...એમને એકદમ...' આટલું કહેતાં તો મારી યે જીભ થોથવાવા લાગી.

'મારો, મારો, યે લડકીકો મારો...'ટોળાનું બૂમરાણ વધતું જાય છે. ચાચા પણ ઘડીકવાર ભાનમાં આવી ગયા. ઘડીકવારમાં આંખો આડીઅવળી ચમકાવતા ચાચા કહે છે : 'અરે કૌન કુલસુમ?... બિટિયાં, યે સુધીરભાઈ કો બચા. અભી વો લોગ આ જાયેંગે...'

હું કહું છું : 'કુલસુમ, ચાચાને એકદમ...'

ચાચા કહે છે : 'બિટિયાં, મેં તો ઝિંદગાની પાર કરકે બૈઠા હૂં. અપને લોગ મેરા નામ ભી નહિ લેગા. તૂ સુધીરભાઈ કો લે ચલ, બિટિયાં સુધીરભાઇ કો લે ચલ.' કહેતાં ચાચાએ ધ્રૂજતે હાથે મને ઊભો કરવા ધક્કો દીધો.

ચડાપ કુલસુમ ઊભી થઈ ગઇ. મને અરખી રીતે ઊભો કરીને એના ખભા પર મારા હાથને વીંટાળી દીધો. ધીમે ધીમે ટેકો દેતાં કુલસુમ મને પાછલી ગલીમાં લઇ ચાલી. ગલીમાં પગ મૂકતાં જ બારણા પાછળથી છરો ચમક્યો અને ચીસ પડી; 'છોડ દે ઉસ કાફિરેકો. મુસ્લિમ હો કર ઉસકો કહાં લે ચલી? છોડ...છોડ...'

'અરે હટ જા રાસ્તેમેં સે...' કહેતી કુલસુમે મને દીવાલને ટેકો ઊભો રાખી ઝબ્બ કરતો કમ્મરમાંથી છરો કાઢ્યો. એક ક્ષણ કુલસુમનું રૌદ્ર સ્વરૂપ મારી આંખ નીરખી રહી. બીજી જ ક્ષણે જીભ બોલી ઊઠી : 'અરે, અરે, કુલસુમ! રખે છરો...'

પણ આમ કહું તે પહેલાં પેલો માણસ ગલી પાછળ ગેબ થઈ ગયો હતો. આછું હસી, ન હસી, છરો કમરમાં ખોસી પાછી

કુલસુમ મારી પાસે આવી પહોંચી. ટેકો દઈને ગલીમાં આગળ ચાલી. પણ દસ ડગલાં આગળ વધીએ ત્યાં સામેથી ટોળું દેખાયું. બધાના હાથમાં હથિયારો ચમકે છે. મોખરે હમણાં જ ભાગી ગયેલો માણસ દાંત કચકચાવતો દોડ્યો આવે છે. હવે ?

'સુધીરભાઇ, શું થશે ?' કુલસુમ ઘડીભર ગભરાઈ ઊઠી.

હું ગણુગણું છું : 'રાંઠાને રણુમાંય, નાઠાની બારી નહીં.

ફડાક કરતું પડખેનું જ બારણું ઊઘડ્યું. જોઉં છું તો કોઈ મુસ્લિમ ઓરત બારણાની બારીમાં ઊભી છે. હાથમાં એક હાથનો છરો ! બસ, વહેલું પત્યું. હવે પેલું ટોળું આવી પહોંચે ત્યાં સુધી જીવવાની મથલાળે નહીં લટકવું પડે.

'અરે, કુલસુમ...કુલસુમ...અંદર આ જા, અંદર આ જા.'

'સકીના ચાચી, કૈસે આઉં. યે હિંદુ જવાન...'

'અરે, ઇસકો ભી અંદર લા. હિંદુ હૈ તો કયા હૈ ? ઇન્સાન તો હૈ ન ? અંદર આ, અંદર આ.'

હું અને કુલસુમ દાખલ. ધડ બારણાં બંધ ભડ્...ભડ્...બારણાં પર દંડાઓના ઘા. બૂમરાણ બોલે છેઃ

'ખોલ દો, ખોલ દો. અંદર કાફિર જવાન ગયા હૈ. નાપાક કો બહાર નિકાલો.'

રસ્તા વચ્ચે ઊભાં ઊભાં ઘા બરાબર ન ખાઇ શકાત. અહીં પલંગ પર સૂતાં સૂતાં સરખી રીતે ઘા ખાઇ શકાશે. ગીતાનો શ્લોક ગાઈ નાખવા દે. ઓપરેશન પહેલાં યે ઘેનનું ઇન્જેકશન મારવામાં આવે છે ને ?

**नैनं छिदन्ति शस्त्राणि, नैनं दहति पावक....**

'અરે, અબ્દુલ, હસન, જરા યે પલંગ પાસ રહના, બચ્ચા !' કહેતાં

સકીના ચાચી બારણા પાસે જાય છે. ધડ કરતું બારણું ઊઘડયું. ‘મારો’ ‘ઉઘાડો’ના શોરબકોર. હમણાં ટોળું આવશે...ને...

હજી ટોળું કાં ન આવે? શી ચર્ચા ચાલે છે? બ્રહ્મભોજન પહેલાં શ્લોકો બોલાય જ છે ને? શ્લોકો સાંભળવા દે.

‘હટ જા, સકીના? યે નાપાક કો બહાર નિકાલ...’

‘અરે, હટ જાઓ નાપાકવાલે! બડે પાક સબ ચલે આયે. બેગુનાહ આદમી કો મેરે મકાન આગે મેં મરને દૂં?’

‘અરે હટી જા. તૂ મર જાયગી.’ એક સાથે એક સો અવાજ.

‘મૌત તો સભી ઇન્સાન કે લિયે હૈ હી. લેકિન અકેલી નહીં જાઉંગી. કિસી કો સાથ લેકર જાઉંગી. આઓ, કૌન તૈયાર હૈ?’

સકીના ચાચીના અવાજમાં મોતનો ખોફ ગાજે છે. હાથમાં છરો ચમકે છે. ટોળું ઘડીક આગળ વધે છે. ઘડીક પાછળ હટે છે.

‘અરે પકડો યે બુઢ્ઢીકો. ઉસકી લડકીને હિંદુ જવાન કો...’

‘કુલસુમ, કુલસુમ...બિટિયાં...’

હું ઝટકો મારી પલંગ પર ઊભો થતો કહું છું: ‘અરે કુલસુમ, તારી બુઢ્ઢી મા બહાર છે. એ લોકો એને મારી નાખશે. મને જવા દે. હવે આ દેહનું મૂલ વધારે નહિ ચૂકવી શકાય. જવા દે, જવા દે.’

‘હેઠા બેસો, હેઠા. હવે કાંઠે આવીને નાવ ડુબાવવું છે કે શું? અમારી આબરૂનો સવાલ છે. એક વાર કપાયેલું નાક સંધાશે નહિ. સૂઇ જાઓ.’ હુકમ સાથે સુવરાવતી કુલસુમ બારણા પાસે ગઇ. સકીના ચાચીને ખસેડી ગલ્લી વચ્ચે જઇ ઊભી.

‘આઓ! આઓ! યે બુઢીકો માર કે અપને ખૂનકી પ્યાસ બુઝાઓ. આઓ......’

ત્યાં તો પોલીસની મોટરવાનનો અવાજ એક બાજુથી સંભળાયો

ને બીજી બાજુથી પોલીસ ઘોડેસવારોના ડાબલા ગાજ્યા. હાકોટા કરતા ટોળાંનો અવાજ જાણે પલકમાં શાંત થઇ ગયો.

અર્ધી ઊંઘ, અર્ધું ઘેન, અર્ધી જાગૃતિમાં દિવસ પસાર. રાત આવી પહોંચી. અંધારાં ઘેરાયાં. ફરી નિશાચરોના હોકારા. કિકિયારા, છરા અને લાઠીને સ્થાને આગ આવી પહોંચી છે. દાંડિયા બજાર સળગી......લાલ હવેલીનો પહેલો માળ ખતમ......મસ્જિદ ભડકે બળે છે. આગે પણ હિંદુ–મુસ્લિમના ભેદ મિટાવી અભેદની રાખ ઉડાડવી શરૂ કરી દીધી છે.

કુલસુમની દોડાદોડ ચાલુ છે. સકીના ચાચીના આખા કુટુંબે મને ઘેરી લીધો છે. આવી સેવા દેવ પણ નહિ પામ્યા હોય. પંખા ઢોળાય છે, પાટા બંધાય છે, મીઠાં વેણ બોલાય છે. દર્દ ભુલાવવા હજાર વાનાં થાય છે,

કુલસુમ આવે છે, જાય છે, બે બોલ પૂછી જાય છે, માથે હાથ ફેરવતી જાય છે, જાતજાતના સમાચાર આપતી જાય છે. બે મરણ, બાર મરણ, મધરાત સુધીમાં અઠ્ઠાવીસ મરણ. મડદાંના કોઈ માલિક નથી. ઉત્તરમાં ટોળાં હોય ત્યારે પોલીસ દક્ષિણમાં વ્યવસ્થા જાળવે છે. દક્ષિણમાં ટોળાં જાય ત્યારે ઉત્તરની વ્યવસ્થા આવી પડે છે.

સકીના ચાચી આમ જુએ છે, તેમ જુએ છે, ફરીફરીને મારી સામે નજર માંડે છે. અર્ધી કલાકે કુલસુમ આવી ત્યારે એના કાનમાં કહે છે: 'બેટી, સુધીરભાઈકે લિયે ખાનેકા કયા હોગા ?'

હું કહું છું: 'ચાચી, ગમે તે ચાલશે. બનાવી નાખો ને.'

'અરે બેટા ! તુમ હિંદુ લોક. હમારા પાની કૈસે......'

'અરે ચાચી ! હજી યે આવા ભેદભાવ...મરી ગયો હોત તો ? તમે જાન દીધી. તમે તો અમ્માને સ્થાને...'

'હાં બેટા. લેકિન સબ કા મઝહબ હૈ ન ? ઉસકો પાક રખના...'

ફરી દોડાદોડ ચાલુ. પાસેને હિંદુ ઘેરથી અબોટિયા પાણી આવે છે. સળગતા અંગારામાં વાસણ મૂકી પાક કરાય છે. હિંદુ બાઈ આવી શીરો–શાક બનાવે છે. એમને જ હાથે પીરસાય છે ને મને પલંગમાં બેઠાં ખાવા મળે છે.

પાસેના ઘરવાળા રામભાઇ હજી આવ્યા નથી. ઘર આખું ચિંતામાં છે. રસ્તા બંધ છે, ટોળાંઓએ રોકી દીધા છે. સકીના ચાચી ઊંચાં-નીચાં થાય છે. એ એમના મોટા દીકરાને કહે છે: 'બેટા અબ્દુલ! જા તો ભાઇ. રામભાઈ અભી બી ઇસ્કૂલસે નહિ આયા. ખુદા કરે ઉસકા જાન . નિમુબેન કી સૂરત તો દેખ......'

અબ્દુલભાઈ બગલમાં છરો દબાવી બહાર નીકળી જાય છે.

રાતના દસ. ઘાયલ સુધીરભાઇને બહલાવવા ચોપાટ મંડાય છે. મારે બદલે સકીના ચાચીની હમીદા દાણા નાખે છે. સામે એમનો બીજો દીકરો હસન બેઠો છે. એક પડ કુલસુમે રોકયું છે. મારી સોગઠીઓ રંગતે ચડી છે. પાકતી જાય છે. ઘર પર ઘર પસાર કરતી જાય છે. સકીના ચાચી બારણા તરફ નજર વારંવાર ફેરવતાં કહેતાં જાય છે : 'જો સુધીરભાઈ કી જીત હોગી તો રામભાઇ બચ ગયા હોગા. ઉસકા બાલ બી બાંકા ન હોગા.'

સાંભળીને પાસે બેઠલાં નિમુબેનની આંખોમાંથી પાણી ટપકે છે.

બીજો દિવસ પસાર. ત્રીજો દિવસ બપોરે પહોંચ્યો. હિંદુ–મુસ્લિમોને રસ્તાથી અને અંતરથી સામસામે છેડે પહોંચાડી વચ્ચે સરકારી વ્યવસ્થા બેસી ગઈ છે. હિંદુ લત્તામાં મુસ્લિમ પહેરેગીરો, મુસ્લિમ લત્તામાં શીખ પહેરગીરો. કોમી એકતાનો પાઠ સરકાર આપી રહી છે.

ઘા વકરતો જાય છે. દર્દ વધતું જાય છે. હોસ્પીટલમાં ફેરવ્યા વગર છૂટકો નથી. કુલસુમ એમ્બ્યુલન્સ કાર માટે દોડાદોડ કરી રહી છે. પણ આ તોફાની લત્તામાં કાર લાવવાની અધિકારીઓને ઇચ્છા નથી.

અબ્દુલભાઈના ઓળખીતા પેલી રમજાન મોટર કંપનીમાં છે. એમની ઓળખાણે ખટારો આવે છે. અબ્દુલભાઈ, હસન, સકીના ચાચી, કુલસુમ મળીને મને ખટારામાં બેસાડે છે. આસપાસ તેઓ વીંટળાઈને બેસે છે. બારી-બારણાંઓમાંથી દાંતિયાં કરતાં ટોળાં વચ્ચેથી મને સિવિલ હોસ્પીટાલે પહોંચાડે છે.

'બેટા, સુધીરભાઇ ! ખુદા તેરા જાન...' કહેતાં સકીના ચાચીની આંખોમાંથી આંસુ દડી પડયાં. હસન-હમીદાની આંખો પણ ચમકી ઊઠી. તેઓ રવાના થયાં ત્યારે મનમાં એકલતાનું દુઃખ ફરકી ગયું.

અરે, હજી કુલસુમ કાં ન આવી? આ નર્સને દૂધ પાતાં કયાં આવડે છે? પાટો તો જાણે બોકડાને બાંધે છે. હુકમ વિના વાત નથી કરતી.

'અરે કુલસુમ...'

'આવી, આવી, સુધીરભાઇ ! આ પઠાણને જરા...'

'અરે કુલસુમ,.. કુલસુમ...'

'આવી, આવી, સુધીરભાઇ ! આ ચાચાને જરા...'

ચાચા બચી શકે તેમ લાગતું નથી. કુલસુમને દેખીને 'બચ્ચા ! બચ્ચા !'...ની તસબી ફેરવી રહ્યા છે.

આ બાજુ નજર ફેરવું છું તો રઘુભાઈ દેખાયા. ચાચાની પડખોપડખ શીંગ-મમરા લઈને બેસનાર રઘુભાઇ અહીં કયાંથી? એનું કોઇ સગું ઘવાયું હશે? કોઇ નર્સને એ પૂછે છે: 'અરે બેન, બાઇ! આંહીં રેમાન ચાચા કયે ખાટલે છે?'

રહેમાન ચાચાની ખબર રઘુભાઈ પૂછે છે? એમના શીંગ-મમરા લેવાને બદલે છોકરા ચાચાની રેવડી-ગંડેરી લેવા જતા તો છોકરા સાથે ચાચાને યે સાત પેઢીની સંભળાવતા રઘુભાઈ ચાચાની ખબર પૂછવા આવ્યા છે? સૂરજ કઇ બાજુ ઊગ્યો છે!

'રઘુભાઇ, ચાચા અહીંથી ત્રીજે પલંગ......'

રઘુભાઈ ઝપાટે ત્યાં પહોંચ્યા. એમને દેખતાં જ ચાચા ઊભા થઇ ગયા. 'અરે હાં, હાં...' કહેતાં નર્સ અને કુલસુમ દોડયાં તે પહેલાં રઘુભાઇને ભેટીને ચાચા પલંગમાં પાછા જઈ પડયા. એક આંચકો, બે આંચકા ને 'ખુદા...પરવર દિગાર...'કહેતો ચાચાનો આત્મા ઊડી ગયો.

આંખોમાંથી આંસુ ટપકાવતા રઘુભાઈ કહી રહ્યા છેઃ

'કુલસુમ! ચાચા તો ઓલિયા હતા. પણ હું લોભિયો પચીસ વરસ સાથે છાબડી ફેરવી તો યે એમને ન ઓળખી શકયો. તે દિવસે મુસ્લિમોનાં ટોળાં દેખીને મેં કહ્યું : 'ચાચા! મારે ઇસ્કુલે કેમ જાવું?' ચાચા કહે : 'હાલ રઘુભાઈ! તુઝે ચોક કી ઉસ પાર રખ આઉં.' કહીને ચાચા માથે છાબડી લઈ મને મૂકવા આવ્યા. પણ ચોક પાસે આવતાં જોયું તો મુસ્લિમોનાં ટોળાં આઘાં ગયેલાં ને હિંદુઓનાં ટોળાં લાઠીઓ પછાડતાં પાસે આવેલાં. મેં કહ્યું : 'ચાચા! ભાગો.' ટોળાં સામે જોઈને ચાચા કહે : 'મેરા નામ કોઈ ન લેગા. યે તો સબ મેરી રેવડી–ગંડેરી ખાનેવાલા!' મેં કહ્યું : 'ચાચા! આજનો મામલો નોખો લાગે છે.'

'ત્યાં તો ટોળું પાસે આવી પહોંચ્યું ને ચાચા માથે તૂટી પડયું. મેં ઘણા યે આડા હાથ દીધા, પણ હું ઘરડો કેટલુંક જોર કરું? આખું ટોળું ચાચાને પછાડીને મને ઉપાડી ગયું. અરરર! આખી જિંદગી કાંઇ પુન તો નથી કર્યું, પણ મારે માટે પારકાનો જીવ લઇને હું કયે ભવ છૂટીશ?' કહેતાં રઘુભાઈની આંખોમાંથી આંસુ દડી પડયાં.

આજે મને જિતુ મળવા આવ્યો છે. આજે કુલસુમ વગર બોલાવ્યે કેટલી વાર મારી પાસે આવી ગઇ? જિતુને મારા સમાચાર કેટલી વિગતથી આપ્યા? હું અને જિતુ ચર્ચા કરીએ છીએ ત્યાં આવીને કુલસુમ કહે : 'સુધીર! આ જિતુભાઇને કાંઇક સમ-

જાવો ને. હમણાં એ પણ મારો ને કાપોની જ વાત કરે છે. એમની શેરીના છોકરાના હાથમાં લાઠીઓ આપી દીધી છે. મારે રાધામાસીને મળવા યે કેમ જવું ?'

હું કહું છું : 'સાચી વાત, જિતુ ?'

જિતુ કહે છે : 'એમાં વળી પૂછવા જેવું શું છે ? મને ખરેખર થાય છે સુધીર, કે આપણા નમાલા લોકો હિંસાથી ઊલટા વધારે નમાલા થાય છે. થાય છે કે શેરીએ શેરીએ અખાડા સ્થાપી દઉં અને છોકરે છોકરાના હાથમાં લાઠી–છરા આપી દઉં.'

હું કહું છું : 'તો તો જિતુ ! આ રમખાણોમાં કુસ્તીબાજ મલ્લોએ જ લોકોને બચાવ્યા હશે, નહિ ?'

જિતુ કહે છે: 'ના, મલ્લોએ નહિ, શાંતિસેવકસંઘના સભ્યોએ. રમખાણ વખતે કોઈ ન દેખાયા અને હજી યે ગાંધીજી પછી કેટલા શાંતિ સેવક સંઘના સભ્યો નોંધાયા છે એ મને કહે ને ? મને તો થાય છે કે એક વાર હિંસાને હિંસાથી જ ભરી પાવી.'

હું કહું છું: 'જિતુ, તો તો આજે સુધીર આ પથારીમાં જીવતો પડ્યો ન હોત અને પેલા રઘુભાઇ છાબડી ફેરવતા ન હોત. સકીના ચાચી, રહેમાન ચાચા અને કુલસુમ પણ જગતમાં પડયાં છે એ કેમ ભૂલી જાય છે ?'

જિતુ કહે છે: 'સુધીર, દરિયામાં ખસખસ જેવા એવા ગણ્યા–ગાંઠયા દાખલાઓને યાદ કરીને કયાં સુધી જીવ્યે જવું ? લોકોમાં ધર્મ નથી તેથી જ ધર્મનાં પુસ્તકો વધારે વંચાય છે ને રામ–કૃષ્ણનાં ગુણગાન ગાય છે. કારણ કે લોકોમાં રાવણ–શિશુપાલ વધારે છે.'

હું કહું છું: 'તો તો તારો રસ્તો એ ટોળાંનો ગુણાકાર કરશે.'

જિતુ કહે છે : 'પણ આ અહિંસા જીવનની તાકાતનો ભાગાકાર કરી રહી છે તેનું શું ?

જિતુને ચર્ચાથી ક્યાં વાળી શકાય તેમ છે? એના મનમાં જે વાત ભરાય છે એને તે ભૂતની જેમ વળગી પડે છે. એને એ વાત કહેવા જઈએ તો કહેશે કે તમે બધા એક વાર જે વાતને ઝાલી, એને ભૂતની જેમ વળગી રહો છો. એ વાત ખોટી ઠરે તો યે છોડી શકતા નથી.

કુલસુમ કહે છે: 'બીજું તો કંઇ નહિ, સુધીરભાઈ. પણ હજી યે જિતુભાઇ જોખમી લત્તામાં ગમે ત્યારે આથડતા હોય છે. ક્યાંક...'

બોલતી બોલતી કુલસુમ અટકી ગઈ. આડું જોઈને ચાલતી થઈ. એને કામ પણ ઓછું છે કે ઝાઝો વખત રોકાઇ શકે? વળી 'કેમ છો દાદા?' 'કેમ છો ભાઈ?' એવા એના બોલ દવાખાનાની લોબી ગજવવા લાગ્યા. પણ આજે એનો અવાજ કેમ તરડાય છે?

ઓહ! મારામાં યે કલાકાર આત્મા પડયો છે એની આજે ખબર પડી. કુલસુમ આજે સાડી-ચોળીને બદલે સદરો-પાયજામો પહેરીને આવી છે. આ પોષાક એને બરાબર બંધબેસતો છે. એનો વેગ, એની બોલચાલ, એની છટા...બધું એમાં ઊપસી આવે છે. એ દોડે છે ત્યારે પેલો બેસ એને ખભે કેવો ફરકે છે? જાણે પતંગની પાંખો! અરે, આ તો કળા સાથે કાવ્ય પણ ઉમેરાઈ ગયું!

વચ્ચે વચ્ચે કુલસુમ મારી પાસે આવીને બેસી જાય છે. રંગ-પુરમાં શાં શાં કામ ચાલી રહ્યાં છે તે ફરીફરીને પૂછી રહી છે. હું કહું છું: 'અહીં બેઠાં ઇન્સ્પેકશન કરતાં થાકી જઇશ. એ કરતાં એક આંટો રંગપુર જ આવી જા ને?'

કુલસુમ કહે છે: 'આવીશ રે આવીશ. તે દિવસે તમે ય આ જિતુભાઇની પેઠે થાકીને કહેશો કે હવે ચાલતી થા ને.'

ઘા રુઝાતો જાય છે. આજે દવાખાનામાં છેલ્લો દિવસ છે.

સવારે ઊઠવા પછી એક પહોર જીવ ચણભણી ઊઠયો. હજી

કુલસુમ કાં ન આવી ? આંખ દરવાજા સામે છે, કાન દરવાજા સામે છે, મન......

કુલસુમ આવી. સકીના ચાચી આવ્યાં. હસન–હમીદા આવ્યાં. થોડી વાર થઈ ત્યાં રંગપુરથી મારાં મોટાં બેન ને નાનો હિનુ, સુલેમાન કાકા ને રામભાઈ પટેલ પણ આવી પહોંચ્યા. બચી ગયો તોયે બહેનની આંખમાંથી આંસુ સુકાતાં નથી. બેનને બહલાવવા કુલસુમ કહે છે : ' બેન, સુધીરભાઈ તો અમારે મુસલમાનને ઘેર જન્મેલા. અભડાઇ ગયેલા. '

બેન કહે છે : ' કુલસુમ ! સુધીરભાઇને તે વળી અભડાવાનું કે'દી ભાળ્યું'તું ? આ તો અમે વળી વહેલાં જન્મ્યાં, એટલે જરા જીવ વળગી રહે છે. '

સાંજ સુધીમાં તો કુલસુમ બહેન સાથે ભળી ગઈ. સાંજે સકીના ચાચીને ઘેર બ્રાહ્મણિયા નાસ્તા કરીને મારી ઝિંદગીની ખેરિયત પોકારાઈ ત્યારે બહેને કુલસુમને હાથ ઝાલીને ગાડામાં ખેંચી લીધી. ગાડું હાંકતા સુલેમાન કાકા કહે: ' બેસી જા ને બેટા ! આવતી કાલે મારે પાછો રાજનગર આંટો છે. તને ગાડામાં પહોંચાડી જઈશ. ' હા, ના, કરતી કુલસુમ છેવટે ગાડામાં બેસી ગઇ.

કુલસુમ આવી. એકને બદલે આઠ દિવસ રંગપુરમાં રોકાઈ ગઈ. હું હજી હરીફરી શકું તેમ નથી. કામ કેમ રઝળવા દેવાય ?– તેથી કુલસુમ દિવસે શાળા ચલાવે છે. મુસ્લિમ ડોશીઓમાં પૂણીઓ દેવા જાય છે. સૂતર લઈ આવે છે. સવારેં અખાડો ચલાવે છે. રાત્રે પ્રૌઢશાળા ચલાવે છે. આખા ગામમાં હરતાંફરતાં રમખાણુની વાત કરવા ઊભી રહી જાય છે ને લોકોનાં ટોળાં જમાવે છે. બેન એની સામે તાકી રહે છે. નાનો હિનુ તો એનાથી છૂટો પડતો નથી.

આજે જવાની વાત કરી ત્યારે હિનુ કહે: ' કુલસુમબેન, તમે આવ્યાં છો તે દિવસથી મામા મને રોજ એક વાર્તા કહે છે. પણ તમને અહીં નથી ગમતું એટલે જાઓ છો ને ?'

કુલસુમ કહેઃ 'મને તો ઘણું યે ગમે છે, હિનુ. અમસ્થી આઠ દિવસ રોકાઈ ગઈ? પણ તારા મામા ક્યાં રોકે છે? પરાણે પરોણા કાંઇ થવાય છે?'

મેં કહ્યું: 'ઓહો, એટલી જ જરૂર હોય તો મારો ખાસ આગ્રહ છે. પણ તું શહેરની છોકરી; તને ગામડામાં ફાવશે? મારે તો એક કરતાં બે ભલાં.'

કુલસુમ કહે: 'ફાવશે, સુધીરભાઈ, ફાવશે! શહેર તો ઘણું મોટું છે. ત્યાં ગમે તેટલું કામ કરીએ તો યે આ કામ તો પોતાનું, એમ કહી શકાય તેવું થતું જ નથી. અહીં ગામડામાં તો...'

'બધું યે પોતાનું, નહિ કુલસુમબેન? ત્યારે રોકાઇ જાઓ ને?' હિનુ બોલી ઊઠયો.

અર્ધો કલાક ચર્ચા વિશેષ ચાલતાં કુલસુમે આઠ દિવસ પછી અહીં આવી રહેવાનું નક્કી કર્યું. શહેરનું કામકાજ ઉકેલી લેવા તથા બુઢ્ઢા માની રજા લેવા એ રાજનગર જાય છે. બેન તેને ફરીફરીને એકદમ પાછી આવવાનું કહી રહ્યાં છે. સાંજે હું ને હિનુ એને સ્ટેશને વળાવવા ગયા. પાછા ફરતાં રસ્તાની કોરે ઊભો હું આભ સામે તાકી રહ્યો.

હિનુ કહે: 'મામા, તમે શું જુઓ છો, કહું?'

વિચારમાંથી ઝબકીને મેં કહ્યું: 'કહે જોઇએ?'

હિનુ કહેઃ 'પેલી દૂર દૂરની વાદળી.'

હું કહું છું: 'ના, હિનુ. એ વાદળી પાછળ છુપાતો પેલો ચંદ્ર.'

૨

# એકરાર દિલ

## કુલસુમની આત્મકથા

**આજે** રાજનગર આવીને અરુણાને મળવા ગઈ. કયાંય સુધી એની સાથે આડીઅવળી ચર્ચાઓ કરી. ઊઠતી વખતે મેં એને કહ્યું : ' અરુણા, હું તો રંગપુર સુધીરભાઇ સાથે થોડો વખત કામ કરવા જાઉં છું. '

અરુણા કહે : ' સાચોસાચ ? '

મેં કહ્યું : ' સાચોસાચ.'

તરત અરુણા ગાવા લાગી :

**સાંઢીડા સાંઠ શણગારજે રે, મારે જાવું સો સો કોશ,**
**રાણાજીના રાજમાં મારે જળ પીવાનો યે દોષ...**

હું કહું છું : અરુણા, તારી થોડી ભૂલ થાય છે. મીરાં રાણાજીને છોડી એના ગિરધરલાલજી પાસે જતી હતી. કુલસુમ તો એના ગિરિધરલાલને છોડીને રંગપુર જઇ રહી છે.'

અરુણા કહે : ' હારે હા, જેમ શેણી હેમાળો ગળવા હાલી હતી તેમ.'

હું કહું છું : ' એમાં યે તારી ભૂલ થાય છે, અરુણા ! શેણી ઉપર વિજાણંદનો ભાવ હતો તેથી એ હાલી નીકળી હતી. આ શેણી તો વિજાણંદનો ભાવ ન પામી શકી .તેથી હાલી નીકળી છે.'

કોણ છે મારા ગિરિધરલાલ અને કોણ છે મારો વિજાણંદ ?

એક જાણું છું હું ને બીજી જાણે છે અરુણા. હું એક મુસલમાનની છોકરી, હિંદુ પ્રેમીઓનાં રૂપકો આપી રહી છું, પણ તેમાં ભૂલ નથી. મારો પ્રેમ જેના પર ઢળ્યો છે એ પણ હિંદુ જ છે. એનું નામ છે જિતુ. દુનિયાની નજરે એને મારે જિતુભાઇ કહેવું પડે છે. પણ અત્યારે મનની એકાંતે બેઠી છું ત્યારે તો 'જિતુ' જ કહું ને?

કયાં હિંદુઓમાં શ્રેષ્ઠ બ્રાહ્મણને ઘેરે જન્મ પામેલ જિતુ અને કયાં મુસ્લિમોમાં શ્રેષ્ઠ સૈયદને ઘેર જન્મ પામેલ કુલસુમ? બન્ને સામા છેડાની વાત. પણ એના પર જ કેમ પ્રેમ થઇ ગયો એમ કોઈ પૂછે તો એનો મારી પાસે જવાબ નથી. આ ઘેર જ મારો જન્મ કેમ થયો એના જેવી જ એ વાત.

છોડું આ બધી લપ. પ્રેમ કેમ થયો એ જ વિચારી જાઉં એટલે વાત પતે. અરુણા કહે છે કે પેલા રાજપુરના સત્યાગ્રહમાં વીફરેલા રાજ્યનો લાઠીમાર દેખીને ભલભલા સૈનિક ભાગી ગયેલા ત્યારે મેદાન વચ્ચે એકલા ઊભા રહીને જિતુભાઈએ સામી છાતીએ લાઠીઓ ખાધેલી તેથી તને એના પર ભાવ થયો છે.

આહા! આજે યે એ પ્રસંગ મારી સામે તરવરી ઊઠે છે. અમે સ્વયંસેવિકાઓ ચોકને છેવાડે ઊભી હતી ત્યાં પોલીસોએ હાકલા કર્યા: 'હટ જાઓ ચોકમેંસે. લાઠીસે મર જાઓગે.'

એક–બે લાઠીઓ પડી ત્યાંસુધી ત્રીસ–ચાલીસ સૈનિકો બેઠા હતા. પણ લાઠીઓ જ્યારે વધવા લાગી ત્યારે સૈનિકો ઘટવા લાગ્યા. પોલીસોએ આંખો મીંચીને લાઠીઓ વાંઝવા માંડી ત્યારે ફડોફડ માથાંમાંથી ઊડતાં લોહી દેખીને અમારી આંખો બંધ થઈ ગયેલી. પણ પળ પછી આંખો ઉઘાડીને જોયું તો મેદાન વચ્ચે એકલા જિતુભાઈ ઊભા હતા. એક પોલીસ ઘોડા પર બેઠો બેઠો એમના પર લાઠીઓ ઝીંકયા કરતો હતો અને જિતુભાઇ એકડિયામાં મોપાટ લે તેમ સંખ્યા બોલી રહ્યા હતા...ત્રેવીસ, ચોવીસ, પચીસ...

જાણે 'ઇન્કીલાબ...ઝીંદાબાદ'નાં સૂત્રો એ ઝિલાવતા હોય તેમ અમેય એમની સાથે આંકડા બોલવા લાગી ગયાં હતાં. બત્રીસની સંખ્યા આવતાં જિતુભાઇ હેઠે પડી ગયા હતા. પણ પડતાં પડતાં યે એમણે જમીન પર હાથ ખોડી દીધા હતા અને ગણતરી ચાલુ રાખી હતી: 'સાડત્રીસ, આડત્રીસ...'

ચાલીસમે ઘાએ એ જમીન પર આડા જઈ પડયા ત્યારે......કોણ જાણે કયારે મગજમાં વીજળીનો કડાકો બોલી ગયો અને કયારે અરુણાનો હાથ છોડીને હું મેદાન વચ્ચે દોડી ગઈ તે તો આજે પણ યાદ આવતું નથી.

થોડીક વાર પછી 'કુલસુમ......કુલસુમ......' એવા અવાજ નાખતી અરુણા પેલા પોલીસ પાછળ થઇને મારી તરફ દોડી રહી હતી ત્યારે હું જિતુભાઈનું માથું મારા ખોળામાં લઈને બેસી ગઇ હતી. મારા ખેસના છેડાથી એમને પવન નાખી રહી હતી, અને...

બધું યે ભૂલી જઇશ, પણ તે દિવસે જોયેલું લોહીથી ખરડાયેલું ને ધૂળથી રગદોળાયેલું જિતુભાઇનું મુખ હું કયામતના દિન સુધી પણ નહિ ભૂલું. વીખરાયેલા વાળ ને બિડાયેલી આંખોમાં યે અનહદ સૌંદર્ય ભર્યું હોય છે તેની મને તે દિવસે જ ખબર પડી. હજી યે મોઢું અનેક વાર સ્વપ્નામાં આવીને ઝબકી જાય છે. સ્વપ્નામાં યે મનની એક આરઝૂ અધૂરી રહી જાય છે કે અધુધડા પેલા હોઠ આટલું જ બોલે : 'કુલસુમ ?'

પણ રખે તમે ય એમ માની બેસતા કે તે દિવસથી જ 'મળી દૃષ્ટોદૃષ્ટ' જેવો મારે જિતુભાઇ પર પ્રેમ થયો છે. શૂરવીરતા જોઇને કઈ નારી નમી નહિ પડી હોય ! પણ પ્રેમ તો સાગર મધ્યે કણે કણે રચાતા બેટ જેવો છે. કાળાન્તરથી બેટ રચાતો આવતો હોય. પણ એનાં દર્શન કોઈ પૂરમાં ઠલવાતા કાંપને લીધે અચાનક એક વખત થઇ જાય છે એટલું જ.

અમારી શેરીની પાછલી પોળમાં જ જિતુભાઈનું ઘર છે. મારાં જૂનાંમાં જૂનાં સંસ્મરણ મારા અમ્માનાં છે. પણ તેનાથી યે જૂનું સંસ્મરણ ઝબકી જાય છે ત્યારે અમારી શેરીને છેડે આવેલ પેલા જૂના પુરાણા મકાન વચ્ચે ઉભેલ બોરડી નજરે તરવરે છે. એ બોરડી પર ટંગલી ટોચે કાંટા ખાતાં ખાતાં યે બોરાં તોડતા જિતુભાઈ દેખાય છે અને બોર ખાઇને નીચે ઊભેલા છોકરાઓના ટકામાં ટપ ટપ ઠળિયા મારતા જિતુભાઈના હાસ્યના ખખડાટ હજી યે કાનમાં ગાજ્યા કરે છે.

હાલતા જવું ને કોઇ પણ છોકરાને ધોલ મારતા જવી એ તો જાણે એમને આંખના પલકારા જેવી સ્વભાવિક ટેવ. છોકરાને મારીને સાંજ પડયે કોઈ ચણાતા મકાનના પાયા પાછળ કે આંબલીના ઝૂંડમાં એ સંતાઈ રહેતા. અંધારું થતાં રાધામાસી એમને ગોતવા નીકળતાં અને હું રાધામાસીની પાછળ લપાઇને જિતુભાઇ કયાં બેઠા છે એ બતાવવા નીકળતી. ખબર હતી કે આ કામના બદલામાં બીજે દિવસે જિતુભાઇને હાથે એ લપડાક મળવાની છે તો યે જીવ ઝાલ્યો ન રહેતો. મનમાં એક જ બીક રહેતી કે રખે ને આખી રાત જિતુભાઇ અહીં જ બેઠા રહે અને રાતને વખતે...કોણ જાણે કેટલાં યે પ્રેત નીકળે અને...

રમતાં એ થાકતા નહિ. તરતાં એ થાકતા નહિ અને બાઝતાં યે કદી થાકતા નહિ. અને હું એમનાં નાનામાં નાનાં કામ જોતાં થાકતી નહિ.

એક દિવસ અમારી શેરીના છોકરા પેલા મામદ લૂલિયાની પાછળ પડી ગયા. બિચારાને ખીજવી ખીજવીને રોવા જેવો કરી નાખ્યો. મામદ રોતો હતો ત્યાં જિતુભાઈ નીકળ્યા. મામદનું મોઢું જોઈને કહે: 'એલા મામદ, કેમ આમ થઈ ગયો છે ?'

રોતો રોતો મામદ કહે: 'જુઓ ને જિતુભાઇ, આ બધા છોકરા..'

તરત જિતુભાઈએ રાડ નાખી : 'એલા, મૂકી દો મામદને. ખબરદાર એનું નામ લીધું છે તો !'

પણ છોકરા રંગે ચડેલા. કહે કે : 'તું તારે રસ્તે હાલતો થા ને. મોટો ધરમની પૂછડી...'

કહેતાં ભેગાં જિતુભાઈએ એ છોકરાને લપડાક લગાવી. એક લપડાક ભેગો હોબાળો થયો અને બધા છોકરા જિતુભાઈ પર ઊતરી પડ્યા. ધડોધડ જિતુભાઈને મારવા લાગ્યા. જિતુભાઇ હેઠા પડી ગયા. બધા છોકરાએ એમને દબાવી દીધા. મારો જીવ ઊંચો ચડી ગયો. ત્યાં તો અચાનક...વોય બાપરે...કહેતો એમના પર પડેલો એક છોકરો ઊભો થયો, બીજો ઊભો થયો, ત્રીજો ઊભો થયો અને બધાની વચ્ચેથી માથું કાઢતાં ધડોધડ જિતુભાઈ એક પછી એક છોકરાને મારવા લાગ્યા.

થોડીક વારમાં બધા છોકરા રફુચક્કર થઈ ગયા અને જિતુભાઇ શેરી વચ્ચે એકલા હસતા હસતા ધૂળ ખંખેરતા હતા. પેલો લૂલિયો ક્યારનો યે ભાગી ગયો હતો. એમના પહેરણની એક બાંય ચિરાઈ ગયેલી અને કોણી લોહીલોહાણ થઈ ગયેલી.

મેં કહ્યું : 'જિતુભાઈ, કોણીએ પાટો બાંધી દઉં ?'

જિતુભાઈ કહે : 'પાટો બાંધું તો વળી બાને ખબર પડી જાય. સોય-દોરો લઈ આવ તો પહેરણ સાંધી લઉં. ઘા ઢંકાય તો બસ છે.'

અમારી શેરીને નાકેથી જ એમનો શાળાએ જવાનો રસ્તો હતો. અમારી શેરીના છોકરા ઘણી યે વાર એમને મારવા માટે ટોળી રચી નાકે ગોઠવાઈ રહેતા. હું દોડી જઇને આઘેથી જિતુભાઈને આડા હાથ રોકવા પ્રયત્ન કરતી. હું કહેતી : 'જિતુભાઇ ! પાછલે રસ્તેથી જાઓ. કેટલા બધા છોકરા......'

મારો હાથ ઝટકી આગળ ચાલતાં જિતુભાઇ કહેતા : 'કેટલા બધા છોકરા છે તેથી શું થઇ ગયું ? કાંઈ રસ્તો એમના બાપનો છે ?'

શેરીને નાકે પહોંચતાં પાણીની રમઝટ બોલતી. ધડોધડ પાણા જિતુભાઇને પગે, હાથે, માથે વાગતા. પણ પાણા આડે પોતાની

પાટી ચોપડીઓ ધરતા જિતુભાઈ સામેથી પાણીની એવી રમઝટ બોલાવતા કે ઘડીવારમાં આખી ટોળીને ભાગવું પડતું.

અલબત્ત, પાણી આડે ધરાતી પાટી તૂટી જતી અને સાંજે ઘેર પાછા ફરતાં રાધામાસી એમને પૂછતાં : 'હજી અઠવાડિયા પહેલાં જ પાટી લીધેલી એના કટકા કરી નાખ્યા ? કહે, કયાં તોડી આવ્યો ?'

પણ જવાબ આપે તો જિતુભાઈ શાના ?

જવાબ ન આપવા બદલ રાધામાસી એમને ઘર બહાર કાઢી મૂકતાં. જાણે શાળાએ જવા નીકળતા હોય તેમ જિતુભાઈ ઘર બહાર નીકળી જતા અને નિરાંતે ભણવા બેઠા હોય તેમ આંબલીના ઝુંડમાં બેસી જતા. હું ત્યાંથી નીકળું તો કહે : 'એલી કુલસુમ, તારે ત્યાંથી કાંઈ ખાવાનું લાવી દે ને ? ભૂખ લાગી છે.'

હું કહેતી : 'તમે બ્રાહ્મણ, અમે મુસલમાન. અમારા ઘરનું...

એ કહેતા : 'એ પંચાત કરવાનું તને કોણ કહે છે ? અભડાઈશ હું કે તું ? સીધેસીધું ખાવાનું લાવી દે ને ?'

પછી તો જિતુભાઈ મોટા થયા. મારી ઉમર પણ વધી. અમારા શહેરમાં દર વર્ષે રમતોની હરીફાઈ થતી. જિતુભાઈ તેમાં અચૂક ઊતરતા અને લગભગ બધી રમતોમાં પહેલો બીજો નંબર લાવતા. રમતો જોતાં હું અરુણાને કહેતી : 'એ...એ...જિતુભાઈ પહેલા આવ્યા.'

અરુણા કહેતી : 'તને તે જિતુભાઈ વગર બીજું દેખાય છે કે નહિ ?'

પણ આવા કેટલાક પ્રસંગ કહું ? મન જાણે સાગર જેવું છે. એનો ખ્યાલ પ્રસંગનાં મોજાં નહિ આપી શકે.

આવા પ્રસંગોની ઓથે કયારે મેં જિતુભાઈની મૂર્તિને મારા હૃદય-સિંહાસન પર બેસાડી દીધી હતી તેનો આજે ખ્યાલ આપી શકું તેમ નથી. એ આરાધ્ય દેવને ગમે તે માટે કયારે અખાડે જવું શરૂ કર્યું, કયારે વાચન વધારી દીધું ને કયારે ખાદી પહેરવી શરૂ કરી દીધી એ પણ યાદ આવતું નથી. પણ રાજપુરના સત્યાગ્રહ પછી

જ્યારે મારા મનની વાત મેં અરુણાને કહી ત્યારે એ કહે: 'ગાંડી થઇ કુલસુમ? જિતુભાઈ બ્રાહ્મણ, તું મુસલમાન. એ કોઇને વાત કરીશ તો ગાંડી ગણશે. છોડી દે, છોડી દે, વાત.'

મેં કહેલું: 'પણ અરુણા, આ વાત છોડી દઉં તો હું ગાંડી થઈ જઇશ, તેનું શું?'

પછી એક દિવસ અખાડેથી પાછા ફરતાં મેં જિતુભાઈને કહ્યું: 'મારે તમારી સાથે થોડીક વાત કરવી છે.'

'તો કર ને? કોણ ના પાડે છે?' એમણે કહેલું.

મેં કહ્યું: 'મારે તો એકાન્તમાં વાત કરવી છે.'

જરા ચમકીને કહે: 'એકાન્તમાં? મારી સાથે? મારે હજી રાત્રિશાળામાં પહોંચવું છે. ચાલ, ચાલતાં ચાલતાં વાત કરી લે.'

રાત્રિશાળાને રસ્તે ચડતાં મેં મારા મનની મુરાદ જાહેર કરી. એકદમ મારી સામે તાકતાં એ કહે: 'કેમ, કાંઈ ભાંગબાંગ પીધી છે કે શું? કૉલેજના છોકરા મરી પરવાર્યા કે હું નજરમાં આવ્યો?'

મેં કહ્યું: 'ત્યાં એટલી ભીડાભીડ જામી છે કે આ બાજુ માર્ગ લેવો પડયો.'

જિતુભાઇ કહે: 'તો તો મારી પાસે યે કામની એટલી ભીડાભીડ જામી છે કે બીજો માર્ગ ગોતી લે તો સારું. મને કામ આડે આવી પંચાતમાં પડવાનો વખત નથી.'

મેં કહ્યું: 'પણ હું તો તમને કામમાં મદદગાર થવા માગું છું. તમારો વખત નહિ બગાડું.'

જિતુભાઈ કહે: 'અત્યારે આ ચર્ચા ટૂંકાવીને વખત ન બગાડ તો યે પાડ.'

પછી જે ચર્ચા થઈ છે એ અત્યારે યાદ ન કરું તો જ વધારે સારું. જેને પોતાની બુદ્ધિનું, સૌંદર્યનું અને કાર્યશક્તિનું અભિમાન

હતું તેવી એક નવયુવતીની કરુણ હારનું બયાન કાગળ પર ન ચીતરાય એમાં જ શોભા છે.

બીજા દિવસથી જાણે કાંઈ જ ન બન્યું હોય તેમ જિતુભાઇ તો કામે લાગી ગયા. પણ મારા મનની દશા કોને કહેવા જાઉં ? મનને રોકી રાખવા વધારે ને વધારે કામમાં હું મારી જાતને ફેંકતી ગઈ. પણ મારા નિસાસા અરુણાથી અછતા ન રહ્યા. એ કહે : 'કુલસુમ, દુનિયા ક્યાં મરી પરવારી છે ? તારા જેવી છોકરીને ગમે ત્યાં...'

મારાથી ન કહી શકાયું કે બહેન, તું સ્ત્રી હોવા છતાં યે સ્ત્રીનું દિલ નથી પારખતી ? એક વખત દિલને એક ઠેકાણે દીધા પછી સ્ત્રી એ દિલને બીજે વાળી શકતી હોત તો પેલી રાજકુમારી લયલાં ફકીર મજનૂ પાછળ મરવા ન બેસત.

એ વાતને આજે ચાર વરસ વીતી ગયાં છે. ફરીફરીને મનને કામમાં ને અભ્યાસમાં વધારે ને વધારે રોકવા પ્રયાસ કરું છું, પણ ક્યાંયે શાંતિ વળતી નથી. જાણે મારી કરોડરજ્જુ જ ભાંગી ગઈ છે. કરોડરજ્જુના મકોડા ભેગા કરીકરીને કામ કરવા પ્રયાસ કરું છું. મારી પ્રવૃત્તિઓ દેખીને જોડીદારો મોંમાં આંગળાં નાખે છે. પણ એમને ક્યાં ખબર છે કે એ બધી પ્રવૃત્તિઓ પૂરી કરીને ઘેર આવતાં કુલસુમની દશા કેવી હોય છે ?

મારા કામ પર નજર ફેંકતાં મન વિચારે ચડે છે કે આ કોને માટે ? કોને માટે ? હું યે સ્ત્રી છું. આટલા આટલા કામ પછી કોઇ છાતી પર માથું મેલીને આરામ કરવાની ઇચ્છા થાય છે. કોઇ એ કામને માટે શાબાશી આપતું આપતું માથે હાથ ફેરવતું હોય એવાં સ્વપ્નાં ઝંખું છું. પણ એવું કોઈ મારી સામે નજર પણ કરતું નથી. એને એના કામ આડે બીજો ખ્યાલ કરવાનો યે વખત નથી.

**ખુદ ફસી ફંદે મેં બુલબુલ,**
**ક્યા ખતા સૈયાદ કી...**

મારી આ દશાનો દોષ કોને દેવા જાઉં ? મને ઘણી યે વાર થાય છે કે મારા અબ્બાએ મને આટલી બધી ભણાવી તેથી મારું હિત કર્યું છે કે અહિત ? એમની એકની એક દીકરી કુલસુમનો હાથ જોઈને કોઈ મૌલવીએ કહેલું કે 'યે લડકી પઢાઇ–લિખાઇમેં બડી અક્લમંદ હોગી.' બસ, પછી અબ્બાને બીજું જોઇએ પણ શું ? અમારી કોમમાં ગ્રેજ્યુએટ થનાર મારા અબ્બા પહેલા હતા. અભ્યાસ પૂરો કર્યા પછી પણ એમનું વાચન રાતના ચાર ચાર વાગ્યા સુધી ચાલતું એની મને રોજાના દિવસોમાં જ ખબર પડેલી. ગમે એટલા કામકાજ વચ્ચે યે સવાર સાંજ મને ભણાવવા એ બેસી જતા. મરતી વખતે મારી અમ્માને પાસે બોલાવીને કહેલું : 'ઘર વેચવાં પડે તો વેચજે. પણ કુલસુમ ના ન પાડે ત્યાંસુધી એની ભણવાની સગવડ સાચવજે.'

મારી બુઢ્ઢીને એ પછી એક જ કામ રહ્યું છે અને તે એમની 'બિટિયાં' કુલસુમને અભ્યાસની સગવડ કરી આપવાનું. મેં અંગ્રેજી ભણવું શરૂ કર્યું ત્યારે અમારી કોમની સ્ત્રીઓ એમને સમજાવવા આવી: 'ફાતમાબાઇ, અબ કહાં તક કુલસુમકી પઢાઈ ચલેગી. કુછ શાદીકી...'

અમ્મા કહે: 'નહિ બહન. ઉસકા અબ્બા કહ ગયા હૈ કિ......'

બસ 'ઉસકા અબ્બા કહ ગયા હૈ......' એ વાક્યને જોરે મેં મેટ્રીક પસાર કરી, કોલેજમાં ગઈ, અને કોલેજ છોડી જાહેર પ્રવૃત્તિઓમાં પડી, તો યે અમ્મા મને ક્યાં યે આડી નથી આવી.

ક્યારેક અમ્મા કહે છે: 'બિટિયાં, અબ તેરી શાદીકે લિયે કયા...'

મારી શાદીને માટે અમ્માને હું શો જવાબ આપું ? અમારી કોમમાં નહિ જેવું જ શિક્ષણ છે, ત્યાં કોલેજમાં પહોંચેલી હું, કોની સાથે પરણીને મારું જીવન પસાર કરી શકીશ ?

ઊલટું, મારી બધી પ્રવૃત્તિઓ જોઇને આખી કોમમાં મારી સામે વાતો થાય છે કે 'કાફિર હો ગઇ, કાફિર હો ગઇ.' કોઇ વળી

હું કાફિર કેમ થઇ ગઇ એની પાછળ મારી કોઈ દાદી હિંદુ હતી એનો હવાલો પણ આપી દે છે.

અને બીજી રીતે વાત પણ સાચી છે ને ? મારો ઉછેર, મારું શિક્ષણ, મારી આસપાસનું બધું વાતાવરણ હિંદુમય જ રહ્યું છે. કોઈ હિંદુ છોકરી વિચારે, બોલે, હરેફરે તેમ જ હુ હરીફરી રહું છું. કેટલીક વાર હું વિચારે ચડી જાઉં છું કે મારામાં મુસ્લિમ સંસ્કાર કયા છે ? પણ મને શોધ્યા યે જડતા નથી.

એક વખત મેં હિંમત કરીને અમ્માને કહી દીધું : 'અમ્મા, અપની કોમમેં તો કહીં મેરી શાદીકી બાત મત કરના......'

મારી વાત સાંભળીને અમ્મા તાકી રહી. 'યે કયા બોલ રહી હો તૂ બેટી !'-કહી એ રડી પડી.

એ વખતે તો હું ન બોલી શકી, પણ થોડા વખત પછી મેં કોઇ શિક્ષિત હિંદુ જુવાન સાથે શાદી કરવાની વાત સમજાવી જોઇ. એ વખતે મારી અમ્માને કેટલું દુઃખ થયું છે તે તો કેમ વર્ણવી શકું ? છતાં યે મારા પર અમ્માને કેટલો ભાવ છે તે એ વખતે હું જોઇ શકી. એ કહે: 'બિટિયાં તો તેરી મરજી. લેકિન, ઇતના તો કરના, વો જુવાનકો મુસ્લિમ હો કર પીછે શાદી કરનેકી બાત કરના. અગર વો ભી ન બન સકે તો તૂ હિન્દુ હો જા, ઉસસે......'

પણ મારી અમ્માને મૂંઝવતા એ પ્રશ્નનો નિકાલ જિતુભાઇએ ના પાડીને આપી દીધો છે. એ પછી મારી મૂંઝવણનો ડુંગર મારા હૈયાને કેટલો દબાવી રહ્યો છે એ કોને કહું ? મને થાય છે કે આમ ને આમ કશા યે આધાર વગર હું કયાં સુધી ઊભી રહી શકીશ ? જેને આધાર માન્યો હતો તે નથી મેળવી શકી. એ આધાર ન મેળવી શકવાને કારણે દિલમાં રોજ રોજ બળી રહી છું. તેથી જ થાય છે કે અહીંથી કયાંક ચાલી જાઉં. એની નજર સામે

રહીને આશા કદી નાશ નહિ પામે. કદાચ દૂર જઇને આશાને મનમાં મુરઝાવી શકું તો.

અરુણાને રંગપુર જવાની વાત કરી, તેમ જિતુભાઇને પણ એ વાત કરવાનું મન ન રોકી શકી. એમને એમાં શો વાંધો હોય ? એ કહેઃ 'હા, હા, જા રંગપુર. સુધીર સાથે રહીને કામ કરતાં ગામડાનો ઠીક અનુભવ થશે.'

હા રે હા ! અનુભવના ભાથાને જ સહારે જો જીવન જીવી શકાતું હોય તો વાંધો ક્યાં હતો ? પણ એમને એવું કહેવાનો અર્થ પણ શો ?

રંગપુર જવાનું નક્કી તો કર્યું પણ ત્યાં યે મનને આરામ મળશે ખરો ? દિલને કરાર વળશે ખરો ?

ટણુણુન, ટણુણુન રાતના બાર.

પાસેની પથારીમાં સૂતી અમ્મા કહે છે : 'બિટિયાં, અબ તો સો જા. કહાં તક...'

સૂઇ જાઉં છું, પણ રાત ગજવતા જતા પેલા ફકીરનું ગાન ક્યાં ઊંઘ આવવા દે છે ?—

ઘેરી નદીયાં નાવ પુરાની
મૈ અનતારન તરહુ ન જાની,
આપ હી પાર લગાઇયાં,
શહેર મદીને વાલિયાં સાંઇયાં...

૩

# રણભેરી

## જિતુની આત્મકથા

જીવ ખાધો આ બધાએ તો !

જે હોય તે મને કહ્યા કરે છે કે જિતુ, તને થયું છે શું ? ઘેર હોઉં ત્યારે બા કહે છે. યુવકમંડળને કાર્યાલયે જાઉં ત્યારે સાથીદારો કહે છે. વ્યાયામશાળાએ જાઉં ત્યારે એકેએક વિદ્યાર્થી કહે છે કે તમને થયું છે શું ?

અરે ભાઈ, મને તો કાંઇ થયું નથી. તમે બધા જેમ ખાઓ છો તેમ હું યે ખાઉં છું. તમે બધા પીઓ છો તેમ હું યે પીઉં છું. તમારા બધાની જેમ જ હરુંફરું છું, વાંચુંલખું છું, તો યે મારો જીવ કાં ખાઓ ? પેલા બ્રાહ્મણ પાસે બકરું હતું તો યે ચાર ચોરે મળીને એને કૂતરું ઠરવી દીધું એવી રમત નથી આદરી ને ?

ઊલટું હાલતાંચાલતાં, હરતાંફરતાં મને વિચાર થાય છે કે આ ગાંધીજીને થયું છે શું ? એમનું મગજ ઠેકાણે છે કે નહિ ? ખરે ઉનાળે તેમણે ગોકીરો ગજવ્યો છે કે 'કવીટ ઇન્ડીઆ.' અંગ્રેજોને કહે છે કે હિંદ છોડી ચાલ્યા જાઓ. હિંદ છોડીને ચાલ્યા જાય ક્યાં હિંદી મહાસાગરમાં ? ત્યાં યે પેલા જાપાનીઓનાં વહાણ ઘૂમે છે.

અંગ્રેજો હિંદ શા માટે છોડી જાય ? કહે છે કે હિંદ હિંદીઓનું છે. હિંદીઓ વિના હિંદનું રક્ષણ બીજું કોઈ નહિ કરી શકે. બર્મા, મલાયા, જાવા અને ન્યુગીનીમાંથી ત્યાંનાં લોકોને અસહાય સ્થિતિમાં છોડીને તમે ખસી ગયા એવું હિંદમાં નથી થવા દેવું. અરે ભાઈ,

ત્યાં તો માકડ મચ્છર હતા. નદીમાં મગરો હતી, હવામાન પ્રતિકૂળ હતું તેથી છોડવું પડેલું. હિંદમાં તો સંપૂર્ણ સાનુકૂળ વાતાવરણ છે અને હિંદ છોડીને ચાલ્યા જાય ? આજે તો હિંદની વાત કરી. આવતી કાલે કહેશો કે ક્વીટ ઓસ્ટ્રેલિયા, ક્વીટ સાઉથ આફ્રિકા, ક્વીટ કેનેડા ! એ દેશો મૂળ એમના ક્યાં હતા ? એમ તો ક્વીટ ઇંગ્લેન્ડ પણ કહી શકાશે. એના પણ મૂળ વતનીઓ બીજા જ હતા ને ?

આ બધાં સ્થળો છોડીને અંગ્રેજો જાય ક્યાં ? આકાશમાં ? પેલા જાપાનીઝો કહે છે કે એશિયા ખાલી કરો. હિટલર કહે છે કે ખબરદાર કદી યુરોપ સામે નજર નાખી છે તો. આ બધાની સાથે ઠીક લોલમાં લોલ પુરાવવાનો વખત મળી ગયો છે. અમસ્થાં તો હરફ કાઢવાની તાકાત નો'તી. આજે અચાનક માકડને આંખો આવી ગઇ છે.

૧૯૩૬થી ૧૯૪૧ના અંત લગ લગભગ ગઈ કાલ સુધી રાત ને દિવસ, ચર્ચામાં ને લેખનમાં કહ્યા કરતા હતા કે હિંદ તૈયાર નથી, તૈયાર નથી, લડવા માટે તૈયાર નથી. એટલા માટે જવાહર સાથે હાલતાંચાલતાં લડતા હતા. આજે હવે ૧૯૪૨ માં કહે છે કે હિંદ લડવા માટે તૈયાર છે, લડ્યા વગર છૂટકો નથી.

અરે, ગઇ કાલ સુધી કહેતા હતા કે હિંદુ–મુસ્લિમ ઐક્ય વગર સ્વરાજ્ય નથી. આજે કહેવા લાગ્યા છે કે સ્વરાજ વગર હિંદુ–મુસ્લિમ ઐક્ય નહિ થાય. વાણિયાને ફેરવી તોળતાં વાર જ ક્યાં છે ? પછી ભલે ને મોટા મોટા રાજપ્રકરણી પુરુષો કહે કે ગાંધીજી વિરોધાભાસનો ખજાનો છે. એવું સંભળાય ત્યારે સોમવારનું મૌન લેતાં કે સવાર–સાંજ પ્રાર્થના કરવા ક્યાં બેસી જવાતું નથી !

અને એક વાર કોઈ ચીજ હાથ ચડી જાય પછી એને મૂકે તો ગાંધીજી શાના ? આફ્રિકામાં પેલા ગોરાએ ટાંગામાંથી ઉતારી મૂક્યા ત્યારે જોર નહોતું તો યે ગોડની જેમ ટાંગાને વળગી રહેલા. ત્યારથી

એમને ગમે તે ચીજને જોડની જેમ વળગવાની ટેવ પડી ગઈ છે. રેંટિયો તો રેંટિયો, ખિલાફત તો ખિલાફત, મીઠું તો મીઠું. ગમે તે હાથ પડવું જોઈએ. હવે 'ક્વીટ ઇન્ડીઆ' હાથ લાગ્યું છે.

બસ ચર્ચામાં 'ક્વીટ ઇન્ડીઆ,' 'હરિજન'માં 'ક્વીટ ઇન્ડીઆ', સંદેશામાં 'ક્વીટ ઇન્ડીઆ.' થોડા દિવસમાં હિંદના આ છેડાથી પેલા છેડા સુધી 'ક્વીટ ઇન્ડીઆ'નો સિક્કો ફરવા લાગશે. આજ સુધી હાથ રેંટિયો–તકલી ફેરવતા. હવે જીભને પણ કામ મળી રહેશે. આશ્રમ ભજનાવલિમાં સાત-આઠ ધૂન આપી છે તેમાં આ એક નવી ધૂન ઉમેરાઇ જાય એટલે ધૂન પૂરી થાય. નામસ્મરણનો મહિમા ક્યાં ઓછો છે! નામસ્મરણથી કેટલા ભક્તો મોક્ષ પામ્યા તેની નામાવલિ પણ 'હરિજન'માં પ્રકટ કરી દેવાય તો પ્રસંગ શોભી ઊઠે.

બીજું કાંઇ વાંધો નથી, પણ ગાંધીજી કહે એટલે બ્રહ્મવાક્ય. બાબાવાક્ય પ્રમાણમ્. એમણે વાત વહેતી મૂકી એટલે સામે કોઇ હરફ પણ નહિ કાઢવાનું. બધા આંખો મીંચીને એ વાતને ઝીલી લેવાના. ગઇ કાલ સુધી ખરે ઉનાળે એમની સાથે માથું પછાડતા જવાહર હવે યુક્તપ્રાંતને ગામડે ગામડે ફરીને કહી રહ્યા છે કે આજે નહિ લડીએ તો એ 'શાન કે ખિલાફ બાત' (ગૌરવ વિરુદ્ધની વાત) કહેવાશે. સરદાર સાથે સીધો સંબંધ ધરાવનારા કહેતા કે સરદાર લડતના 'મૂડ'માં નથી. આજે સરદાર પણ ગુજરાતભરમાં અમદાવાદથી નડિયાદ અને નડિયાદથી સૂરત જઇને કહી રહ્યા છે કે તૈયાર થઇ જાઓ, લડત આઠ દિવસમાં પતાવી નાખવી છે. અરે ભાઈ! આજકાલમાં લગન પણ રેલ્વે યુદ્ધપ્રયાસોમાં રોકાતાં આઠ દિવસમાં પતતાં નથી અને હિંદની આઝાદીની લડત આઠ દિવસમાં કેમ પતશે?

જવાહર–સરદાર ઠીક અને પ્રાંતેપ્રાંતના બીજા ગાંધીવાદી કાર્યકરો પણ ઠીક. પરંતુ પેલા સોશ્યાલીસ્ટ બિરાદરો પણ કહેવા લાગ્યા છે કે હિંદ લડવા માટે તૈયાર છે. ખડે હો જાઓ. યુસુફ મહેરઅલી કહે છે, અચ્યુત પટવર્ધન કહે છે. મને લાગે છે કે ગાંધીજીનું તો ઠેકાણે નથી, પણ આ બધાને યે થયું છે શું?

આ બધાની સામે થઈને એકાદ હરફ ઉચ્ચારું તો પંડિતોની સભામાં મૂરખ ગણાવા જેવું થાય છે અને નથી બોલતો તો બધા કહે છે કે તને થયું છે શું ? શું થયું છે એ કહેવા પણ કોને જાઉં ?

આજે રંગપુરથી સુધીર આવ્યો છે. એની સાથે પાંચ કલાક માથાકૂટ કરી. હું કહેતો હતો: 'સુધીર, બ્રાહ્મણને બ્રહ્મભોજનની વાત સાંભળી મોંમાં પાણી આવે તેમ મને યે લડતની વાત સાંભળી હાથમાં ખજવાળ આવે છે. પણ થાય છે કે પ્રજા જરા યે તૈયાર દેખાતી નથી અને લડવા નીકળવું છે કોને જોરે ?'

સુધીર કહે: 'તને કેમ લાગ્યું કે પ્રજા તૈયાર નથી ? આ વિશ્વ-યુદ્ધને કારણે બોર્નીઓથી માંડી બર્મા આંખના પલકારામાં સ્વતંત્ર થઈ ગયાં. એવી વાત ફેલાઈ છે તેથી પ્રજામાં એક પ્રકારની એવી નવી ગરમી આવી ગઈ છે કે આજે કોઈ પ્રજાને અટકાવવા જાય તો ભારી પડે એવી સ્થિતિ થઈ ગઈ છે.'

હું કહું છું: 'હા, નવી ગરમી આવી ગઈ છે ખરી, પણ ચર્ચામાં જ. જાપાનીઓએ કયા મહિનાની કઈ તારીખે મલાયા, જાવા કે બોર્નીઓ લીધાં તેની ખબર અમારી શેરીના હકા કોળીને યે છે. પણ બંગાળને કાંઠે સરકારે ગામડાં ખાલી કરાવ્યાં ત્યારે કેટલાં માણસો હેરાન થઈ ગયાં તેની આપણને પૂરી ખબર નથી તેનું શું ? આફ્રિ-કામાંથી ભાગી ગયેલા રોમેલને જરાક શરદી થાય તો અહીં બેઠા કેટલા જણ એની શરદી કેમ મટે તેની ચર્ચા કરતા હોય છે. પણ ફેની-વિસ્તારમાં સતીશબાબુ પકડાયા તે મદ્રાસી છે કે પંજાબી તેની યે ખબર નથી હોતી તેનું શું ? સૈન્યની શકિતની તપાસ વગર કયાં યે લડાઈ સાંભળી છે ખરી ?'

સુધીર કહે છે: 'આ તો અહિંસક લડાઈ છે. કાર્યકરોએ કામ કરીને પ્રજામાં ખમીર રેડ્યું હશે તે મદદે નીકળી આવશે.'

હું કહું છું: 'એ ખમીર રેડનારા કર્યકરો જ કેટલા પાણીમાં

છે એ આજે કાર્યકરોની સભામાં જોઈ લઈ એ પછી જ આપણી ચર્ચા લંબાવીએ તો સારું.'

વાત અધૂરી મૂકી અમે પ્રાંતના કાર્યકરોની સભામાં ગયા. લોકો તૈયાર છે એમ બધા કાર્યકરો ગામડાંમાં ફરીને કહી રહ્યા છે. પણ કાર્યકરો કેટલા તૈયાર છે એ કાર્યકરોને જ સમજી લેવાની જરૂર લાગી છે. ખડા સત્યાગ્રહી નોંધવાની રસમ ગાંધીજીએ જ ગયે વરસે શરૂ કરી દીધી છે. એને અપનાવ્યા વગર છૂટકો છે?

ચર્ચા ચાર કલાક ચાલી. મુદ્દો માત્ર તૈયાર થઈ જવાનો હતો.

સૌથી પ્રથમ હરિજન કાર્યકરો કહે: 'હજી અસ્પૃશ્યતાની જડ જનતામાં એવી ને એવી છે, એની સામે લડયા વગર હિંદુધર્મનું કલંક નહિ ભૂંસાય. અમારી લડત આઝાદીની લડત હોવા છતાં ચલાવ્યા વગર છૂટકો નથી.'

હરિજનસેવકોની વાત સોળ વાલ અને એક રતિ છે. બે લડત એક સાથે તો કેમ લડી શકાય? બે ઘોડે કાંઈ ચડી શકાય છે?

એ પછી ખાદી કાર્યકરોનો વારો આવ્યો. ગાંધીજીએ કહી દીધું છે કે 'જ્વાળામુખી સળગવાનો છે. એ સળગે એટલે એમાંથી બચવાનો કોઈ વિચાર ન કરે. જો બચાવાનો વિચાર કરશું તો આપણે રેંટિયા વ્યર્થ કાંત્યા હશે. ચરખાસંઘ જોખમ ખેડવા તૈયાર ન હતો એમ કદી કહેવાય નહિ એ જોજો.'

સરદાર વલ્લભભાઈએ પણ કહી દીધું છે કે સંસ્થાઓ આપણે જ ઊભી કરી છે. આજે તોડી કાલે ફરીથી ઊભી કરશું. યાદ રાખજો. સંસ્થાઓ ઘંટીના પડની જેમ ગળે ન વળગે.

એના જવાબમાં ખાદીકાર્યકરો ઘણા ઘણા વિચારને અંતે પણ નક્કી ન કરી શકયા કે ખાદી કાર્યાલયો ચલાવવાં કે બંધ કરવાં. પણ છેવટ એવું નક્કી કર્યું કે ગાંધીજીના કહેવા મુજબ હજી રચનાકાર્ય કરતી સંસ્થાઓને માટે લડવાનો સમય નથી આવ્યો.

એ સમય આવે ત્યાં સુધી સંસ્થાઓ સાચવવી જ રહી અને સંસ્થાઓ ચલાવવા માટે શક્તિશાળી કાર્યકરોની જરૂર રહેવાની. એટલે સંસ્થાઓને સંગોપાંગ સાચવી શકે એવા કાર્યકરો સિવાયના બીજા બધાઓને લડતમાં મોકલવા.

આ સાંભળીને પેલા મનસુખભાઈ કહે: 'એટલે એમ કહો ને કે સંસ્થાઓ સાચવવા શક્તિશાળી હશે તે રોકાશે અને ઠોઠાં હશે તે લડાઇ લડવા આવશે.'

મનસુખભાઇ વગર મફતના ઊકળી ઊઠયા. એ તો જેવું કાર્ય તેવા કરવૈયા.

ત્યાં પેલા શાંત કાર્યકર વિષ્ણુભાઈ બોલી ઊઠયા: 'તમે એમ કેમ માની લો છો કે લડાઇનો રંગ ખરો જામશે ત્યારે શક્તિશાળી કાર્યકરો રેંટિયાનો હાથો ઝાલીને બેઠા રહેશે?'

બાકી રહ્યા ગ્રામોદ્યોગના કાર્યકરો. ગ્રામોદ્યોગ એટલે સંસ્કૃતિનો પ્રચાર. યુગ આથમી જશે તોયે સસ્કૃતિ અવશેષ રૂપે રહેશે. એને સાચવ્યા વગર છૂટકો નથી. તેથી એ કાર્યકરોનું પણ નામ લઈ શકાશે જ નહિ.

ખડા સૈન્યનું નિરીક્ષણ થઈ ગયું. બાકી પેલા વિદ્યાર્થીઓ ગમે ત્યારે ગમે તેની સાથે લડવા તૈયાર હોય છે. વધારામાં સરદારથી માંડીને શંકરરાવ દેવ વગેરે મુંબઈનું માથું ફેરવી રહ્યા છે અને યુસુફ મહેરઅલી પણ શાળાએ શાળાએ અને કોલેજે કોલેજે વિદ્યાર્થીઓને કહી રહ્યા છે કે ઝૂકી પડજો. દેશોદેશના વિદ્યાર્થીઓ આઝાદીની લડતમાં ઝંડો મોખરે રાખીને ઝઝૂમ્યા છે. તમે પાછળ રહી જતા નહિ. તમે જ સ્વાતંત્ર્યના ધ્વજધારી છો, મશાલચી છો, શંખનાદ છો.

ઈર્ષ્યા થાય તેવી એક આ સ્થતિ છે.

કાર્યકરોની સભા પૂરી થઈ. બહાર નીકળ્યા પછી સૌ એકબીજાને પૂછવા લાગ્યા કે બીજું બધું તો ઠીક, પણ લડશું કેવી રીતે? એલા, મૂળ મુદ્દાની વાત જ રહી ગઇ. લડવા તો નીકળ્યા, પણ શેનેથી લડવું એ વાત જ ભૂલી ગયા. હથિયાર–પડિયાર જ યાદ ન આવ્યાં.

પણ આ મૂંઝવણ નકામી છે. સરદારે જ નથી કહી દીધું કે ૨૧ થી ૪૧ સુધી લડવામાં જેટલી રીતો અજમાવી છે તેમાંથી ગમે તે રીતે લડી નાખજો. મુંબઈમાં મળનારી મહા સમિતિના ઠરાવના ખરડામાં તો એથી આગળ વધીને કહી દીધું છે કે 'ગાંધીજીની સૂચનાઓ બહાર પાડવાનું ન પણ બને. એ સમયે લડતમાં ભાગ લેતાં સર્વ સ્ત્રી પુરુષોએ પોતાની બુદ્ધિથી કાર્ય કરતા રહેવું. તેણે પોતાના માર્ગદર્શક બનવાનું છે...'

આટલા રસ્તા બતાવ્યા પછી વળી કાંઈ પૂછવાનું રહે છે ખરું? તોયે ચર્ચાને અંતે મનસુખભાઇ કહે: 'એમ કરો ને? આપણા તરફથી એકાદ પ્રતિનિધિને વર્ધા મોકલીએ. કેમ લડવું એની ખબર પડે.'

ઉપવાસમાં પાશેર પાણી પિવાય કે અચ્છેર એ પૂછવા જો વર્ધા જવાતું હોય તો આવા અગત્યના મુદ્દામાં કેમ ન જવાય? કાશીએ ગયા વગર શાસ્ત્રાધાર ક્યાંથી મળી શકે?

પણ બધા રસ્તા ધારીએ એટલા કયાં સરળ હોય છે? વળી એક નવો મુદ્દો ઊભો થયો કે પ્રતિનિધિ કેટલા મોકલવા? એકથી માંડીને અગિયારને પ્રતિનિધિમંડળ રૂપે મોકલવાની વાત વિચારાઈ ત્યારે બેસ સમો કરતા પેલા વયોવૃદ્ધ કાર્યકર હરિવદનભાઈ કહે: 'આવી બધી ટંટાળ શાને! ગાંધીજીએ તો માથું મૂકવા સુધીની વાત કરી છે. પછી લડવાની રીત જાણવાની શી જરૂર છે?'

ચાકડેથી ઘડો દોરીથી યે ઉતારી શકાય અને તરવારથી યે ઉતારી શકાય. એમાં વળી ચોળાચોળ શી? સવારના દસ સુધી ઠંડીની બીકે બહાર ન નીકળનાર હરિવદનભાઇ આટલી તૈયારી બતાવે ત્યારે તો સ્વરાજ્ય હાથ-વેંતમાં જ માનવું ને? પણ પેલો કિશોર ન રહી શક્યો. એ કહે: 'કાકા, આ વખતે તો તમે આગળ અને અમે પાછળ. તમારી પાછળ અમારાં માથાંનો ઢગ કરી દઈએ.'

હળવેથી હસતાં ને કિશોરનો ખભો થાબડતાં હરિવદનભાઇ કહે:

'ગાંડિયા, એક શું, એકવીસ માથાં ઉતારી લેજે ને. પણ ગાંધીજીનું સુખ જ અહીં છે. એ કહે છે માથું મૂકવા તૈયાર રહેજો, પણ તૈયાર થઈએ ત્યારે મળીમળીને મળે બહુ બહુ તો બાર માસની જેલ. બહુ જોર કરીએ તો વળી બે વર્ષની જેલે હદ થાય.'

હરિવદનભાઈ ને ત્યારે એક બિસ્રો બાંધવાની જ તૈયારી બાકી રહી છે ને ?

ભલે ને ગાંધીજી કહે કે 'આ લડત જેલનિવાસ નોતરવાને નથી.' અને સરદાર પણ ભલે કહે કે આ વખતે જેલભરતીનો કાર્યક્રમ નથી. એ તો કહે, કાંઈ નદીઓનાં પાણી આકાશમાં થોડાં જાય છે ? નદીઓ જેમ સાગરમાં સમાય એમ સત્યાગ્રહીનો જેલમાં જ સમાસ થાય.

સભામાંથી બહાર નીકળીને મેં સુધીરને કહ્યું: 'જોઈ ને પ્રજામાં ખમીર રેડનારાઓની તૈયારી ?'

સુધીર કહે: 'હિંસક લડાઈમાં ખડા સૈન્યની જરૂર પડે. અહિંસક લડાઈ આખી જનતાની ગણાય. જનતા જ એને ઉપાડી લે એટલે તેમાં એવી ગણતરીની જરૂર ન પડે.'

તરત જ મને બે-ત્રણ પ્રસંગો યાદ આવી ગયા. બે દિવસ પહેલાં ગામમાં ગયો ત્યારે મેં માકાશેઠને વાત કરેલી: 'શેઠ ! લડત આવી રહી છે. તૈયાર રહેજો.'

માકા શેઠ કહે: 'જિતુભાઇ, બાપલા, છ આઠ મહિના ખમી ખાઓ ને ? ધરણુ ટાણે સાપ કાં કાઢો ? અત્યારે ધોલ મારતાં યે રૂપિયા ખરે છે. પછી કહેશો તો મરણના સાથરા સુધી તમારી હારે લડશું.'

આઘે ચાલતાં રેંટિયો કાંતતાં કંકુમાને વાત કરી: 'માડી, લડાઇ આવી રહી છે, હો ?'

કંકુમા કહે: 'બેટા જિતુ ! ગાંધીએ આટલી મોંઘવારી કરી તોયે હજી નથી ધરાતા ! ગમે તેમ તોય વાણિયાનો જીવ ખરો ને ? બીજું કાંઇ નહિ, બેટા, પણ અમ જેવાં ગરીબ-ગુરબાં સામે જોઇને દંગલ

ઉપાડો તો સારું. સરકાર બચાડો ઝરમર સામે માથાં કપાવે છે ત્યારે ગાંધીને આ શું સૂઝયું છે?'

કલકત્તાથી કોલિયરીવાળા દેવશંકરભાઇ આવ્યા હતા. તેઓ કહે: 'નકામા ઊંચાનીચા શું કામ થાઓ છો, ભાઈ? સુભાષબાબુ જાપાન ગયા છે અને જાપાન બધી વાત ભરી પીશે. આપણે બ્રિટિશ સરકારની સામે શું લડશું! કાગળનાં એરોપ્લેન અને લાકડાંની ટેન્ક બનાવનાર જાપાનીઓ જ એમને પહોંચે. ધીરા ખમો ને ભાઇ! ઘેર બેઠાં ઘીને ઘડે ઘી થઈ રહેશે. નકામું પડ પાણ્ણા પગ પર શું કરવું?'

આ પ્રસંગો સુધીરને કહ્યા એટલે કહે: 'જિતુ, આવા ઉપરછલ્લા પ્રસંગોથી જનશક્તિને માપી શકાય નહિ. આ પ્રસંગોની સામે જ જેને સીધી રીતે સહન કરવું પડે છે અને જેની રોટીનો સવાલ કોઈક ઉકેલ માગી રહ્યો છે એવા કરોડો લોકોના હૃદયની આગ તેં કદી માપી જોઇ છે? જગતમાં રોજરોજ વધી રહેલાં જૂઠ, ફરેબ અને હિંસાથી પ્રજાનો પ્રાણ અકળામણ અનુભવી રહ્યો છે. આપણાથી એના મૂંગા ને લાચાર સાક્ષી બની કેમ બેસી રહેવાય?'

મેં કહેલું: 'અરે ભાઈ, આમાં લાચાર સાક્ષી બનીને બેસી રહેવાની વાત ક્યાં છે? લડવું તો મને ય સૌ કરતાં વધુ ગમે છે. પણ તમે જેને પ્રજાપ્રાણનો ગુંગળાટ કહો છો એમાં મને ગુલામીની જંજીરો તોડીને ફેંકી દેવાનો કોઈ ભીષણ નિશ્ચય નથી દેખાતો કે નથી દેખાતું એ નિશ્ચય પાછળનું બળ. ગુંગળાટ તો મને ય દેખાય છે, પણ નિષ્પ્રાણ.'

સુધીર કહે: 'અહીં જ તારી દૃષ્ટિમાં ફરક છે. માનવજાતિના આવડા મોટા ભાગને સ્વતંત્રતાના સ્પર્શ સિવાય જગતની લોકશાહીના સ્વાતંત્ર્ય અર્થે યુદ્ધમાં પરાણે હોમાવું પડતું હોય ત્યાં પ્રજાના ગુંગળાતા પ્રાણમાં મુક્તિની અદમ્ય ઝંખના જાગી ઊઠે એ સ્વાભાવિક સહજ છે. એ ઝંખનામાં જે બળ હોય છે તે છેલ્લી ઢબનાં વૈજ્ઞાનિક હથિયારો ધરાવતા શિસ્તબદ્ધ અને કસાયેલા છતાં ભાડૂતી લશ્કરોમાં નથી હોતું.

મેં કહેલું : ' એ થઈ 'થીઅરી.' આ અદમ્ય ઝંખનાની સામે બીજાં અસંખ્ય બળો કામ કરી રહ્યાં છે એને આપણે ગણતરીમાં લેવાં જ રહ્યાં. સૌથી પહેલાં તો આપણા સ્વાતંત્ર્યયુદ્ધના પાયામાં દેશભરમાં ફાટી નીકળેલાં કોમી હુલ્લડોની પહેલી સુરંગ ફાટી હતી એમ મારું માનવું છે. એથી આજને તબક્કે સામાન્ય મુસ્લિમ જન-સમૂહ એક કોરે જઈને ઊભો છે અને કટ્ટર કોમીવાદીઓની એને દોરવણી મળી રહી છે એ ન ભૂલવું જોઈએ.

' બીજું, દેશમાં એક બાજુથી બેકારી વધતી જાય છે ને બીજી બાજુથી મોંઘવારી. બેકારીને કારણે મરજિયાત કહો કે ફરજિયાત, પણ બેકારો કારખાનાંમાં અને લશ્કરમાં લાખોને હિસાબે ભરતી થઈ રહ્યા છે. ને ધાર્યા કરતાં ઘણી વધુ રોજી મળતી હોવાથી એ લોકો ત્યાગ કરતાં વિલાસના પંથે વધુ પળ્યા છે. વળી આ મજૂરોને ફરી બેઠેલા કોમ્યુનીસ્ટો ' જનતાનું યુદ્ધ ' નામનો દારૂ પાઈ રહ્યા છે તે વધારામાં. જ્યારે મોંઘવારી અને અછતને કારણે વેપારી જનતાને કમાણીની ભસ પાકી છે. આજે બધા વેપારીઓ યુદ્ધઉત્પાદનના આડતિયા બની બેઠા છે. ખેડૂતો કંગાલ હોવા છતાં કૂદકે ને ભૂસકે વધતા જતા ભાવોથી એમની દાઢ ગળતી જાય છે કે નવો પાક ઊતરતાં એમનાં વર્ષોથી સતાવતાં જૂનાં દેણાં ભરી શકાશે ને બે પાંદડે થશું તે વધારામાં.

' બાકી રહ્યા તે કોંગ્રેસવાદીઓ. નાને મોઢે મોટી વાત બોલી જવાય તો માફ કરજો, પણ ૧૯૩૫ પછી કોંગ્રેસે સ્વીકારેલાં પ્રધાનપદાંથી એની લાગવગ જરૂર વધી હશે પણ મોટા ભાગના આગેવાન મહા-સભાવાદીઓ બંધારણીય માનસના થઈ રહ્યા છે. ત્યાગ કરતાં લાલચ વધી છે, સેવા કરતાં દંભ વધ્યો છે. તાકાત ઓછી થઈ છે ને જીભા-જોડી વધી છે. એકતા ઓછી થઈ છે પક્ષાપક્ષી વધી છે. આ બધી આપણી નબળાઈઓને ગણતરીમાં લઈ લ્યો તો પછી સરકારે

કોંગ્રેસ સામે એકઠાં કરેલાં દેશનાં પ્રત્યાઘાતી બળોની ગણના નહિ કરો તો પણ ચાલશે.'

મારી વાત સાંભળી સુધીર ઘડીભર વિચારમાં પડી ગયો, પણ પછી કહે કે: 'તારી ગણતરી સર્વથા ખોટી નથી જ. પણ તેં સ્વાતંત્ર્ય યુદ્ધની વિરોધી બાજુનો જ વધુ વિચાર કર્યો છે. એનાં પ્રેરક બળોનો નહિ. પ્રજાપ્રાણની ગુંગળામણ પરિસ્થિતિજન્ય હોય તો પણ એમાં ક્રાંતિનાં મહાન સર્જક બળો પડયાં હોય છે. ગાંધીજીની વ્યૂહરચના આવાં સર્જક બળોને અજબ રીતે ક્રાંતિમાં પલટાવી શકે છે. દબાયેલી દેખાતી, હતાશ અને ત્રાસિત બનેલી, અરે તદ્દન પ્રત્યાઘાતી દેખાતી પ્રજામાં પડેલી છૂપી શક્તિને એ વાતવાતમાં જાગ્રત કરી દે છે. ગાંધીજી વગર હથિયારે માત્ર પોતાના રચનાત્મક વ્યૂહના બળે જ પ્રજાનાં જબ્બર સમૂહોને આઝાદીની તમન્ના સેવતાં બનાવીને સ્વાતંત્ર્ય યુદ્ધના સૈનિકો બનાવી દે છે. અને કોઇ પણ દેશમાં પ્રજાની નબળાઈઓ અને પ્રત્યાઘાતી તત્ત્વો તો રહેવાનાં જ. એટલા માટે સ્વાતંત્ર્યની આગેકૂચ આપણી અટકાવી થોડી અટકાવાય છે?'

મેં સુધીરને કહ્યું કે : 'ગાંધીજીને કે ક્રાંતિનાં પ્રેરક અને સર્જક બળોને હું ઉવેખવા નથી માગતો. હું તો એટલું જ કહેવા માગું છું કે ચળકે છે તે બધું સોનું નથી. ગાંધીજીની આંખ કંઈક જુદું જ ભાળી રહી છે. અથવા એમને જુદું જ દેખાડવામાં આવે છે. પ્રજામાં રોષ જરૂર છે પણ કૃતનિશ્ચયી કોપ નથી. એની સામે દમન, ગોળીબાર, અત્યાચાર અને ભીષણ જુલમોની કલ્પના અત્યારથી કરી લેવી રહી. એક શિસ્તબદ્ધ અને યોજનાબદ્ધ સલ્તનતની સત્તા સામે ટકરાવાનું છે. એ દરેક પગલાં લઈ છૂટશે અને છતાં દુનિયાને મનાવી શકશે કે જગતની લોકશાહીના સ્વાતંત્ર્યયુદ્ધને હિંદની રાષ્ટ્રીય મહાસભાએ ખરે ટાણે ખતરામાં નાખી.'

સુધીરની આંખોમાં કોઈ નિશ્ચયનું તેજ ચમકતું દેખાયું ને એ બોલ્યો : 'ગુલામ જે ક્ષણે નિશ્ચય કરે કે આ જંજીરો મારા

માટે નથી તે ક્ષણે જ તે તટી સમજવી. સલ્તનતની તૈયારી ગમે તેવડી હોય પણ આપણે જંજીરોમાંથી છૂટવું જ રહ્યું. આખી દુનિયા આપણી સામે નાપસંદગીનો વંટોળ ઉઠાડે તેથી પણ શું ? હિંદુસ્તાન આખી દુનિયાના અભિપ્રાયની ઉપરવટ થઈને પોતાનો અવાજ ઉઠાવશે. મરવાની તાકાત કેળવવામાંથી જ દેશ જીવવાનો ઇલમ શીખશે. પ્રજા આજે નીચોવાઈ રહી છે. એની આંખોમાં જો કાંઈ તેજ લાવવું હોય તો સ્વતંત્રના કાલે નહિ પણ આજે જ આવવી જોઈએ.'

સુધીરની આ સળગતી પ્રબળ ભાવનાએ ઘડીભર મને પણ આંજી દીધો. સુધીર ચાલતો થયો ને મારાં પગલાં યુવકમંડળની ઓરીસે આવીને અટકયાં ત્યારે જ એ અજંપો બંધ થયો. પણ અજંપો દૂર થતાં મનમાં એ પ્રશ્ન ફરી પાછો ઘોળાઈ રહ્યો કે લડવું શાનાથી ? અહિંસક રીતે લડતાં એક ચપટી મીઠા માટે સરકારે ચાર ચાર વરસ રપેટીને કાંઠલા બહાર કાઢી નાખેલા. ત્યારે આજે રાતદિન ટેંકો ને મશીનગનોમાં જ રમણ કરી રહેલી સરકાર અહિંસાની ઠંડીગાર રીતો અને પદ્ધતિઓથી આખું હિંદ ખાલી કરીને કેમ જશે ? લડશે લડનારા અને ટીકા કરશે જેલ જનારા.

અમારા મંડળની સભા પાસે જ્યારે મેં આ મૂંઝવણ રજૂ કરી ત્યારે પેલો ચપચપિયો છોટુ કહે: ' ત્યારે તમે જ કહો ને જિતુભાઈ, લડશું કેવી રીતે ? તમે કહો તેમ લડીએ, પછી કાંઈ ! રહ્યા ગાંધી ને રહ્યા સરદાર. '

મારા સમસ્ત શરીરમાં વીજળીનો આંચકો આવી ગયો ને મેં બોલી નાખ્યું : ' એક હાથમાં અંગારા લઈને અને બીજે હાથે પ્રતિજ્ઞાનું પાણી મૂકીને. '

પાસે બેઠેલી કુલસુમે ચોંકીને મારો હાથ પકડી લીધો ને બોલી ઊઠી: ' તમે શું બોલો છો, જિતુભાઈ ?'

મેં કહ્યું: ' હાથ છોડ, કુલસુમ ! અંગારા હાથમાં લઇ શકીશ ત્યારે જ એનો જવાબ આપીશ. '

૪

# વિરાટનો વિફરાટ

## કુલસુમની આત્મકથા

થોડા દિવસ તો રંગપુરે મારા મનને ઘેરી લીધું હતું. બે-ચાર દિવસમાં જ રાજનગરનું કામ આટોપીને હું રંગપુરમાં બેસી ગઇ હોઇશ, ત્યાં આ કામ કરતી હોઇશ ને તે કામ કરતી હોઇશ, આ રીતે મનને ત્યાં રોકી રાખીશ અને તે રીતે મનને રોકી રાખીશ એમ રાતદિવસ અનેક સ્વપ્નો સેવી નાખ્યાં. એ સ્વપ્નના ઘેને મારા દર્દ માથે આછો હાથ પણ ફેરવી દીધો. પણ અમારા મંડળની સભામાં જિતુભાઈ જે શબ્દો બોલ્યા એણે મારું ઘેન ઉતારી દીધું. થોડા દિવસ પહેલાં રાધામાસીએ જ મને કહેલું : 'કુલસુમ, જો તો ખરી, હમણાં જિતુનું મોઢું કેવું રહે છે ? જાણે કોઇને મારી બેસશે કે શું ?'

ત્યારે તો મેં કહેલું : 'માસી ! એ તો અમસ્થું લાગે.' પણ એ મારા મનને યે મનાવી લેવાની વાત હતી. મારે તો રંગપુર જવું હતું ને ? ત્યાં મંડળની સભાવાળો પ્રસંગ બન્યો. સભામાંથી બહાર નીકળીને મેં જિતુભાઇને પૂછ્યું : 'અરે જિતુભાઇ, તમે આ બધું શું બોલી રહ્યા છો ? આ લડતમાં તમે કરવાના છો શું ?'

જિતુભાઇ કહે : 'કુલસુમ, એની તો મને યે ખબર નથી પડતી. પણ એક વાત તો લાગે છે કે જાણે આ લડાઇ ભરપેટે લડી લેવી. કાં આ પાર, કાં પેલે પાર. અધૂરી વાત રહી જાય તો એની ચિંતા આપણે માથે ન રહે એવી પતાવટ કરી નાખવી, જેથી માથાકૂટ મટે.'

અચાનક વાત અટકાવીને કહે : ' અરે હાં, તું તો રંગપુર જવાની હતી ને ? હજી કેમ નથી ગઈ ? '

મેં કહ્યું : ' આ લડત આવી રહી છે ને ત્યાં જઈને શું કરું ? '

છૂટા પડતાં તેઓ કહે : ' હા, હા, ખરી વાત છે. લડત વખતે ગામડાંમાં તું કરી પણ શું શકે ? '

ખરી વાત છે. આવી લડત ગાજી રહી હોય ત્યારે ગામડાંમાં હું શું કરી શકું એમ તો મને ય થાય છે. પણ કોને માટે શું કરી શકું એ કોને કહેવા જાઉં ? કાર્યકરોની સભામાં સુધીરભાઈ પણ આવેલા. જતી વખતે કહે : ' કાં કુલસુમ, આવે છે ને રંગપુર ? '

તેમને યે મેં જવાબ દીધો : ' સુધીરભાઈ, આ લડત આવી રહી છે ને રંગપુર આવીને શું કરું ? '

થોડી વાર વિચારમાં પડી જઈને એ કહે : ' હા ખરી વાત છે, જ્યાં ઝાઝાં વરસ કામ કર્યું હોય ત્યાં જ ખરે વખતે લડવું ફાવે. લડાઈ પતી જવા દે. પછી તો આવીશ ને ? '

લડત ટાણે ગામડામાં કેમ નહિ ફાવે એનો જવાબ તો મને પોતાને યે આપવો નથી ગમતો. મારો રંગપુર ન જવાનો વિચાર સાંભળીને આડી આંખે જોતી અરુણા કહે : 'હું સમજી ગઈ, તું કેમ નથી જતી તે.'

હા બેન, તું નહિ સમજે તો કોણ સમજશે ! એકલી બેઠી હોઉં છું ત્યારે કેટલી યે વાર વિચારે ચડી જાઉં છું. ત્યારે મનોમન પૂછયા કરું છું: 'અરે કુલસુમ, આવડું મોટું વાવાઝોડું તૂટી પડવાનાં નિસાનડંકા જ્યારે અહોરાત ગાજી રહ્યાં છે ત્યારે તું તારા કોડિયાના દીવડાને કેમ સાચવી શકીશ ? જિતુભાઈ તો વાવાઝોડાનો રસિયો છે. દુંદુભિનાદે એ નાચી ઊઠે છે. એને આવે ટાણે તું કેમ રોકી શકીશ ? '

ત્યારે મનને હું પોતે જ એવો જવાબ દઈને પાછું વાળું છું

કે કુલસુમ, જિતુભાઈની જીવનસંગિની બનીને તો આ જગતમાં ન જીવી શકી. પણ એથી શું થયું ? તું એમની જીવનસંગિની બનીને એમના કામમાં જ મદદગાર થવા માગતી હતી ને ? તો આ મોકો આવ્યો છે. જીવનસંગિની બન્યા વગર એમની સાથે કામ કરીને સંતોષ મેળવી લે. કોને ખબર, આ લડાઈને અંતે કોણ હશે અને કોણ નહિ. મનની મનમાં રહી જાય એ પહેલાં આટલું ભાથું સાથે બાંધી લે તો યે ઘણું છે. જિતુભાઈ લડતો હોય અને એની ગોળીઓ તું ઝીલતી હોય, જિતુભાઈ પડતો હોય અને તું એને ઝીલી લેતી હોય, જિતુભાઈ મર...અરે જીવ, આ શા વિચારે ચડી ગયો છે ? કહું છે કે સ્ત્રીઓ દિમાગ કરતાં દિલથી જ દોરવાઈને જીવતી હોય છે. મારી વિચારધારા ને આચરણ તેની પ્રતીતિ કરાવવા બેઠાં છે કે શું ?

લડાઈ આવી રહી છે. અરુણા દોડાદોડ કરી રહી છે. સવારે આવીને એક સમાચાર આપી જાય છે, સાંજે વળી બીજા સમાચાર આપી જાય છે. હું બેઠી બેઠી એના સમાચાર સાંભળ્યા કરું છું. અરુણા મને પૂછે છે: 'સ્વયંસેવક દળમાં નામ નોંધાઇ રહ્યાં છે. તારું નામ કયા વિભાગમાં નોંધાવું ?'

વિભાગ આમા બે જ છે ને ? એક સૈનિકાદળ અને બીજું શુશ્રૂષાદળ. સૈનિકાએ પકડાવાનું અને શુશ્રૂષાદળે કયાંય લાઠીચાર્જ વગેરે થાય તો સારવારમાં રોકાવાનું. મને થાય છે કે આમાંથી કયા વિભાગમાં નામ નોંધાવવું ? બસ, આવડી મોટી લડત આવી રહી છે ત્યારે અમારે સ્ત્રીઓએ કાં તો સારવાર કરવી કે જેલમાં જ જઇને બેસવાનું ? એવા કામથી તો શો સંતોષ મળે ! પણ આ અહિંસક લડાઇમાં બીજું કરવાનું યે શું હોય ?

આ જિતુભાઈ કેમ કાંઈ બોલતા નથી ? અહિંસક લડાઈની ત્રટીઓ એ ગણાવી રહ્યા છે. તો એ પોતે કેમ કાંઈ બોલતા નથી ? એમનો સ્વભાવ બોલે છે કે એ કાંઈક નવીન કરશે ખરા. એમને હું કાંઈ કામમાં ન આવી શકું ?

પણ લડત કેમ લડવાની છે એની કોઈને ય કયાં ખબર છે? મુંબઈમાં આઠમી ઓગસ્ટે કોંગ્રેસની મહાસમિતિ મળી રહી છે. આખા દેશની નજર મુંબઈ સામે મંડાઈ ગઈ છે. કેવી રીતે લડવું એનો આદેશ સાંભળવા સૌ તલપાપડ થઈ રહ્યાં છે. ગાંધીજીએ કહેલી ટૂંકી ને ટચ લડાઈ સરદારના આદેશ અનુસાર આઠ દિવસમાં કેમ લડી લેવાની છે તે જાણવા માટે છાપાં પર પડાપડી બોલી રહી છે. બબ્બે આનાનાં છાપાં બાર બાર આનામાં પણ મળતાં નથી અને એકાદ છાપું હાથ આવતાં લોકોનાં ટોળાં વિંટાઈ વળે છે.

આજે નવમી ઓગસ્ટ થઈ. કાલે મુંબઈમાં મળેલી મહાસમિતિએ લડવાની મંજૂરી આપતો ઠરાવ પસાર કરી દીધો અને ગાંધીજીએ 'કરેંગે યા મરેંગે'નો છેલ્લો સંદેશો પણ સુણાવી દીધો. એ સંદેશાના પ્રથમ ભાગનું પાલન સરકારે કરી બતાવ્યું છે. મહાસમિતિ પૂરી થતાં જ એણે મુંબઈમાંથી કોંગ્રેસની આખી કારોબારી, મહાસમિતિના એકેએક સભ્ય તથા જાણીતા આગેવાનોને પકડીને 'કરેંગે' પુરવાર કરી આપ્યું છે. હવે 'મરેંગે' પુરવાર કરવાનું અમારે ભાગે બાકી રહ્યું છે. પ્રથમ ભાગ સરકારે અમલમાં મૂકતાં આખા દેશમાં કડાકો બોલી ગયો છે. દેશ જાણે વીફરી બેઠો છે. શું કરશે અને શું નહિ એની કશી કલ્પના કરવાની હિંમત ચાલતી નથી.

છાપાંમાં આ સમાચારો વાંચતી બેઠી હતી ત્યાં દોડાદોડ અરુણા આવી. એ કહે : 'ઊઠ, ઊઠ, કુલસુમ! બહાર તો આવ. હજી યે તું કાં ઘરમાં બેઠી?'

મેં કહ્યું : 'હજી કેમ લડવું એ આપણા કાર્યકરોએ કયાં નક્કી કર્યું છે? નકામી દોડાદોડ શી કરવી?'

મારો હાથ ઝાલીને ખેંચતી અરુણા કહે : 'કાર્યકરો નક્કી કરે ત્યારની વાત ત્યારે. અત્યારે તો જનતાએ જ નક્કી કરી લીધું છે. તું બહાર તો આવ. નજરે જો એટલે ખબર પડે. મનસુખભાઈને અને

હરિભાઈને મુંબઈની મહાસમિતિમાંથી પાછા વળતાં રસ્તામાંથી જ સરકારે પકડી લીધા છે. અને હરિવદનભાઈ સહિત મોટા મોટા આઠ–દસ જણને પોલીસ પરોઢીએ ઘેરથી જ પકડી ગઈ છે. આ સમાચારે આપણા આખા શહેરને જાણે અઘોર નિદ્રામાંથી જગાડી દીધું છે. પણ એ બધું કહેવા કરતાં બહાર ચાલ. નજરે જ જોઈ લે ને !'

આ સાંભળીને હું એકદમ બહાર નીકળી પડી. તે દિવસે મેં જે કાંઈ જોયું છે તેનું વર્ણન કરવાની શક્તિ નથી. અમારા ગામને પાદર આવેલી નદીમાં પેલી અતિવૃષ્ટિ વખતે ગાંડાતૂર પૂર ઊમટેલાં ત્યારે કાંઠા તોડીને પૂરનાં પાણીએ ઝાડઝોડ અને કોટકાંગરાંના ભુક્કા બોલાવી બધું એકાકાર કરી, ભીષણ તાંડવનૃત્ય આદરેલું. એ વખતે જલદેવતાનું એ રૌદ્ર સ્વરૂપ નીરખીને આંખો અજાયબીમાં ગરકાવ થઈ ગયેલી. એ અજાયબીને પણ પાછી પાડી દે તેવું જનતાનું વિરાટ સ્વરૂપ મેં તે દિવસે આંખો ભરી ભરીને જોઈ લીધું છે.

જોઈએ છીએ તો સામેથી હુકળાટ ગજવતું લોકોનું ટોળું ધરતીથી ગજગજ ઊછળતું ચાલવાને બદલે દોડતું આવે છે. 'ઇન્કીલાબ ઝીંદાબાદ,' 'બળવો અમર રહો,' 'મહાત્મા ગાંધીજીકી જય' 'કરેંગે યા મરેંગે'નાં સૂત્રો બોલતાં જાણે જીભ ઓછી પડતી હોય તેમ શબ્દનાં બંધન તોડીને 'હો...હો...' એવા નિર્બંધ હોકારા ગગનના પડદા કડાકડ તોડી રહ્યા હતા. માનવપૂર ઘડીક આમ ધકેલાતું હતું તો ઘડીક તેમ ધકેલાતું હતું. માનવપૂર આજે આઝાદ બન્યું હતું. એની આડે આવતાં એકેએક બંધન એ તોડયે જતું હતું. રસ્તાની ધારે ઊભેલા ઈલેકટ્રીસીટીના થાંભલા, પોસ્ટના ડબ્બા, રસ્તો બતાવતાં પાટિયાં ધડોધડ તૂટીને એક બાજુ જઈ પડતાં હતાં. વર્ષોથી આ થાંભલા, ડબ્બા ને પાટિયાં બિચારાં બંધનમાં પડીને ગુલામી ભોગવી રહ્યાં હતાં. આજે આઝાદ બનેલાં માનવીઓ એમને પણ બંધનમાંથી આઝાદી આપી રહ્યાં હતાં.

એક શેરી પસાર અને એકસો માણસ, બે શેરી પસાર અને બસો માણસ–જાણે મહાનદમાં નાની નદીઓ ઠલવાતી જતી હતી અને પૂર વિસ્તાર પામતું આગળ વધતું હતું. ચાલવા માટે રસ્તા ટૂંકા પડતા હતા. રસ્તાને બદલે લોકો દુકાનોનાં પાટિયાં અને છતર માથે થઈ ને ચાલતાં હતાં.

ગાંધીચોક પાસે આવતાં માનવમેદનીએ કાળના અઘોર નગારા પર ઘાવ દીધો હોય તેમ પોકાર કર્યો : ' ઈન્કીલાબ, ઝીંદાબાદ.' એ ઘાવના પ્રતિઘોષ ચારે દિશાએ ઝીલી લીધા અને પ્રતિઘોષના પડઘા કાનના પડદાને તોડી રહ્યા. માનવીને એક જ જીભ હતી. જો ઇંદ્ર મહારાજની જેમ એને હજાર જીભ હોત તો આજે એની જીભના જયનાદોએ ધરતી માથે આદિકાળથી બંધન બાંધીને ઊભેલા પેલા આભને તોડીને ધરતીને આઝાદ બનાવી દીધી હોત.

માણસો જ માણસો, માનવસમુદાય સિવાય બીજું કશું દેખાતું નથી. પણ આજનાં માણસો કોઈ જુદા પ્રકારનાં હતાં. આજનાં માણસ એ મેઢાં ન હતાં. આજે તેઓ આઝાદ બન્યાં હતાં. 'આવતી કાલથી એકેએક હિંદીજન પોતે આઝાદ છે એમ વર્તે.' એવા ગાંધીબોલને જાણે જનતાએ ઉપાડી લીધો છે. આજે એમને માથે કોઇ સરકારી કાયદાનાં કે અમલદારનાં બંધન નથી. આમ કરવું ને તેમ કરવું એમ કહેતા કોઈ નેતાનાં નૈતિક બંધનો નથી. વર્ષોથી કારાગારના અંધારખાને પડેલા કેદીને જો એકાએક છોડી મૂકવામાં આવે તો એ કાં તો ગાંડોતૂર બની જાય અને કાં તો મૂઢ બની જાય એમ કહેવામાં આવે છે. ત્રણસો વરસથી ગુલામીના અંધારખાનામાં પડેલો આ માનવસમાજ ગાંડોતૂર બન્યો છે કે શું ?

' પકડો, પકડો, પકડો......'

અરે, આ હાકલા શા ? પોલીસ આવી પહોંચી કે શું ? લોકોની પકડાપકડી શરૂ થઈ કે શું ? પણ દેખી શકાય એમ છે જ કયાં ? લોકોની જ આંધીઓએ દિશાઓને ધૂંધળી બનાવી દીધી છે.

'પકડો, પકડો, આપણી પરતંત્રતાના આ પ્રતીકને...' એવા હાકલા પડયા અને સામે નજર કરી તો લોકો પાસેની ચોકી પરથી એક પોલીસને પકડી રહ્યા હતા. કોઈ એનો હાથ ઝાલતું હતું, કોઇ એના કાન, તો કોઈ નાક. શું ઝાલી શકાય અને શું નહિ તેનું પણ કોઇ બંધન આજે રહ્યું ન હતું.

પોલીસ બિચારો બોલી રહ્યો હતોઃ 'અરે, મુઝે છોડ દો, મુઝે છોડ દો...'

'અરે છોડે કયાં? આજ દિવસ સુધી હાલતાંચાલતાં અમને કદી તેં છોડયા નથી અને અમે આજે તને છોડશું? કાઢ તારો પટો...' કોઇ માણસ તેને કહી રહ્યો છે.

'અરે ભાઇ! પટ્ટો કૈસે દૂં? મેરી નોકરી...'

'અરે નોકરીવાળા! તારી નોકરી તો હવે આઝાદ હિંદમાં નોંધાવવાની છે. પટ્ટો કાઢે છે કે નહિ?' કહેતાં કેટલાયે એને આઘો ખેંચી પાછો ધક્કો માર્યો કે 'કાઢતા હૂં, ભાઇ, કાઢતા હૂં.' કહી પોલીસે પટ્ટો છોડયો. ત્યાં તો કોઇએ એની પઘડી પાડી, કોઈએ એનું ખમીસ ખેંચ્યું. પઘડી-ખમીસનાં ચિરાડિયાં ઊડયાં અને પટ્ટાને એક છોકરાના હાથમાં રહેલા રાષ્ટ્રધ્વજ માથે ચડાવી દીધો. રાષ્ટ્રધ્વજ પોલીસના હાથમાં આપી પેલો માણસ કહી રહ્યો છેઃ 'બોલ, ઇન્કીલાબ ઝીંદાબાદ...'

પોલીસ બોલી રહ્યો છેઃ 'ઇન્કીલાબ ઝીંદાબાદ.' જીભ બિચારી માંડ માંડ શબ્દો બોલી શકે છે. જાણે કોઇ મદ્રાસી ઉર્દૂની જડબાતોડ જબાન શીખી રહ્યો છે.

'ચલ આગળ...' કહેતાં પોલીસને લોકોએ આગળ કર્યો. મોખરે પોલીસ, પાછળ લોકો. પોલીસના હાથમાં ધ્વજ ફરકે છે અને લોકોની જીભ ઇન્કીલાબ પોકારી રહી છે. 'ઇન્કીલાબ, ઝીંદાબાદ...' કરતું ટોળું પોલીસકચેરી તરફ આગળ વધી રહ્યું છે.

'રૂક જાઓ...'

અરે, આ શું ? આ માનવપૂરને રોકવાની ગાંડી વાત કોણ કરી રહ્યું છે ? જોઈએ છીએ તો પોલીસથાણામાંથી હેઠા ઊતરીને ચાર-પાંચ પોલીસો લોકોને કહી રહ્યા છેઃ 'રૂક જાઓ.'

'રૂક જાઓ...' કહેતાં ભેગાં તો લોકોએ ધક્કો દીધો અને પોલીસો પાછા હટયા. પાછા હટતાં એમણે બૂમ દીધીઃ 'અરે, જમાદાર સા'બ, હમારી બંદૂક લાઈએ તો. એ સાલે લોગ......'

'મારો, મારો એ બંદૂકવાળાને...' એવા ચારે કોરથી પોકાર ઊઠયા અને લોકો પોલીસથાણા માથે ઊતરી પડયા. કોઈ એની ઓસરી પર, તો કોઈ છત્રી માથે ચડી ગયું. પોલીસો બંદૂકો હાથ ધરે એ પહેલાં એમના હાથમાંથી બંદૂકો ઝૂંટવી લીધી અને કૂંદા મારી પોલીસોને થાણામાં પુરી દીધા.

પાસેની દુકાનેથી મિલમજૂરો માગી રહ્યા છેઃ 'ઘાસતેલ લાવ તો...'

'થોડાંક કપડાંના ડુચ્ચા લાવ તો...'

'અરે કોઈની પાસે માચીસ છે કે ?...'

'બાળો. બાળો, પોલીસચોકીને......'

અંદર બેઠેલા પોલીસો બોલી રહ્યા છેઃ 'અરે ભાઈ, છોડ દો હમકો, છોડ દો હમકો. હમ ભી તમારે જૈસે આદમી હૈ. હમ ભી ગાંધીજી કો માનતે હૈ...'

પણ એમનું કોઈ માનતું નથી. ડુચ્ચા બારણા પાસે મુકાયા. ઘાસતેલ છંટાયું. પોલીસો બૂમો મારી રહ્યા છેઃ 'બચાવો, બચાવો...' એક પોલીસ ટેલીફોન પાસે દોડે છે, પણ ટેલીફોનનાં દોરડાં કયારનાં યે તુટી ગયાં છે.

'ખામોશ......'

પાતાળમાંથી આ અવાજ કેવી રીતે આવી રહ્યો છે ?

' ખામોશ......'

લોકોની નજર પોલીસથાણા પર મંડાય છે. સુકલકડી દેહે માંડ દેખાતો કોઈ ખાદીધારી બોલી રહ્યો છે : ' ખામોશ...'

અરે, આ કોણ, લાલભાઇ જ કે ? અહીંના મિલમજૂરોમાં અને વિદ્યાર્થીઓમાં, હરિજનોમાં અને અન્ય જાહેર કામકાજમાં પંદર વરસથી કામ કરી રહ્યા છે તે જ કે ?

પોલીસથાણા પર રકઝક ચાલી રહી છે. બેત્રણ મિલમજૂરો કહી રહ્યા છે : 'હટી જાઓ, લાલભાઈ! આજ તો આપણા હાથમાં રાજ્ય આવી ગયું છે. આપણી હડતાલ વખતે આપણાં માથાં ફોડનાર પેલા પોલીસોને બતાવી દઇએ કે...'

લાલભાઈ કહે છે : ' ન બને ભાઈ! પોલીસો બિચારા ચિઠ્ઠીના ચાકર હતા. જેનો પગાર મળે એનું કામ કરે. તે દિવસે સરકારના હતા. સ્વરાજ આવતાં આપણા થઇ જાય. આપણાથી હિંસા ન થાય. તો તો આપણી લડત લાજે.'

મજૂરો કહી રહ્યા છે : ' તમે ઘડીક અહીંથી ખસી જાઓ, લાલભાઇ ! અમે પતાવી લઇએ પછી આવજો. પછી લડતને કાંઇ વાંધો ?'

લાલભાઈ કહે છે : ' ના, ના. એ ન બને. '

પણ ત્યાં તો કોઇક મજૂરે ડુચ્ચા માથે દિવાસળી મૂકી. અંદર એઠેલો પોલીસ બૂમ મારી ઊઠયોઃ ' બચાવો, લાલભાઇ, બચાવો.'

પેલા સળગતા ડુચ્ચાની ઝાળ લાલભાઇના કપડાંને લાગી. ઝડ...ઝડ ધોતિયાનો છેડો સળગવા લાગ્યો. શાંતિથી ઊભેલા લાલભાઇ કહી રહ્યા છેઃ ' હું જીવતાં પોલીસને નહિ સળગવા દઉં. હું સળગી જાઉં પછી પોલીસથાણાને ખુશીથી સળગાવી નાખજો. ૐ શાંતિ, શાંતિ, શાંતિ !'

' અરે, લાલભાઇ સળગે, લાલભાઇ સળગે...' અંદર અંદર પોકાર

ઊઠ્યા. મિલમજૂરો લાલભાઇને બાઝી પડ્યા. આગ ઓલવી નાખી. લાલભાઇને ખભે ઉપાડી લીધા. કહે છે : 'અરે લાલભાઈ, તમે અમારા રોટલામાં કણ પૂર્યો છે. તમને મરવા દઈએ ?'

લાલભાઇ કહે છે : 'આ લડત કોણે ઉપાડી છે એ કહેશો ?'

ટોળું કહે છે : 'ગાંધીજીએ.'

લાલભાઇ પૂછે છે : 'તો પછી ગાંધીજીનો આત્મા દુભાય તેવું આપણે કરવું જોઈએ ?'

ટોળાના પોકાર : 'ના, ના. ના.'

'તો ઉઘાડો પોલીસથાણું. પોલીસોને છૂટા કરો.'

ધડ બારણાં ઊઘડ્યાં. બે કલાકથી ગોંધાયેલા પોલીસો બહાર નીકળ્યા. 'ગાંધીજી કી જય' કહેતા લાલભાઈને પગે પડી રહ્યા છે. કોઈએ માથેથી પઘડી ઉતારી ગાંધીટોપી પહેરી લીધી છે.

લાલભાઈ ટોળાંને કહી રહ્યા છે : 'પૂરનાં પાણી ખેતરોમાં ફરી વળે તો શું થાય ?'

ટોળું કહે છે : 'ખેદાનમેદાન.'

લાલભાઇ પૂછે છે : 'જો એ પાણી નહેરમાં વાળી લેવામાં આવે તો ?'

ટોળું કહે છે : 'લીલા મોલ.'

લાલભાઇ કહે છે : 'આજે આપણી શક્તિનાં પૂર ઊછળી રહ્યાં છે. આપણી શક્તિ માથે દેશની આઝાદીનો આધાર છે. એને જેમ તેમ વેડફી દેવાં છે કે આઝાદી લાવવામાં ઉપયોગ કરવો છે ?'

ટોળું કહે છે : 'આઝાદી લાવવામાં ઉપયોગ કરવો છે.'

લાલભાઈ કહે છે : 'તો હું કહું તેમ કરતા આવશો ?'

ટોળું કહે છે : 'કબૂલ છે, કબૂલ છે.'

લાલભાઈ કહે છે : 'આપણે આ લડત ઊભી નથી કરી. ગાંધીજી હજી વાઇસિરૉય સાથે વાટાઘાટ કરવાની વાત મુંબઈની મહાસમિતિમાં અરધી રાત સુધી કરતા હતા, ત્યાં વહેલી પરોઢમાં એમને તથા આપણા બધા નેતાઓને પકડીને સરકારે આપણા પર હાથ નાખ્યો છે. આજે આપણે અહીંથી પોકાર કરીએ કે અમારા નેતાઓને છોડો અને તેમની સાથે વાટાઘાટ ચલાવી માર્ગ કાઢો. જ્યાંસુધી તમે અમારા નેતાઓને પાછા નહિ સોંપો ત્યાં સુધી વિરોધ તરીકે અમે હડતાળ પાડશું. બોલો, હડતાળ પાડવા માટે તૈયાર છો?'

'હા, હા, હા !' ના અવાજ.

'માથાં ફોડાવવાં પડશે. જાન દેવા પડશે.'

'કબૂલ છે, કબૂલ છે.'

'ચાલો ત્યારે...'

'ચાલો, ચાલો...' કહેતો ને 'ઇન્કીલાબ, ઝીંદાબાદ !'ના પોકાર ગજવતો જનતાનો મહાનદ લાલભાઈ પાછળ ચાલ્યો. કૉલેજ પાસેથી પસાર થતાં કૉલેજને માથે રાષ્ટ્રધ્વજ ફરકતા દેખાયા. કૉલેજિયનો 'બળવો અમર રહો !' 'ક્વીટ ઇન્ડીઆ !' કહેતા સરઘસમાં શામેલ થયા.

કૉર્ટ પાસેથી નીકળ્યા. હજી કૉર્ટ ન્યાય ચૂકવી રહી છે. ધડ... ધડ...બારણાંના કાચ તૂટયા, બારણાં તૂટયાં. ન્યાયાધીશો ને વકીલો પાછલે બારણેથી રવાના થયા અને કૉર્ટો બંધ થઈ.

મિલને આંગણે આવ્યા. અર્ધા મજૂરો સવારથી જ નથી ગયા. અર્ધા મજૂરો અંદરથી 'ઇન્કીલાબ...ઝીન્દાબાદ !' પોકારી રહ્યા છે. મિલમાલેક બારણે આવીને કહે છેઃ 'અરે ભાઈ, અમે તો હડતાલ પાડવા તૈયાર જ છીએ. આ તો સરકારને કાલસે પ્રજાને કાપડ પૂરું પાડતા હતા. તમારી ના હોય તો અમારે મિલ કયાં ચલાવવી જ છે?'

મિલ બંધ, શાળા બંધ, બજાર બંધ, કૉલેજો બંધ, કૉર્ટો બંધ. સરઘસ પોલીસથાણાની સામે આવીને ઊભું રહ્યું.

'ખડે રહો...'

આ માનવવિરાટને કોણ મગતરું 'ખડે રહો' એમ કહી રહ્યું છે? સુપરીન્ટેન્ડેન્ટ. અરુણાના જ બાપા. હું કહું છું: 'અરુણા, દોડ, તારા બાપુજીને કાંઇક સમજાવ. અત્યારે ક્યાંક...'

અરુણા દોડી. એના બાપુજીને સમજાવી રહી છે. હરિભાઇ કહી રહ્યા છે: 'હટી જા, અરુણા. મેં જે સરકારનું આખી જિંદગી લૂણ ખાધું છે એ હરામ નહિ થવા દઉં. પોલીસ, મેજીસ્ટ્રેટને બોલાવો.'

અરુણા કહે છે: 'બાપુજી, બીજું કાંઇ નહિ, આ ટોળું ક્યાંક...'

ટોળું બૂમો મારે છે: 'પકડો, પકડો, પોલીસ ઉપરીને. બાંધો...'

તરત લાલભાઈ એક દુકાનને પાટિયે ચડે છે. એ લોકોને પૂછે છે: 'રામ વનવાસ શા માટે ગયેલા?'

લોકો કહે છે: 'પોતાના વચનની ખાતર.'

લાલભાઇ કહે છે: 'તમે વચન દીધેલું એ યાદ છે? શાંતિ જાળવવાનું વચન દીધેલું, જાન દેવાનું વચન દીધેલું એ યાદ છે ને?'

લોકો કહે: 'હા, હા, યાદ છે.'

લાલભાઈ કહે છે: 'તો પોલીસ ઉપરીને તેમની શક્તિ વાપરી લેવા દો. આજે એમની બંદૂકો ગોળીઓ છોડીને ભોંઠી પડે એટલાં મુર્દાં એમને ચરણે ધરી દો. ખરા બહાદુર હો તો એક ડગલું યે આગળ વધશો નહિ, એક ડગલું યે પાછળ હઠશો નહિ. આસુરી અને અહિંસક બળનો આ ચોક વચ્ચે ધોળે દિવસે ભેટો થઈ જવા દો.'

ટોળું શાંત ઊભું છે. મેજીસ્ટ્રેટ આવે છે. ૧૪૪ મી કલમ જાહેર કરે છે. પાંચ મિનિટમાં ટોળાને વિખેરાઇ જવાનો હુકમ આપે છે. લાલભાઈ પોતે મેજીસ્ટ્રેટની પાસે ઊભા કરી રહ્યા છે: 'શાંતિ જાળવજો. શાંતિ જાળવજો.'

પાંચ મિનિટ, દસ મિનિટ, પંદર મિનિટ. ટોળું એમ ને એમ ઊભું છે. લાલભાઈ ગાઈ રહ્યા છે :

**જો આગે કદમ ઉઠાયા, વો અબ નહિ હટને વાલા !**
**જો યકીન હમને પાયા, વો કભી ન કટને વાલા !**

પોલીસ ઉપરીએ હુકમ દીધોઃ ' ફાયર......' ગોળીઓ પ્રથમ આકાશ વીંધતી ચાલી ગઈ. સામી બજારનાં નળિયાં માથે જઈ પડી.

ટોળું આકાશ ગજાવી રહ્યું છેઃ

**અય સિતમ કે કરને વાલે, ચલ બંદૂક જલદી ઉઠા લે,**
**હમ ખડે હૈ ધરકે સીના, અય ગોલી ચલાને વાલા.**

પોલીસ ઉપરીએ બીજી વાર હુકમ દીધોઃ 'ફાયર' ફડ . ફડ...ફડ સનનન...સનનન...કરતી ગોળીઓ ધરતી માથે પટકાઈ પડી. પણ લોકો એમ ને એમ ઊભાં છે. આંખનો યે પલકારો માર્યા વગર લાલભાઈની પાછળ ગાન ઝીલી રહ્યાં છે :

**હમ મરેંગે લડતે લડતે, નહિ લડાઈ મરને વાલી,**
**મયદાન ન હોગા ખાલી, જબતક ન હો ખુશહાલી.**

પોલીસ ઉપરી અને મેજીસ્ટ્રેટ કાંઈક અંદરોઅંદર વાતચીત કરી રહ્યા છે. પોલીસ ઉપરી ધીમે ધીમે ઊંચીનીચી ડોક હલાવી રહ્યા છે. અર્ધા કલાકે તેમણે પોલીસપાર્ટીને હુકમ દીધો : ' ડિસમીસ. '

' લેફ્ટ, રાઈટ ! લેફ્ટ, રાઈટ !' કરતી પોલીસ પાર્ટી રવાના થઈ. ' ઈન્કીલાબ...ઝીંદાબાદ'ના પોકારોએ તેમને વિદાયની સલામી આપી.

આથમણા આકાશમાં સૂરજ ડૂબ્યો અને લાલભાઈ હાથમાં ધ્વજ ફરકાવતા બોલ્યાઃ ' આજે આપણી લડતનો પ્રથમ દિવસ. એ દિવસને આપણે ઊજળો કરી બતાવ્યો છે. આજે સરકારની સામે પ્રજાશક્તિનો વિજય થયો છે. એ વિજય ક્ષણિક ન બને એ

માટે આપણે આપણી શક્તિનો વ્યવસ્થિત ઉપયોગ કરવો પડશે. હવે આપણે કેમ આગળ વધવું એની જાહેરાત ગાંધીચોકમાં આવતી કાલે થશે. હંમેશાં આપણે ગાંધીચોકમાં ભેગા થઈને આપણી લડત ચલાવશું. આવતી કાલે સાંજે પાંચ વાગે ગાંધીચોકમાં હાજર રહેજો. બોલોઃ 'ઇન્કીલાબ, ઝીંદાબાદ...'

'ઇન્કીલાબ...ઝીંદાબાદ'ના પોકારો સાથે લોકોનાં ટોળાં બેરડાતાં ઘર તરફ પાછાં વળ્યાં અને અરુણા મારી સાથે ગણગણતી ઘર તરફ પાછી વળી :

**શી રીતે જાગિયો આ**
**અજગર સરખો સુપ્ત તોતીંગ દેશ,**
**કોની ફૂંકે રૂઝાયા,**
**દિલદિલ ભરિયા ક્લેશ ધિક્કાર દ્વેષ,**
**કોણે આ ભસ્મપુંજે**
**નવીન જીવનની ચેતના છાંટ છાંટી,**
**મુર્દામાં પ્રાણ ફૂટયા,**
**મુલક મુલકની વિસ્મયે આંખ ફાટી.**

ગાતી ગાતી અચાનક અરુણા અટકી ગઇ. મેં કહ્યું : 'કાં અરુણા ? કેમ અટકી ગઈ ? આગળ ગા ને ?'

અરુણા કહેઃ 'શું ગાઉં, કુલસુમ ? હમણાં ઘર આવશે અને જાણે સ્વર્ગમાંથી પાતાળમાં પટકાઈ પડવા જેવી મારી દશા થશે. આખો દેશ આઝાદીની લડત માટે પ્રાણ ન્યોછાવર કરવા થનગની રહ્યો છે ત્યારે મારે ઘેર એ પ્રાણને બંધન બાંધવાના રસ્તા વિચારાય છે. થોડા દિવસ પહેલાં મેં મારા બાપુજીને કહેલું : 'બાપુજી ! આ વખતની લડાઇમાં તમારે રાજીનામું આપવું પડશે. નહિ તો હું ઉપવાસ કરીશ.' તો બાપુજી કહે : 'ગાંડી થા મા, અરુણા ! બે વરસ પછી પેન્શનનો હક્ક થાય છે. પછી આખી જિંદગી સરકાર ઘેર બેઠાં પૈસા મોકલશે. રાજીનામું દઉં તો બે દિવસ કોંગ્રેસવાળા

ખાપાંમાં ફોટા આપે. પછી કોઈ યાદ પણ ન કરે કે ક્યાં પડ્યા ગંધાઓ છો. પણ બેટા, ઝાઝી વાતનાં ગાડાં ભરાય. ઝાઝું અમારાથી ન કહેવાય, પણ સરકારની યે તૈયારી ઓછી નથી. તારા કાર્યકરોને ટૂંકમાં કહી દેવું હોય તો કહી દેજે. અને તું યે સાનમાં સમજી જા તો વધારે સારું. તું લડતમાં ભાગ લેતી હો તો મારે અધિકારીઓને શા જવાબ દેવા પડે એની તને કાંઈ ખબર પડે છે?'

મેં કહેલું : 'સરકારના નોકર તમે છો, હું નહિ. એટલા ખાતર કાંઈ હું લડતમાં ભાગ લેતી ન અટકી શકું.'

બાપુજી કહે : 'નોકર ભલે અમે રહ્યા, પણ એ નોકરના પગારમાંથી અન્ન ખાઈને તમે મોટાં થયાં છો એ કાં ભૂલી જાઓ?'

'એ વખતે વાત ટૂંકી કરી, પણ એ પછી દિવસમાં દસ વખત બાપુજી આ લડતમાં ન પડવા માટે મને સમજાવી રહ્યા છે. કોણ જાણે કેમ, પણ મને થાય છે કે શરૂઆતમાં જ ના પાડીને બાપુજીએ અપશુકન કરાવ્યાં છે એટલે કદાચ આ લડત હું પૂરી નહિ જોઈ શકું કે માણી શકું.'

અરુણાને કાંઈ આશ્વાસન આપી શકું ત્યાં તો સામેથી ઉતાવળે લાલભાઈ નીકળ્યા. આસપાસ પાંચ–છ માણસો છે અને ચર્ચા કરતા ચાલ્યા જાય છે. એમને જોઈને અમે બન્ને બોલી ઊઠયાં : 'અભિનંદન, લાલભાઈ, આજના શુભ દિન માટે અભિનંદન.'

ખડખડાટ હાસ્યે અભિનંદન ઝીલતા લાલભાઈ બોલ્યા : 'કુસુમ! સારું થયું કે તું અહીં જ મળી ગઈ. મારે અત્યારે કામ છે. તુ જરા ઘેર જતી જજે ને. બચુની બાને ઠીક નથી. તું કાંઈક મદદમાં...'

મેં કહ્યું : 'તમે વેપારમાં પડવાના હતા ને આ જંગમા ક્યાં ઝુકાવ્યું?'

લાલભાઈ કહે : 'આ ગાંધીબાપા ક્યાં સુખે વેપાર કરવા દે તેમ છે? આટલાં વરસ મજૂરોને ને વિદ્યાર્થીઓને હાકલા–પડકારા કર્યાં અને ખરે વખતે કાંઈ છટકી જવાય છે? આપણા હાથમાં તે વળી વેપારની રેખા હોય?...જા જા, ઘેર જા. મારે વળી મોડું થશે.'

લાલભાઈ ચાલતા થયા અને અમે એમના ઘર તરફ વળ્યાં. આ લાલભાઈ જાહેર જીવનમાં પંદર વરસથી એકધારું કામ કરી રહ્યા છે. કામ કરતાં નથી જોતા રાત કે નથી જોતા દિવસ. ભલભલા કાર્યકરો જ્યારે થાકી ગયા છે ત્યારે એમણે લગાતાર કામ ખેંચ્યે રાખ્યું છે. મજૂરમંડળ, યુવકસંઘ, હરિજનશાળા, રાત્રિશાળા, દવાખાનાં, વાચનાલય—એમ અનેકવિધ કામો ખેંચ્યે જાય છે. સવારથી ઘર બહાર નીકળી જાય અને બપોરે ઘેર ખાવા આવે ત્યારે કોઈ હરિજન કે મજૂર ફરિયાદે આવ્યો હોય અને ખાવાનું પડ્યું મૂકી ચાલતા થાય. સાંજે ઘેર ખાવા આવે અને પાસેના ગામના કોઈ ખેડૂતને હેરાન કર્યાની વાત આવે અને 'મારી પથારી આજે ન કરતાં...' કહી ચાલતા થાય.

ઘેર ચાર છોકરાં છે, પણ છોકરાંની શી સ્થિતિ છે તેની યે એમને ખબર નથી. ક્યારેક અમે એમને પૂછીએ કે : 'લાલભાઈ, તમારા ત્રીજા દીકરાનું નામ શું?'

ત્યારે માથું ખજવાળતા એ કહે : 'હું સ્ત્રી–સ્વાતંત્ર્યમાં માનું છું. ગૃહિણી ગૃહમુચ્યતે. ઘરમાં સ્ત્રીઓનું રાજ્ય. એ વિભાગ શારદાનો. એમને જ પૂછી લેજો ને?'

ભલા હશે તો એમને ઘેર ત્રીજો દીકરો છે કે દીકરી એની યે ખબર નહિ હોય.

બિચારાં શારદાબેન ભણ્યાં છે ઓછું. આખો દિવસ છોકરાં સાચવતાં ઘરકામ ખેંચ્યે જાય છે. એમાં વળી મહેમાનોનો મારો. ગામમાં ગમે તે કાર્યકર આવે અને લાલભાઈ એને પોતાને ઘેર તેડી જ

આવ્યા હોય. આગ્રહ કરીને મહેમાનને જમાડતા જાય અને કાર્ય-કરોના ગામના જાહેર જીવનની ચર્ચા કર્યે જતા હોય. શારદાબેનને કામનો કેટલો બોજો વધી પડે છે એની તેમને ખબર પણ ન હોય. અમે કહીએ તો કહેઃ 'તો કુલસુમ, તમે યે કાર્યકર છો. કાર્યકરના ઘરનું કામ કરવું એ પણ કાર્ય ન ગણાય ? ઘરનાં કામમાં મદદ કરીને શારદાનું કામ ઓછું કરાવતાં હો તો ?'

અમે કહીએ : 'પણ તમે મહેમાન જ ઓછા લાવતા હો તો ?'

લાલભાઇ કહેઃ 'અતિથિ દેવો ભવ. ઘરને આંગણે મહેમાનના પગની રજ ક્યાંથી ?'

અમે કહીએ : 'તો એકાદ નોકર રાખી લો.'

લાલભાઇ કહે : 'કુલસુમ, તારે ઘેર તારા અબ્બા મોટી મિલકત મૂકી ગયા છે એટલે તને નોકર રાખવાનું સૂઝે છે. કહે તો હું તારે ઘેર નોકર રહેવા આવું. મદ્રાસથી મોટા ભાઇ મહિને ચાલીસ રૂપિયા મોકલે છે તેમાંથી માંડ મહિનાના ત્રીસ દિવસ ગણી શકાય છે. નોકર રાખું તો પછી મહિનો ટૂંકો થઇ જાય એની ખબર છે ?'

નાના હતા ત્યારે લાલભાઇએ અને તેમના મોટાભાઇએ નક્કી કરેલું કે બેમાંથી એક કમાવું અને એક જાહેર કામ કરવું. પંદર વરસથી લાલભાઈ કામ કરી રહ્યા છે અને મોટા ભાઇ મદ્રાસથી પૈસા મોકલી રહ્યા છે. પણ આજે દોઢ વરસથી મોટા ભાઇ માંદા પડયા છે. ટાંચી કમાણીમાં પૈસા બચાવી શક્યા નથી, તેથી એમની સારવારની યે મુશ્કેલી ઊભી થઈ છે, ત્યાં લાલભાઇને પૈસા ક્યાંથી મોકલી શકે ? છેવટ લાલભાઇએ યુવકસંઘમાંથી મહિને ત્રીસ રૂપિયા લેવાનું નક્કી કર્યું તો લોકોમાં વાતો ચાલી કે લાલભાઇ પોતાની કમાણી માટે સંસ્થા ચલાવે છે. આઠ દસ મહિના એમ ને એમ ખેંચ્યે રાખ્યું પણ યુવકસંઘનું યે ભંડોળ કેટલું હોય ? છેવટ એમણે જાહેરજીવન છોડી કાંઇક કમાવાનો વિચાર કર્યો ત્યારે કાર્યકરોને થયું કે લાલભાઇ

જાય તો તો આટલાં બધાં કામ કોણ કરે? મોટા મોટા કાર્યકરોએ માથે લીધું કે લાલભાઈને માસિક રૂ. ૫૦ મેળવી આપવા. પણ એ વિચારણાને છ-આઠ માસ વીતી ગયા તો યે લાલભાઈના હાથમાં એક પાઈ પણ આવી નહિ.

આમ તો કામ કેમ કરી શકાય?–એમ વિચારી તેમણે વેપાર કરતાં કરતાં કામ કરવાનું નક્કી કરેલું. ત્યારે મેં તેમને પૂછેલું: 'લાલભાઈ, વેપાર કરતાં કરતાં કામ કેમ કરી શકાશે? વેપાર અને જાહેર કામ તો સામા છેડાની વાત.'

લાલભાઈ કહે: 'ત્યારે કુલસુમ, એક માર્ગ અજમાવવો બાકી છે. ગાંધીજીએ પણ કહ્યું છે અને આપણા ખાદી કાર્યકર રામજી-ભાઈ પણ કહે છે કે રેંટિયો ચલાવતાં ચલાવતાં કાર્ય કરવું. શારદાને તો ચાર છોકરાં સાચવવાં પડશે એમાં ના નથી. હું રેંટિયો લઈને બેસી જાઉં તો દસ કલાક કાંતતાં મહિને દસ રૂપિયા મળી જાય. ઘરમાં જણ દીઠ મહિને દોઢ રૂપિયો તો ઘણો થઈ પડશે અને ચોવીસ કલાકમાંથી દસ કલાક કાંત્યા પછી ચૌદ કલાક કામ કરી શકાશે.'

મેં કહેલું: 'દસ રૂપિયામાં તો પૂરું કેમ થાય અને દસ કલાક કાંત્યા પછી કામ કરવાની તાકાત ક્યાંથી રહે?'

લાલભાઈ કહે: 'એનો જવાબ ગાંધીજીને પુછાવીશ તો 'હરિજન'ની નોંધમાં અચૂક મળી રહેશે. મારી પાસે એનો જવાબ નથી, કુલસુમ.'

હજી એકાદ માસ પહેલાં જ તેમણે વેપારમાં પડવાનો વિચાર કરેલો ત્યાં આ લડત આવી પડી છે. અરુણા ને હું લાલભાઈને ઘેર ગયાં. જઈને જોઈએ તો શારદાબેન પથારીમાં સૂતાં છે અને મોટી દીકરી માથે લવીંગનો લેપ ચોપડી શેક કરી રહી છે. બીજી દીકરી નાના બન્ને ભાઈને ખાવા આપી રહી છે. અમે ગયાં કે બધાં ભેગાં થઈ ગયાં. મેં કહ્યું: 'શારદાબેન, અમારા સરખું કાંઈ કામકાજ?'

શારદાબેન કહે: 'કામ તો ક્યાં ઓછું છે? તમારા ભાઈ પાછા લડતમાં પડયા, પણ આ છોકરાં કહે છે કે અમે યે નિશાળે નહિ જઈએ અને લડત લડશું. હું કહું છું કે મા માંદી હોય તેની સારવાર કરવી એ લડતમાં ગણાય કે નહિ?'

બીજી દીકરી કહે: 'કુલસુમબેન! અમે એમ નક્કી કર્યું છે કે મોટાં વિમુબેન ઘેર સારવારમાં રોકાય, અને મારે રસોઇ માથે ઉપાડી લેવી. બાકીનો વખત અમારે સ્વયંસેવક તરીકે કામ કરવું. આવડી મોટી લડત આવી છે ત્યારે કાંઇક તો કરી છૂટવું જોઇએ ને?'

અરુણા નાની રમા સામે તાકી રહે છે. મોડે સુધી શારદાબેન પાસે બેસીને અમે પાછાં ફર્યાં. અરુણા જતાં જતાં કહે: 'ચાલ ને કુલસુમ! મોડું થયું છે ત્યારે મારે ત્યાં સૂઇ રહેજે.'

મેં કહ્યું: 'ના અરુણા, હજુ એક કામ બાકી છે. તારે ત્યાં નહિ સૂઈ શકું.'

અરુણાથી છૂટી પડતાં જ પગ જિતુભાઇના ઘર તરફ ઊપડયા. આજે આખા દિવસની ધમાલમાં એમની પાસે જઈ જ શકી નથી. હવે દાવાનળ સળગી ચૂકયો છે. કોણ જાણે શી યે યોજનામાં એ પડયા હશે, એમ વિચારતી એમને ઘેર પગ માંડું ત્યાં બે યુવાનોને વળાવતાં એ ઓસરીની કોરે ઊભા કહી રહ્યા છે: 'ભૂલતા નહિ...ત્રણે પોલીસ-ચોકી... એક વિગત રહી ન જાય. અને હવેથી એક વાત ખ્યાલમાં રાખજો. એકબીજાને રસ્તામાં મળો ત્યારે કોઈ કોઈને ઓળખતું યે નથી એવી નિર્હેતુક નજર રાખીને ચાલ્યા જતાં શીખજો.'

એમને વિદાય કરીને કહે: 'આવ કુલસુમ, શા સમાચાર છે?'

સમાચાર આપીને મેં કહ્યું: 'તમે શું કરવું તે કાંઇ વિચાર્યું?'

જિતુભાઈ કહે: 'હા, હવે તો લગભગ નક્કી પણ કરી નાખ્યું છે.'

મેં કહ્યું: 'શું કરવાના છો?'

જિતુભાઈ કહે : 'એ તો નહિ કહી શકું. ન પૂછે એ જ સારું છે. જેટલું ઠીક લાગશે એટલું તો હું પોતે જ કહેતો રહીશ.'

મેં કહ્યું : 'ચાલો, નહિ પૂછું. મારા સરખું કાંઈ કામકાજ ?'

થોડીક વાર વિચાર કરીને કહે : 'હવેથી મારે ઘેર તું ન આવતી.'

સાંભળતાં જ હું વિચારમાં પડી ગઈ. મારાથી બોલાઈ ગયું : 'કેમ ?'

જિતુભાઈ મારા મોં સામે તાકીને કહે : 'એમાં આવું મોઢું કાં કરી નાખ્યું ? મને થાય છે કે કદાચ આગળ તું વધારે કામ આવી શકીશ. તેથી અહીં આવતી–જતી તું ન દેખા તો વધારે સારું. જરૂર પડશે ત્યારે હું મારી મેળે જ બોલાવી લઈશ. એક વાત કરજે. બને ત્યાં સુધી પકડાતી નહિ. કટોકટીને વખતે કામમાં આવે એવી ગણતરીમાં તને રાખી છે એ ન ભૂલતી.'

કટોકટીને કાળે હું એમને કામમાં આવીશ એવી મારી ગણતરી એમણે કરી છે. આથી વિશેષ મારે શું જોઈએ ?

દિવસો પર દિવસો પસાર થતા જાય છે. રાત ઊતરીને દિવસ ઊગે છે ત્યાં મદ્રાસમાં રેલ્વે તૂટયાના અને મુંબઈમાં ટ્રામ તૂટયાના સમાચાર આવે છે. બિહારમાં પોલીસ ચોકીને કબજે કર્યાના અને યુ. પી.નાં ગામડાંમાં સ્વરાજતંત્ર સ્થપાયાના ખબર આવે છે. અમદાવાદે મિલહડતાલ ઊભી કરી છે, તો મધ્યપ્રાંતે રેલ્વે હડતાલ શરૂ કરી છે. પ્રજા પણ રંગતે ચડી છે, **मा भैः मा भैः** નો જાણે અભયપોકાર હિમાચલથી માંડીને સેતુબંધ સુધી પથરાઈ ગયો છે અને એ અભય-મંત્રને ઝીલી લઈને પ્રજા અમર નાદ ગજાવી રહી છે. છાપાં પર ચોકકસ સમાચારો છાપવાની મર્યાદા વધતી જાય છે તેમ તેમ શું બન્યું હશે અને શું નહિ તેની પ્રજાકલ્પના પણ અનેકગણી વધતી જાય છે.

રાજનગરની પ્રજાએ પણ નામ રાખ્યું છે. લાલભાઈ કહેતા આવે છે અને પ્રજા કરતી આવે છે. લાલભાઈની સાથોસાથ વિદ્યાર્થી-વર્ગે પોતાનો ખભો મિલાવી દીધો છે. લાલભાઈને કામકાજ આડે રાતદિવસનું ભાન નથી, તો વિદ્યાર્થીઓને કામકાજ આડે પોતાના દેહદિમાગનું ભાન નથી. ચોકે ચોકે, શેરીએ શેરીએ સભાઓ થતી આવે છે ને પ્રજાને આદેશ મળતા આવે છે. સવાર પડતાં આઠ પત્રિકા બહાર પડે છે અને સાંજ પડતાં અઢાર પત્રિકા બહાર પડે છે. શેરીએ શેરીએ પોસ્ટરો ચીતરાય છે અને નાકે નાકે કાળી દીવાલો કરી 'છેલ્લા સમાચાર' લખાય છે. શહેરની મુખ્ય પત્રિકા 'ઇન્કીલાબ' ચલાવવાનું મને સોંપવામાં આવ્યું છે.

શરૂઆતમાં મુખ્ય કાર્યકરોને પકડી લીધા પછી અહીં ધરપકડનું નામ પણ નથી લેવાતું. બાકીના બધા કાર્યકરો હવે કેમ લડવું તેની વિચારણા કરવા રોજ મળે છે. કેમ લડવું તેનું કશું દિશાસૂચન ગાંધીજી તરફથી કે મુંબઈની મહાસમિતિમાંથી મળી શક્યું નથી. સૌ પોતપોતાની યોજનાઓ મૂકયે જાય છે. કાર્યકરોની વચ્ચે હિંસા અને અહિંસાનો જબરો મતભેદ ઊભો થયો છે. આજે સભા થયેલી તેમાં લાલભાઈ કહે : 'અહિંસક રીતે સરકારનો જેટલો વિરોધ કરવો હોય તેટલો કરી છૂટવો. આ લડતને આપણા કાર્યકરોને પકડી લીધા છે તેના વિરોધ પૂરતી જ મર્યાદિત રાખવી.'

એક સમાજવાદી કાર્યકર કહે : 'જ્યારે રાષ્ટ્રની આઝાદીનો પ્રશ્ન આવીને ઊભો રહે ત્યારે હિંસા–અહિંસાને તથા આવી મર્યાદાને વચ્ચે નહિ લાવવા જોઈએ. આખો દેશ અત્યારે આઝાદી માટે ઊતરી પડયો છે. મારા દેશને આઝાદી અપાવવી છે. એ ગમે તે રીતે મળતી હોય તો હું લાવવા તૈયાર છું. દુનિયાના ઘણા યે દેશો આઝાદ છે. એમાંથી કોઈએ અહિંસાથી આઝાદી નથી મેળવી. તોયે તેઓ આઝાદી ભોગવી રહ્યા છે. નકામી અહિંસા અહિંસા કરીને ગુલામગીરીનું પાપ વેંઢાર્યે જવું આપણને નહિ પાલવે.'

લાલભાઈ કહે : ‘ બીજા દેશોએ હિંસક રીતે આઝાદી મેળવી છે તેથી તો એ હિંસાને આજે જગતના ચોક વચ્ચે છૂટે દોરે ખેલવાનું મહત્ત્વ મળી ગયું છે. એનાં પરિણામો આજે આખી દુનિયા ભોગવી રહી છે તો યે આપણે એ રસ્તે ચાલશું ? ગાંધીજીએ આખા જગતની કાયમી શાંતિનો ઊભો કરેલો આશાદીવડો આપણે જ ઓલવી નાખશું ? ’

પેલા તીખા ગણાતા ગાંધીવાદી કાર્યકર વિષ્ણુભાઈ કહે : ‘ આ ચર્ચાને હિંસા–અહિંસાના પાટા પર લઈ જવાને બદલે હડતાળ કે ભાંગફોડ એવા સ્પષ્ટ મુદ્દા પર લઈ જઈએ તો વધારે સારું. આજે આખો દેશ ભાંગફોડને માર્ગે ચડયો છે. એ ભાંગફોડનો કાર્યક્રમ અમલમાં મૂકવો કે નહિ તે જ મુખ્ય સવાલ છે. અને મને તો લાગે છે કે કિશોરભાઈએ ‘હરિજન’માં લખીને એ બાબતની સ્પષ્ટતા કરી નાખી છે કે .લોકોના જાન જોખમમાં ન આવે તેવી રીતે તારનાં દોરડાં કાપી નાખવાં, પાટા ઉખાડી નાખવા વગેરે દ્વારા વાહન–વ્યવહાર થંભાવી દેવામાં વાંધો નથી.’

લાલભાઈ કહે : ‘ કિશોરભાઈએ કહ્યું તેથી આપણી વિચારણા પુરી નથી થતી. કિશોરભાઈએ આ બધું ખુલ્લેખુલ્લાં કરવાનું કહ્યું છે. એ કરવાની તાકાત આપણી પ્રજામાં હું જોતો નથી. પરિણામે એ બધું છૂપી રીતે કરવાની તૈયારીઓ ચાલી રહેલી હું સાંભળી રહ્યો છું. મને લાગે છે કે એ ગુપ્તતા આપણી લડતને ભાંગી નાખશે.’

જિતુભાઈ કહે : ‘ ગુપ્તતા સામે આટલો બધો વાંધો કેમ લેવાય છે એ મને સમજાતું નથી. ૩૦–૩૪ના સત્યાગ્રહમાં પહેલેથી છેલ્લે સુધી પત્રિકાની અને મીઠાની, સભાની અને સંમેલનોની ગુપ્તતા રીતસર ચાલી હતી. ત્યાં ગુપ્તતાનો વાંધો ન હતો તો પછી અહીં શા માટે વાંધો લેવાય છે ? બાકી આ ગુપ્તતાનો દોષ આપણે માથે ઢોળાય છે એ જાણીને જ મને નવાઈ લાગે છે. ગાંધીજીએ જ આઠમી ઑગસ્ટની રાતે સૌ હિંદીઓને આઝાદ માનવી તરીકે

વર્તવાનો આદેશ આપી દીધો છે. તે દિવસથી આપણે આ સરકારી તંત્રને માનતા નથી. આ દેશના આખા તંત્ર પર આપણો જ કાબૂ માનવો જોઈએ. એ દેશની કોઇ પણ વસ્તુને મારી જરૂરિયાત અનુસાર હું ગમે ત્યારે ગમે તે રીતે ભાંગું તોડું તો કોઇએ વાંધો નહિ લેવો જોઇએ. એની સંભાળ રાખવાનું કામ મારું છે. ઘરમાં હું ખાવા કયારે બેસું છું તેની સરકારને હું ખબર આપવા નથી જતો.'

લાલભાઈ કહેઃ 'આ લડતને ટૂંકી દૃષ્ટિએ ન મૂલવવી જોઇએ. આપણી આ લડત તો આજે છે અને કાલે નહિ હોય. પણ માનવીની અંદર રહેલી સદ્ અસદ્ વૃત્તિઓ વચ્ચેની લડાઇ તો આદિ કાળથી ચાલી આવે છે. એમાં સદ્‌વૃત્તિને પ્રાધાન્ય આપવું કે અસદ્‌વૃત્તિને એ જ મુખ્ય સવાલ છે. મને લાગે છે કે હિંસા, ગુપ્તતા વગેરે અસદ્‌વૃત્તિને માર્ગે લઇ જનારાં છે. આજે આપણે સરકાર સામે હિંસાનો અને ગુપ્તતાનો ઉપયોગ કરશું. આવતી કાલે એનો ઉપયોગ આપણી અંદરોઅંદર થશે. એનાં કોઇ બંધન રહેશે નહિ. કદાચ આ માર્ગે આઝાદી આવે તો યે તે આપણી અંદર કારમાં વિષ રેડીને આવશે. એનાં પરિણામ આજની ગુલામી કરતાં વિશેષ બૂરાં હશે. આથી મને લાગે છે કે આપણે હિંસા અને ગુપ્તતાથી દૂર રહીએ એમાં જ આપણું અને માનવજાતનું હિત છે.

'પણ મને લાગે છે કે આ સવાલ ચર્ચાનો નથી, સમજનો છે. જેમને હિંસક માર્ગે કામ કરવું હોય તેઓ અહિંસક માર્ગવાળાથી દૂર રહીને પોતાની મેળે ફાવે તેમ કરી શકે છે. સૌને પોતપોતાની માન્યતા અનુસાર લડી લેવાની છૂટ છે.'

એક સમાજવાદી કાર્યકર કહેઃ 'મુંબઇમાં નવી એ. આઇ. સી. સી. સ્થપાઈ ગઈ છે. એમના તરફથી અમને પરિપત્રો મળી ગયા છે. એ પરિપત્ર પ્રમાણે વાહનવ્યહાર થંભાવી દેવા માટે કોંગ્રેસનો આદેશ મળી ગયો છે. તો પછી તેમણે જુદા શા માટે રહેવું જોઇએ?'

જિતુભાઈ કહે: 'એ. આઈ; સી. સી. તો આઠમી ઑગસ્ટે પકડાઈ ગઈ. એના વતી કોઈને બોલવાનો અધિકાર નથી. અને પોતાના કામને એ. આઈ. સી. સી. નો સિક્કો મેળવીને આધાર મેળવવામાં મને તો નામોશી લાગે છે. મને લાગે છે માટે હું કરી છૂટું છું—એટલું કહેવાની તો આપણી તૈયારી હોવી જ જોઈએ.'

ચર્ચાને અંતે બે વિભાગ પડી ગયા. એક વિભાગ લાલભાઈની દોરવણી અનુસાર ચાલનારનો, બીજો વિભાગ જિતુભાઈની દોરવણી અનુસાર ચાલનારનો.

સ્વયંસેવિકાઓના કાર્યની પણ વિચારણા થઈ ગઈ, અરુણાએ પ્રથમ ભરતીમાં જ નામ લખાવી દીધું છે. અરુણા મને કહે: 'તારું નામ મારી સાથે જ રાખું ને, કુલસુમ ?'

મેં કહ્યું: 'ના બહેન, હું તો પાછળ રહીને લડવાની. આપણા કાર્યકરોનાં ઘરની સંભાળ લેનાર પાછળથી કોઈ નથી રહેતું. એ સંભાળ રાખવાનું મારે માથે ઉપાડી લેવું છે.'

અરુણા કહે: 'આવડી મોટી લડાઈ સળગી છે ત્યારે કુટુંબોની સંભાળની વાત તને ક્યાં જરૂરની લાગી, કુલસુમ ?'

મેં કહ્યું: 'તને એ જરૂરિયાત નહિ સમજાવી શકું, બહેન.'

## ૫

# ક્રાંતિનાં ઘોડાપૂર

### સુધીરની આત્મકથા

**મારી** આસપાસ નજર ફેરવું છું ત્યારે કેટલા યે માણસોને બોલતા સાંભળું છું કે મેં આમ કર્યું છે માટે આ પરિણામ અચૂક આવવું જોઈએ. થોડા દિવસ પછી એ જ માણસો કહેતા સંભળાય છે કે કોણ જાણે શું યે થયું અને ધાર્યું પરિણામ ન આવ્યું. આમ થવાનું કારણ માત્ર આટલું જ છે : માણસ પોતાની સમજનાં બળોને ગજે આખા વિશ્વને માપવા જાય છે અને ધાર્યું પરિણામ મેળવવા જાય છે. પણ માણસ નથી જાણતો તેવાં અનંત અગમ્ય બળો અહોરાત વિશ્વ માથે કામ કરી રહ્યાં છે અને માણસની ધારણાઓ પર અસર કર્યે જતાં હોય છે. જો આ બળોને લક્ષ્યમાં લઈને માણસ આશાના આંકડા માંડે તો એને ઝાઝી છેકભૂંસ કરવી ન પડે. આવા કોઈ અનુભવથી જ નરસિંહ મહેતાએ ગાયું લાગે છે કે–

**હું કરું, હું કરું, એ જ અજ્ઞાનતા,**
**શકટનો ભાર જેમ શ્વાન તાણે......**

આટલા અનુભવની સરાણે ચડાવીને માનવી જીવનના આંકડા માંડે તો ' કર્મણ્યેવાધિકારસ્તે મા ફલેષુ કદાચન ' એવા અમર ગીતાવાક્યને સહેજે આચરણમાં ઉતારી શકે. છેલ્લા દોઢેક માસની પ્રસંગપરંપરાએ મને આ સત્યનું ભાન પૂરેપૂરું નહિ તો કાંઈક કરાવી દીધું છે અને મારા અંતરને તળિયે બેઠેલા અભિમાનને કાંઇક હળવું કર્યું છે.

રાજનગરથી પેલી કાર્યકરોની સભામાંથી એકલો પાછો ફરીને વિચારમાં ને વિચારમાં ફળિયામાં પગલું માંડતો હતો ત્યાં સામેથી દોડીને દિનુએ મને પૂછ્યું : ' કુલસુમબેન ક્યાં, મામા ?'

મેં કહ્યું : ' કુલસુમબેન તો ન આવ્યાં, દિનુ. લડત આવે છે એટલે રાજનગર જ રોકાઇ ગયાં.'

મારો જવાબ સાંભળીને દિનુ ઢીલો પડી ગયો. એનું વીલું મોઢું જોઇને મેં કહ્યું : 'એમાં આટલો ઢીલો શું થઇ ગયો, દિનુ ?'

દિનુ કહે : ' તે લડત શું રાજનગરમાં જ આવવાની છે ? અમારી મજા મારી નાખી.'

મેં કહ્યું : 'શાની મજા મારી નાખી વળી ?'

દિનુ કહે : ' અમારી ટુકડીએ નક્કી કરેલું કે લડતમાં મોખરે રહેવું અને કુલસુમબેન પાસેથી ગીત શીખીને ગામને ગજાવી દેવું.'

મેં કહ્યું : 'આપણે ધારીએ એ પ્રમાણે થોડું જ થાય છે ?'

' હંઅઅઅ, અમારે તો થાય છે. નહિ થતું હોય તમારે...' કહેતો દિનુ ચાલ્યો ગયો.

હજી કાર્યકરોની બીજી સભા મળવાની હતી અને લડત કેમ લડવી એની વિચારણા એમાં થવાની હતી. પણ એવી સભા મળે તે પહેલાં મુંબઇની મહાસમિતિ પૂરી થતાં સરકારે કડાકા બોલાવી દીધો અને હિંદના આ છેડાથી પેલા છેડા સુધી ઝંઝાવાત જાગી ઊઠયો. હું આ સમાચાર છાપામાં વાંચું એ પહેલાં અમારે ગામથી રાજનગર ગયેલા થોડાક માણસોએ ગામમાં એ સમાચાર ક્યારે આપી દીધેલા એની મને ખબર પણ નહિ પડેલી. હું હજી છાપું વાંચતો બેઠો હતો ત્યાં તો ' હો...હો....' એવા હોકારાએ જાણે આકાશ ચીરી નાખ્યું અને ધરતીકંપનો ગડગડાટ ધરતી હેઠેથી ચાલ્યો જાય તેમ હોકારો ધીમે ધીમે આઘો આઘો જતો

લાગ્યો. ફળિયામાં આવીને ઊભો રહું ત્યાં બે–ચાર જુવાનો દોડતા આવી પહોંચ્યા. શ્વાસેભર્યા મને કહે: 'હાલો, હાલો, સુધીરભાઈ! અત્યારે ખરે ટાણે ઘરમાં કાં બેઠા? આખું ગામ ટૂકળી ઊઠયું છે અને પોલીસથાણા માથે જઈ રહ્યું છે.'

મેં કહ્યું : 'પોલીસથાણા માથે શા માટે?'

જુવાનો કહે : 'પોલીસથાણું કબજે કરવા જ તો? રામભાઈ પટેલ અને સુલેમાન કાકા મોખરે છે. હમણાં થાણું આપણા હાથમાં સમજો અને આપણું રાજ્ય માંડી દીધું જાણો. રાજગનર સાથે જોડતાં તારનાં દોરડાં ક્યારનાં યે કાપી નાખ્યાં છે અને રસ્તાં રૂંધી નાખવા માટે પણ ટોળાં પહોંચી ગયાં હશે.'

'અરે, હજી આપણી લડત તો શરૂ નથી થઈ અને આ શી ધમાલ આદરી છે?' કહેતાં મેં માથે ટોપી નાખી તો ચાલતાં ચાલતાં પેલા જુવાનો કહે: 'આખા દેશમાં લડાઈ જાગી ઊઠી અને તમે આ શું કહો છો, સુધીરભાઈ?'

શું કરવું અને શું નહિ એ વિચારોથી મનમાં ગોથાં ખાતો અને ખાડાખડિયાથી પગમાં ઠેબાં ખાતો ગામને પાદર આવીને જોઉં છું તો જાણે આખું ગામ પાદરે હડુડાટ ઠલવાઈ ગયું હોય એમ લાગ્યું. પાદરેથી રાજનગર જતા રસ્તાની ધારે માણસોનાં ટોળાં દોડી રહ્યાં છે અને કડાકડ ઝાડની ડાળીઓ કાપી રસ્તા ઉપર નાખી રહ્યાં છે. કોઈ મોટા મોટા પાણા, તો કોઈ આસપાસમાંથી ઝાંખરાં ભેગાં કરીને રસ્તા ઉપર ઝીંકી રહ્યાં છે. પાદરે ઊભેલું ટોળું ધક્કામુક્કી કરતું ધીમે ધીમે પોલીસથાણા પર જઈ રહ્યું છે અને 'મહાત્મા ગાંધીજી કી જય' 'ઈન્કીલાબ ઝીંદાબાદ' પોકારી રહ્યું છે.

વગર શીખવ્યે આ ગામડાગામનો જનસમૂહ ક્રાંતિને માર્ગે આવી ઊભો છે ને? કશા ખ્યાલ વગર અત્યારે એ વિનાશક પંથે વળી રહ્યો છે ખરો, પણ ક્રાંતિ એ માત્ર વિનાશક જ બળ નથી. એનામાં મહાન

સર્જનાત્મક બળ છે એમ વૈજ્ઞાનિકો કહે છે. આ ક્રાંતિને પંથે વળેલા જનસમૂહને ખંડનાત્મક કાર્ય કરતા રોકી, ગાંધીજીની અહિંસાને માર્ગે કઇ રીતે સર્જનાત્મક બળ તરફ દોરી જવો એવા એવા વિચારો ઘૂંટતો હું ટોળાં વચ્ચે માથાં મારતો માંડ માંડ થાણા પાસે પહોંચ્યો ત્યાં તો દસ–બાર જુવાનો થાણાને દરવાજે ઊભા પોલીસોને કહી રહ્યા હતા: 'બહાર નીકળો, બહાર નીકળો. બંદૂક–પટ્ટા સોંપી દો અને ગામને તાબે થઇ જાઓ.' બિચારા પોલીસો કોટડીઓ બંધ કરી બેસી ગયા છે.

મને જોઇને કોઇ બોલી ઊઠયું: 'સુધીરભાઇ આવ્યા, સુધીરભાઈ આવ્યા.' તરત જ બીજો પોકાર ઊઠયો: 'ઇન્કિલાબ, ઝીંદાબાદ.'

મેં તરત જ પેલા જુવાનોને પૂછયું: 'અરે, શી ધમાલ છે આ?'

એક જુવાન કહે: 'અરે સુધીરભાઈ, થાણામાં પોલીસ છે આખા ચાર. ફોજદાર તો રાજનગર ગયા છે. થાણાને કબજે કરી ગાંધીનું રાજ સ્થાપી દઇએ. આવો મોકો નહિ મળે. પહેલો ઘા સવા લાખનો.'

મેં કહ્યું: 'પણ હજી આપણી લડત તો શરૂ નથી થઇ. પહેલો ઘા કરવાની વાત જ કયાં છે?'

બીજો જુવાન કહે: 'આખા દેશમાં લડત સળગી ઊઠી છે અને તમે આ શું કહો છો, સુધીરભાઇ? આ વખતે તો આપણી સાથે રામભાઈ પટેલ અને સુલેમાન કાકા પણ છે.'

'કયાં છે રામભાઈ પટેલ અને સુલેમાન કાકા?' મેં પૂછયું.

'આ ઊભા થાણાની દીવાલે.' કોઇએ જવાબ દીધો.

તરત જ હું એમની પાસે પહોંચ્યો. મેં પૂછયું: 'શી વાત છે, રામભાઇ? શી વાત છે, સુલેમાન કાકા.'

બન્ને કહે: 'અમે તમારી વાટ જ જોતા હતા ત્યાં તો ગામ ઊમટી પડયું એટલે અમે પણ અહીં આવ્યા. કેમ, ઝીંકી દેશું ને ઘા?'

ટોળું હોકારા ગજાવી રહ્યું છે. અમને દેખીને ટોળું થાણુાથી થોડે દૂર ઊભું રહી ગયું છે અને 'ઇન્કીલાબ, ઝીંદાબાદ!'ના પોકારો વચ્ચે અમારી ચર્ચા ચાલી રહી છે. મેં કહ્યું: 'રામભાઇ! તેલ જોઇએ, તેલની ધાર જોઇએ, પછી ભાવ બોલીએ તો સારું. હજી કોંગ્રેસે લડાઇ લડવાનો આદેશ નથી આપ્યો અને આપણાથી આવું પગલું કેમ ભરાય? શાંતિથી વિચારીને...'

રામભાઇ કહે: 'સુધીરભાઇ, શાંતિથી વિચારીને કરવા જશો તો પછી કાંઈ નહિ થાય. ગામ તો ગાંડું કહેવાય. ઊમટે ત્યારે આખો દરિયો ડોળી નાખે અને આળસે ત્યારે તરણું તોડીને ય બે ન કરે. તાતે ઘાએ ઘાટ ઘડાયો એ સાચો.'

મેં કહ્યું: 'પણ રામભાઇ, આ લડત કેવી રીતે આગળ વધશે, કેટલો વખત ચાલશે એ કાંઇ કહેવાય નહિ. એ જાણ્યા વગર ગામના ગજા ઉપરવટ બોજ એમને માથે નાખી દઈએ તો પછી ગામ પાછું પડે. એ વખતે માર ખાવો પડે ગામને અને ગાળો ખાવી પડે આપણા જેવા મોવડીઓને. એ કરતાં જોઈ વિચારીને...'

સુલેમાન કાકા કહે: 'તો ભાઇ તમારી મરજી. અમે તો માન્યું કે તમને ગમશે તેથી અહીં આવ્યા. પછી તો તમને સૂઝે તેમ કરો.'

તરત જ મેં દીવાલ માથે ચડીને લોકોને વાત સમજાવવી શરૂ કરી. 'હો.. હો...' કરીને મારો અવાજ ડુબાવી દેતા લોકોએ માંડ પોણા કલાકે મારી વાત કાને ધરી. જુવાનોએ જાણે પડકાર કરતા હોય તેમ મને પૂછ્યું: 'ત્યારે આપણે કરવું છે શું?'

મેં કહ્યું: 'હમણાં તો હડતાલ પાડીએ. રોજ સભાસરઘસ યોજીને ગામને દેશ આખાના સમાચાર આપીએ. એ પછી બીજો કાર્યક્રમ આપશું.'

'ભલે, ભલે!' કહેતાં લોકોએ વાત કબૂલ રાખી અને 'ઇન્કીલાબ, ઝીંદાબાદ!'ના પોકાર ગજવતું ટોળું આખા ગામને આંટો મારવા પાછું

ચાલી નીકળ્યું. થોડાક જુવાનોને રૂંધી નાખેલા રસ્તા સાફ કરવાનું કહીને હું ઘર તરફ વળ્યો.

બીજા દિવસથી સભા-સરઘસનું કામ જુવાનોને સોંપી દીધું અને સવાર-સાંજ વ્યવસ્થિત રીતે સભા-સરઘસ થવા લાગ્યાં. આખા દેશમાંથી દમનના સમાચાર આવવા લાગ્યા અને મેં ગામના આગેવાનોને બોલાવીને વાત રજૂ કરી કે: 'આ રીતે પ્રજા માથે હાથ નાખનાર સરકાર સાથે આપણે સહકાર ન કરી શકીએ. ઓછામાં ઓછું સરકાર દમનનાં પગલાં ઓછાં ન કરે ત્યાં સુધી આપણે સરકારનો અસહકાર કરવો જોઈએ.'

સુલેમાન કાકા કહે: 'આપણે પાંચ હજારની ગામડી અસહકાર કેવી રીતે કરશું?'

મેં કહ્યું: 'બે રીતે. એક તો આપણા મુખી-પટેલ-પસાયતા બધા રાજીનામાં આપે અને અહીંની સરકારી સિમેન્ટ ફેકટરીમાં જતા મજૂરો હડતાળ પાડે.'

સુલેમાન કાકા કહે: 'રાજીનામાની શરૂઆત તો મોરારભાઇ પટેલથી થવી જોઇએ. મોવડી પગ માંડે એટલે બીજા પાછળ ચાલી નીકળશે.'

'હડતાલની શરૂઆત તમારા લોકોથી થવી જોઇએ. એમને માટે સુધીરભાઇએ લોહીનાં પાણી ઓછાં નથી કર્યાં.' રામભાઈ બોલ્યા.

અમારા રંગપુરમાં અરધી ઉપરાંત વસતી મુસલમાનોની છે. લગભગ મોટો ભાગ મજૂર વર્ગનો. પાસેની સિમેન્ટ ફેકટરીમાં બધા મજૂરી કરે. એમને આખા દિવસની હાડોહાડ મજૂરીના છ આના મળતા. તેમને માટે હડતાલ પાડીને, સંગઠન કરીને, બેત્રણ વાર જેલમાં જઇને તથા માથાં રંગાવીને અમે દસ આના કરાવી દીધેલા. એનો ઉલ્લેખ રામભાઇ કરી રહ્યા હતા.

મેં કહ્યું: 'જુઓ, સુલેમાન કાકા! એ તો લોકોને હડતાલ પાડવા

જેવું લાગે તો જ હડતાળ પાડે, હો ? આ કાંઇ સોદાની વાત નથી.'

રાજીનામાં–હડતાલની વાત વધારે ચર્ચાએ ચડી. સભા–સરઘસ ચાલુ રહ્યાં. આસપાસનાં ગામોની પેઠે અહીં પણ પોલીસપાર્ટી આવીને બેઠી અને ચર્ચાના મુદ્દા બે રસ્તે ફંટાયા. મોરારભાઇ મુખી કહે: 'હું રાજીનામું તો આપું. પણ મારા પછી પેલો ગોપાળ કોળી મુખી થવા માટે અઢી વરસથી ઊંચોનીચો થઈ રહ્યો છે. સરકાર ઘડ દઈને એને મુખી નીમી દેશે. તો પછી એમાં મારું નાક શું રહે ?'

હું એમને સમજાવું છું: 'તમે રાજીનામું આપી દો પછી સરકાર ગાંગલી ઘાંચણને યે મુખી બનાવે એની આપણે શી ચિંતા ?'

પણ એ વાત કાંઇક લાલચે લપટાણી છે, ત્યાં હડતાલ માટે બીજી મુશ્કેલી ઊભી થઈ છે. મુસ્લિમોમાં કોઇક કોલેજનો જુવાન આવીને સમજાવી રહ્યો છે કે: 'આ લડત હિંદુઓને રાજ અપાવવાની છે. ઝીણા સાહેબે એનો વિરોધ કર્યો છે, માટે આપણાથી એમાં ન જોડાવાય.'

દિવસ ને રાત સમજાવટ ચાલી રહી છે પણ વાત તંતે ચડી. રાજીનામાં અપાય તો હડતાલ પડે અને હડતાલ પડે તો રાજીનામાં અપાય એમ ચડસાચડસી શરૂ થઈ છે. આઠ આઠ દિવસની માથાકૂટ પછી યે કોઇ નિવેડો ન આવ્યો ત્યારે મન પાછડાઇને વિચારે ચડયું: અરે સુધીર, આ ગામમાં ચાર ચાર વરસથી તું કામ કરે છે. લોકો માટે ન જોયો દિવસ કે ન જોઇ રાત. આજે આખા દેશની ઇજ્જતનો સવાલ ઊભો થયો છે તેમાં એ લોકો તારી સાથે એકડો નહિ પુરાવે ? બસ, તારાં આટલાં વરસનાં કામનું ફળ પ્રજા પાસેથી અણીને વખતે આવું મળશે ? થોડા દિવસ પહેલાં જિતુ જ નહોતો કેતો કે 'પ્રજામાં રચનાત્મક કામ કરવાથી રાહત આપી શકાય, કાંઈ લડાયક ખમીર ઊભું ન કરી શકાય. લડત ઊભી થાય ત્યારે આ ખાદીકેન્દ્રોમાંથી એક માણસ

પણ લડવા નીકળી પડે તો વધારે માનજે.' એના જ બોલની પ્રતીતિ શું મને આ કટોકટીને કાળે થવાની છે કે શું ?

ક્યારેક મનમાં વિચાર ફરકી જાય છે કે પેલે દિવસે લોકોને થાણાનો કબજો કરતાં પાછાં વાળીને તેમની શકિતને રૂંધી નાખી એ કરતાં તે દિવસે એને વહેવા દીધી હોત તો શું ખોટું હતું ? લોકોનાં બળાબળનો તોલમાપ કરવા જતાં આજે લોકો પોતે જ પોતાની શકિતનો તોલમાપ કરી સ્વાર્થને પંથે ચડી ગયાં છે.

રાત ને દિવસ આ નિરાશાજનક વિચારે મને ઘેરી લીધો છે ને ફરીફરીને મન ચારચાર વરસના કાર્યના ઉટાંક માંડવા બેસતાં બેવડું નિરાશ થઈને પાછું પટકાય છે. ખાદીકાર્યાલય, હરિજનશાળા, રાત્રિશાળા, વ્યાયામ મંદિર, દવાખાનું–વગેરે કેન્દ્રો માથે ચકરાવા ખાઈને મન જાણે પાતાળમાં પુરાતું હોય તેમ ઊંડું ઊતરી જતું લાગે છે. મારી કરુણ નિષ્ફળતાના આંક માંડતો બેઠો હતો ત્યાં–

પાસેના હરિપુર ગામેથી મોહન આવી પહોંચ્યો. મારી પાસેથી ખાદીકામ શીખીને હરિપુરમાં શંકરભાઈની નીચે બે વરસથી ખાદીકામ ઉપાડી લેનાર મોહન મને કહે: 'ચાલો, ચાલો, સુધીરભાઈ ! હરિપુર ચાલો. અમે તો તમારી રાહ જોઈ જોઈને થાકી ગયા, પણ તમારા કશા સમાચાર ન મળ્યા એટલે હું છટકીને આવી પહોંચ્યો છું.'

'મેં પૂછ્યું : 'છટકીને શા માટે ? અને મારી ત્યાં આવવાની શી જરૂર છે ?'

મોહન કહે : 'આટલું આટલું થઈ ગયું તો યે તમને ખબર નથી ?'

મેં કહ્યું : 'મારી ચિંતા આડે બીજાની વાત સાંભળવાનો યે વખત ક્યાં છે કે મને ખબર પડે ?'

એ પછી ઓસરીની કોરે ઊભાં ઊભાં ઊંચે શ્વાસે મોહને જે વાત કરી તે આ હતી :

ગાંધીજી પકડાયા પછી હરિપુરમાં યે સભા ભરાઈ. સભાના પ્રમુખ ઉદાર વેપારી મગનભાઇ થયા. મગનભાઇએ ભાષણમાં કહ્યું કે ત્રીસની લડતમાં આપણા ગામે હિજરત કરીને આબરૂ ઊભી કરી છે તેને રૂડી કરી બતાવવાનો આ વખત છે. આ ગામમાં મોટા ભાગની વસ્તી કોળી લોકોની છે. કોળી જુવાનડા કહે : 'બોલો, તમે કહો એ કરવા તૈયાર છીએ.'

મગનભાઈ કહે : 'આ લડત ગાંધીજીએ ઉપાડી છે. ખુલ્લંખુલ્લાં જે કોઈ માથાં દેવા તૈયાર હોય તે આ બાજુ આવીને ઊભા રહે.'

એક કડીના પચાસ જુવાનો લાકડીઓ પછાડતા એક બાજુ ઊભા રહી ગયા. મગનભાઈ કહે : 'જુઓ, હું તમારો મોવડી, તમે મારા પાછોટિયા. હું કહું તેમ તમારે કરતા આવવાનું. પહેલું મારું માથું પડે, પછી તમારે માથે ઘા પડે. આટલા વરસની કમાણી તરીકે મારી પાસે પચીસ હજાર રૂપિયા છે. તેમાંથી સાડાબાર હજાર મારી બૈરીને નામે કરી દઉં છું. એમાંથી તે મારાં ચારે છોકરાંને જીવતાં લગી પાળે. બાકીના સાડાબાર હજાર તમારાં કુટુંબ માટે.'

રૂપિયાની વહેંચણી કરીને પચાસે જણને ખાદીના પોષાક પહેરાવ્યા. કપાળે ચાંદલો કરી કરેણના હાર પહેરાવી હાથમાં રાષ્ટ્રધ્વજ આપ્યા. કોશ, કોદાળી તથા સાત સાત વાડિયાં ખજૂરનાં લઇને સ્ટેશન તરફ ઊપડયા. સ્ટેશનને દરવાજે ઊભા રહીને મગનભાઇ કહે : 'આ રેલ્વે ઊભી કરીને સરકારે આપણને બાંધી લીધા છે. એના વહેવારને આપણે ચોડેધાડે તોડી નાખીએ.'

સ્ટેશન ઉપર ઊભેલા ત્રણ પોલીસ આ એકાવન જણને જોઇને થીજી જ રહ્યા. મગનભાઇ આગળ ચાલ્યા અને 'મહાત્મા ગાંધીકી જય' કહીને પાટા હેઠે કોશ ભરાવી. એમની પાછળ પચાસે જણા યે કોશો ભરાવી. 'ઇન્કીલાબ, ઝીંદાબાદ !' 'ઇન્કીલાબ, ઝીંદાબાદ !' કહેતા ગયા ને ખીલા કાઢતા ગયા, સલેપાટ ખેંચતા ગયા અને પાટા ઉખેડતા ગયા. ચાર કલાકમાં ચાર માઇલમાં ઠેકઠેકાણે પાટા ઉખેડી નાખ્યા.

પાટા ઉખેડીને ત્યાં ને ત્યાં ખજૂરની ઉજાણી કરી. 'ઈન્કીલાબ, ઝીંદાબાદ !' ના પોકારો સાથે પાછા ફરી ગામમાં પોલીસથાણા માથે તેમ જ ચોરા માથે રાષ્ટ્રધ્વજ ચડાવ્યા અને ગામમાં સરઘસ કાઢ્યું.

તારથી આ ખબર રાજનગર ગયા અને રાજગરથી ટ્રેનમાં બેસીને પોલીસપાર્ટી છૂટી. સ્ટેશનથી ચાર માઈલ સુધી પાટા ઉખાડી નાખેલા ત્યાં ટ્રેન ઊભી રાખીને પાર્ટી હરિપુર આવી. પોલીસ ઉપરીએ પૂછપરછ કરતાં મગનભાઈ પોતે સામા આવીને ઊભા રહ્યા અને પાટા ઉખેડવાનું કામ પોતે કર્યું છે એમ એકરાર કર્યો. એમની પાછળ બીજા દસ જણાએ પણ એકરાર કર્યો. અગિયારે જણાને પકડીને પોલીસ ઉપરી સ્ટેશને લઇ ગયા અને રેલ્વેના ડબ્બામાં પૂરી દીધા. પાછા આવીને ગામના જુવાનડાને ભેગા કર્યા અને આ કામમાં બીજા કોણ હતા તેની પૂછગાછ આદરી. જુવાનો કહેઃ 'અમને મગન-ભાઈએ દસ જણનાં જ નામ આપવાની વાત કરી છે. વધારેનાં નામ નહિ કહીએ. મગનભાઈ પાછા આવે ને એ કહે તો બીજાનાં નામ મળે.'

પોલીસ ઉપરીએ મનાવવા માટે મારકૂટ આદરી. ઉપરાંત સ્ટેશ-નથી સમાચાર મળ્યા કે મગનભાઈને તથા તેમના દસે સાથીદારોને પણ મારકૂટ શરૂ થઈ છે. કોળી જુવાનોની આંખ કરડી થઈ. ગામની મ્યુ.ના યુવાન પ્રમુખ રાયમલ ચૌહાણને ઘેર બધા ભેગા થયા. રાયમલ વકીલ થયા બાદ આ ગામમાં બે વરસથી જાહેર પ્રવૃત્તિ કર્યા કરે છે. ભારે ફટો જુવાન છે. રાયમલની આગેવાની નીચે ચોથે દિવસે સંત-લસ કરીને કોળી બંદૂકો લઇ ને સામા થયા. સામસામા ગોળીબાર થયા. બે પોલીસના માણસ મર્યા અને પાંચ કોળી મર્યા. એક પોલીસ ચોકી બાળી નાખી. તેમાં બે પોલીસ જીવતા બફાઈ મૂઆ. અંતે પોલીસ પાર્ટીને બહાર કાઢીને કોળીઓએ ગામના દરવાજા બંધ કરી દીધા.

ટેકરા પર વસેલા હરિપુરને ફરતો જૂનો પુરાણો પાકો કોટ છે. કોટ પર ઓડા રચીને આજે આઠ દિવસથી કોળી બેસી ગયા છે. સામસામા

ગોળીબાર થઈ રહ્યા છે. પોલીસ ઉપરી વધારે પોલીસપાર્ટી મંગાવી રહ્યા છે. પાર્ટીઓ અડખેપડખેનાં ગામોમાં રોકાઈ જવાથી હજી આવી નથી. પણ હરિપુરને માટે એક બીજી મુશ્કેલી ઊભી થઇ છે. આખું હરિપુર ગામ નીચે તળેટીમાં આવેલ થાણા પાસેના તળાવનું પાણી પીએ છે. આજે આઠ દિવસથી દરવાજા બંધ હોવાથી લોકો પાણી ભરી શકતાં નથી. પરિણામે ગામલોકોને તરસે મરવાનો વખત આવ્યો છે. કોળી જુવાનો બંદૂકો હેઠી મૂકતા નથી અને પોલીસ ઉપરી તોપ મંગાવીને હરિપુર સામે માંડવાની વાત કરી રહ્યા છે. બન્ને વચ્ચે ગામ ભીંસાઇ રહ્યું છે. કોઈ મારગ ન સૂઝવાથી રાતોરાત છાનોમાનો છટકીને મોહન આવી પહોંચ્યો છે. કહેવાય છે કે હજી સ્ટેશન પર ડબ્બામાં પુરાયેલા મગનભાઈ કહી રહ્યા છે કે મને ગામમાં લઇ જાઓ તો હથિયારો હેઠાં મુકાવું, પણ પોલીસ ઉપરી માનતા નથી.

વાત પૂરી થતાં હું તરત જ બોલી ઊઠયો: ‘પણ આટલું બધું થયું તો યે શંકરભાઇ કેમ દેખાતા નથી? એ કયાં ગયા છે?’

મોહન કહે: ‘ખાદી કાર્યાલયમાં બેઠા એ રેંટિયો ચલાવે.’

મેં પૂછ્યું: ‘એ કેમ રાયમલને કાંઈ સમજાવતા નથી?’

મોહન કહે: ‘ગામના લોકો એમની પાસે આ માટે આવેલા. પણ શંકરભાઇ કહે કે મારું કાર્ય તો ખાદીકામ પુરતું મર્યાદિત છે. હું એ મર્યાદા બહાર પગ ન મૂકું. મારે આંગણે લડત ન આવે ત્યાં સુધી મારાથી એમાં હસ્તક્ષેપ કરી મર્યાદા ન લોપાય.’

મારો અવાજ ફાટી ગયો: ‘શું કહે છે, મોહન?’

મોહન કહે: ‘તદ્દન સાચી વાત.’

ગ્રેજ્યુએટ થયેલા શંકરભાઇ બાર બાર વરસથી હરિપુરમાં કામ કરી રહ્યા છે. હું પોતે એમની પાસે રહીને એક વરસ ખાદીકામ શીખી આવ્યો છું. ખાદી અને અહિંસાની ફિલસુફી જ્યારે તેઓ

ચર્ચતા ત્યારે મારું મગજ એ વાતને ગ્રહણ કરવા ઊંચું નીચું થતું. આજે એ શંકરભાઇ ગામમાં આટલો દાવાનળ સળગ્યો છે અને નિરાંતે બેઠા રેંટિયો કાંતે છે? શી વાત છે આ? સાંભળું છું તે સ્વપ્ન કે સત્ય, એની ખાતરી કરવા માથા પર મુક્કો માર્યો તો હાથ ઝાલી લેતાં મોહન કહે: 'અરે, આ શું કરો છો, સુધીરભાઇ? માથાં ફૂટયે કાંઇ માર્ગ નીકળશે? તમે આવો તો કાંઇક માર્ગ નીકળે. આવો છો ને?'

મેં તરત ચંપલ-ટોપી પહેરી તૈયાર થતાં કહ્યું : 'હા ચાલ.' હરિપુરમાં હું એક વરસ રહ્યો છું. હજી યે મારો ત્યાં આંટોફેરો હોય છે. તેથી આવે વખતે ત્યાં જવાની મારી ફરજ છે એમ વિચારતો હું ઓસરીની કોર હેઠો ઊતર્યો.

મને આમ બહાર નીકળતો જોઇને બહેન કહે: 'અરે સુધીર, ક્યાં ચાલ્યો? હમણાં રામભાઇ અને સુલેમાન કાકા આવવાના છે ને?'

મેં કહ્યું: 'હું તો હરિપુર જાઉં છું, બહેન.'

બહેન કહે: 'ક્યારે પાછો આવીશ?'

મેં કહ્યું: 'ક્યારે પાછો આવું એ તો કાંઇ કહેવાય નહિ. મામલો જરા વિકટ છે.'

એકદમ બહેનના મોઢા પર ચિંતાની કરચલીઓ પડી ગઇ. માંડમાંડ કરચલીઓને ખેંચતાં બહેન કહે: 'પણ અહીંનું કામ?'

'અહીંના કામ માટે તો તમે છો ને?' મેં કહી નાખ્યું.

'અરે હું? શું કહે છે તું?' બહેન બોલી ઊઠયાં.

'તમે નહિ તો છેવટ ભગવાન તો છે જ ને?' કહેતો હું ઘર બહાર નીકળી ગયો.

આગળ મોહન અને પાછળ હું. ઊંધું માથું નાખી ઉતાવળા પગે ચાર માઇલ કાપી ક્યારે હરિપુરને પાદર આવીને ઊભો રહ્યો તેનું તો મને આજે સ્મરણ પણ નથી. ફડ ફડ સનનન...સનનન...

કરતી ગોળીઓના અવાજે કાનના પડદા ચીરી નાખ્યા ત્યારે વિચારમાંથી જાગીને જોયું તો મારી આગળ મોહન ઊભો રહી ગયો છે. ગામની બહાર થાણામાંથી ગોળીઓ ગામ માથે જઈ રહે છે અને ગામના કોટ માથેથી ગોળીઓ થાણા માથે આવી રહી છે.

એક ક્ષણમાં તો એક હજાર વિચાર મનમાં ઘૂમરીએ વળ્યા અને એ ઘૂમરીઓમાંથી છટકવા આંખો મીંચીને હું થાણા તરફ વળ્યો.

'અરે, સુધીરભાઈ ! ઊભા રહો. સનસનાટ ગોળીઓ...'

'અરે છોડ, મોહન...' કહેતો હું પોલીસથાણા તરફ આગળ ચાલ્યો. થોડાંક ડગલાં માંડયાં ત્યાં તો થાણામાંથી પડકારા સંભળાયા : 'હટી જા, હટી જા! એલા, હટી જા! મરી જઈશ.'

'અરે, મારે પોલીસ ઉપરી સાહેબને મળવું છે.' કહેતો હું થાણાના દરવાજામાં દાખલ થઈ ગયો.

'કેમ એલા, કેમ આવ્યો છો? કયાંથી આવે છે?' બારણા પાછળ બેઠેલા પોલીસ ઉપરીએ કરડી આંખે મને પૂછયું.

મેં કહ્યું: 'સાહેબ, આવું છું તો રંગપુરથી. આ હરિપુરમાં...'

પોલીસ ઉપરી કહે: 'રંગપુરથી આવતો હો તો વહેલો રંગપુર ભેગો થઈ જા. નકામાં તારાં કામ રઝળી પડશે.'

મેં કહ્યું: 'પણ સાહેબ, મેં હરિપુરની બધી વાત સાંભળી છે. તમારી વચ્ચે અને કોળીઓની વચ્ચે ગામ તરસે મરવા બેઠું છે. કાંઈ મારગ કાઢવા કૃપા...'

પોલીસ ઉપરી કહે : 'માર્ગ તો નીકળશે આ બંદૂકોની અણીએ. જે ગામમાં આવા માણસો હોય તેને આખાને યે ઉડાડી દેવામાં સરકારને આંચકો નહિ આવે.'

'પણ ઘડીક વાર ગોળીઓ અટકાવો તો હું કોળીઓને જઈને સમજાવવા ..'

'અરે, જા સમજાવવાવાળા ! દેશની કાયદેસર રીતે સ્થાપિત થયેલી સરકાર સામે ઉઘાડેછોગે બંદૂકો ઉપાડનારને વળી સમજાવવાની વાત કરવા આવ્યો છે ? એવાને પોતાની સત્તાને જોરે સમજાવી દેવાની સરકારની સત્તા હજી મરી નથી ગઈ. એલા કોણ છે ? કાઢો આ ખાદીવાળાને બહાર.' પોલીસ ઉપરીનો હુકમ છૂટતાં જ એક પોલીસે મને ધક્કો દઈ બહાર કાઢયો.

એક ક્ષણ વિચાર ફરકી ગયો અને બીજી ક્ષણે મેં ગામ તરફ પગલાં માંડયાં. સનનન...કરરડ...કરતી વાતાવરણ ચીરતી ગોળીઓ માથા પરથી પસાર થઈ રહી હતી પણ મને એનું ભાન કયાં હતું ?

ગામના દરવાજાથી થોડે દૂર રહ્યો ત્યારે અંદરથી જ કોઇ બોલ્યું : 'એલા, આ તો સુધીરભાઈ હોય એમ લાગે છે.'

દરવાજા પાસે ઊભા રહીને મેં હાકલ નાખી: 'અરે, રાયમલભાઇ છે કે ?'

'કોણ, સુધીરભાઇ ?' દેવડી આડેથી રાયમલનો રણકતો અવાજ આવ્યો. 'જરા આ કોઠાની પાછળ આવો તો દોરડું નાખું. અંદર આવતા રહો.'

મેં ત્યાં જ ઊભા રહી કહ્યું: 'ના, ના, રાયમલભાઇ ! એ રીતે અંદર તો નથી આવવું.'

'પણ પેલી બાજુએથી આવતી ગોળીઓ કયાંક...'

મેં કહ્યું: 'એ ગોળીઓ જો આખા ગામ પર વરસ્યા જ કરવાની હશે તો મારે એકલાએ એમાંથી બચવાનો પ્રયાસ શા માટે કરવો જોઈએ ? મારે તો તમને અહીં ઊભા રહીને જ સમજાવવું છે કે તમે આ શું કરી રહ્યા છો ? આવતી કાલે કે પરમ દિવસે મોટી પોલીસપાર્ટી આવી પહોંચશે ત્યારે શું તમે ટકી શકવાના છો ? હિંસા-અહિંસાની તાત્ત્વિક ચર્ચાને છોડી દઉં તો યે વ્યવહારુ રીતે પણ તમારો આ માર્ગ મને બરાબર લાગતો નથી.'

રાયમલ કહે : ' અમે તો મરણિયા થયા છીએ. અહિંસાની ચર્ચાઓ કરતાં આપણી પ્રજામાં હાડોહાડ નામર્દાઈ આવી ગઈ છે. આ રીતે અમે ભલે મરી જઈએ, પણ પ્રજા પાસે મરદાનગીનો દાખલો મૂકી જઈ શકશું તો યે અમે અમારી જિંદગીને ધન્ય ગણશું.'

મેં કહ્યું : ' તમારી મર્દાનગી માટે મને ઘણું માન થાય છે. પણ રાયમલભાઈ, તમારી મર્દાનગીએ આખા ગામને ભીંસમાં લીધું છે. ગામને મને કમને તમારી પાછળ ઢસડાવું પડયું છે. ગામ એનાં પરિણામ તો નહીં જ સહન કરી શકે. અત્યારે ગામ પાણી માટે વલવલી રહ્યું છે તે એને માટે વધારે પડતું છે. જેને માટે આપણી મરદાનગી બતાવી રહ્યા છીએ તેને જ આપણી મરદાનગીના ભોગ બનાવી દેવાથી શી અસર પડશે, એ તો વિચારો ? '

ફડ્ ફડ્ સનનન ગોળીઓ થાણામાંથી આવતી રહે છે. ધડ્ કરતી એક ગોળી પગથી થોડે દૂર જમીન પર પડે છે. થડ્ કરતી બીજી ગોળી દીવાલ સાથે ભટકાઈ ને હેઠી પડે છે. સાંજ પડતી જાય છે અને છેલ્લો રાઉન્ડ અજમાવી રહેલ પોલીસપાર્ટીની ગોળીઓ વધતી જાય છે.

'દફ...' કરતી એક ગોળી પથ્થર પર ભટકાઈ ને મારા પગની ઘૂંટી સાથ અથડાઈ અને ' આહ...' કહેતો આંખો દબાવી હું હેઠો બેસી ગયો. મારો આહકારો સાંભળીને કોઠાની આડશેથી મને જોઈ લઈને રાયમલે કહ્યું : ' અરે સુધીરભાઈ ! તમે તો અમારી સામે ત્રાગું માંડયું. પણ તમારા ત્રાગાને કારણે અમારે આ પોલીસોને શરણે થઈ ભૂંડે હાલે મરવું પડશે એ વાત તો વિચારો.'

મેં કહ્યું : ' મને ખાસ વાગ્યું નથી, પણ હું તમને શરણે થવાનું કયાં કહું છું ? કાંઈક બીજો ગમે તે માર્ગ કાઢો, પણ ગામને બન્ને બાજુની ભીંસમાંથી બચાવો.'

થોડીક વાર અંદરોઅંદર વાતો કરીને રાયમલે મને કહ્યું : 'ભલે, સુધીરભાઈ ! એક કલાક પછી દરવાજાને ધક્કો દેજો એટલે એ

ઊઘડી જશે. હજી વધારે જીવતા રહીને દેશ માટે વધારે કામ કરવાનું અમારા નસીબમાં માંડ્યું લાગે છે.'

ધીમેધીમે બન્ને બાજુથી ગોળીઓ ઓછી થવા લાગી. કલાક વીત્યે ગાઢ અંધારાં ઘેરાયાં ત્યારે મેં દરવાજાને ધક્કો દીધો અને કિચુડડ્ કરતો દરવાજો ઊઘડી ગયો. દરવાજા ઉઘાડી હું ગામમાં ચાલ્યો. આખું ગામ સુમસામ છે. રસ્તા ઉજ્જડ છે. બારણાંની તિરાડોમાંથી કોઈની નજર મારા પર પડે છે તો જાણે ભૂત ભાળતાં હોય તેમ બારણા બંધ કરી દે છે. હું સીધો શંકરભાઈના કાર્યાલયે પહોંચ્યો. જઈ ને જોઉં છું તો શંકરભાઇ કાંતવાનું પૂરું કરી તાર ઉતારી રહ્યા છે. મને જોઇને આંખો ચમકાવતા કહે: 'અરે સુધીરભાઇ? તમે ક્યાંથી?'

પછી દોઢ કલાક એમની સાથે સૈદ્ધાન્તિક ચર્ચા થઈ એ ક્યાં સંભારવા બેસું? આસપાસની પરિસ્થિતિ સામે આંખો બંધ કરીને આટલી હદ સુધી તેઓ કઈ ધરેડને કારણે બેસી ગયા તેનો કોયડો હજી હું કે તેઓ પોતે પણ નથી ઉકેલી શકયા. પણ દોઢ કલાકને અંતે તેમને પોતાના વલણનું ભારોભાર દુ:ખ થયું એ બસ હતું.

એ જ ઘડીએ એમણે ગામનાં માણસોને ભેગાં કર્યાં. પણ ગોળી-ઓની સનસનાટીને કારણે હૈયાં બેસી ગયેલાં લોકો ભેગાં થવાની હિંમત કેમ દાખવે? માંડ ગામના સાત-આઠ મોવડી એકાદ કલાકે ભેગા થયા. જતાં જતાં રાયમલ ગામમાં કહેતો ગયેલ કે અમે કાળીઓ તો આદિવાસીઓ કહેવાઇએ. અમે જંગલના જ જીવ. જંગલ જ અમને આવે કાળે સંઘરશે. પણ અમે મરતાં એટલું તો સાબીત કરી જશું કે આ ભૂમિનું અન્ન અમે આખી જિંદગી અમસ્થું નથી ખાધું.'

'હવે શું થશે? હવે શું થશે?' એ સવાલ સવાર સુધી ગામનાં એકેએક માણસ પૂછતાં રહ્યાં. કોઈનાં ઘરમાં અર્ધો લોટો, તો કોઈનાં ઘરમાં ટબૂડી પાણી હતું. પણ સવાર પડયે કોઈ ગામ બહાર તળાવે

પાણી ભરવા જવાની હિંમત કરી શકે તેમ ન હતું. શંકરભાઇ કહેઃ 'કોઈ ન નીકળે તો કાંઈ નહિ. હું એકલો જઈને પાણી ભરી આવીશ અને આખા ગામને પાઈશ. રેંટિયામાં ઊંધું માથું નાખીને હું પડયો રહ્યો તે કારણે ગામને આ સ્થિતિએ પહોંચવું પડયું છે ને? હવે એનું પ્રાયશ્ચિત કર્યા વગર છૂટકો છે?'

શંકરભાઇ અને હું સવારમાં દરવાજો ઉઘાડી પાણી ભરવા બહાર નીકળ્યા કે થાણામાંથી ડોકાં ઊંચાં થઈ થઇને અમારી તરફ જોઈ રહ્યાં હતાં. અમે તળાવમાંથી પાણી ભરવા માટે ઘડા બોળ્યા ત્યાં એક બાજુ થાણામાંથી અમારા પર ગોળીઓ શરૂ થઈ અને બીજી બાજુ તળાવકાંઠે એક ઝાડ આડેથી મારા ગામના એક જુવાનનો અવાજ આવ્યોઃ 'એ સુધીરભાઈ! જરા આ બાજુ આવજો તો!' આટલાં બે વેણ બોલતાં યે એનો અવાજ ફાટી ગયો.

મરણના સમાચાર લાવેલ હોય તેવું એનું મોઢું જોઇને મેં પૂછ્યુંઃ 'અકબર, શી વાત છે?'

અકબર કહેઃ 'ગોળીબાર.'

મેં પૂછ્યુંઃ 'ક્યાં?'

અકબર કહેઃ 'રંગપુરમાં. હાલો, હાલો. કાલે સાંજે રાજનગરથી આવેલા શાંતિભાઇને પકડવા પોલીસ આવેલી. તેમને પાયખાનામાંથી પકડીને લઇ જતા હતા ત્યાં છોકરાં ભેગાં થઈ ગયાં અને ગોકીરો મચાવી પાણા ફેંકયા એટલે છોકરાંઓ પર પોલીસોએ ગોળીબાર કર્યા. મોરારભાઈનો ગોવિંદ મરી ગયો. પેલાં ગંગામાસીનો હીરુ મરી ગયો. જમાલશા સાંઇની ફાતમા છેલ્લે ડચંક છે. હજી ગોળીબાર ચાલતો હતો ત્યાં સુલેમાન કાકાએ તમને ખબર દેવા મોકલેલો. પણ અહીં દરવાજા બંધ હતા એટલે અત્યાર સુધી આ ઝાડની ઓથે સંતાઇને ઊભો રહ્યો.'

શંકરભાઈ પણ સાંભળતા હતા. એમણે કહ્યુંઃ 'ઊપડો, સુધીરભાઈ!

તમારા વગર ગામ મૂંઝાતું હશે. અહીંની હવે કાંઇ ચિંતા તમે કરતા નહિ. બધી વાતને હું પહોંચી વળીશ.'

ઘડો તળાવને કાંઠે રહેવા દઈ હું બારોબાર રંગપુર તરફ ભાગી છૂટ્યો. આવ્યો હતો તેથી બમણા વેગે જમીન કાપીને રંગપુરને પાદરે પહોંચ્યો ત્યાં તો છોકરાંઓની ટોળીએ કિકિયારા કર્યા: 'એ...સુધીરભાઈ આવ્યા, સુધીરભાઈ આવ્યા...'

અરે, ગઈ કાલે ગામમાં ગોળીબાર થયો છે અને આટલાં બધાં છોકરાં અહીં એકી સાથે ? એક મોટા છોકરાએ આગળ આવીને કહ્યું: 'તમને આ ને આ ઘડીએ સુલેમાન કાકા બોલાવે છે.'

મેં સુલેમાન કાકાના ઘર તરફ પગલાં માંડ્યા તો કહે: 'એ બાજુ નહિ. આમ આપણા દવાખાનામાં કાકા પડ્યા છે, ત્યાં ચાલો.'

'દવાખાનામાં ? ત્યાં કેમ ?' મેં પૂછ્યું.

'ગોળીબારમાં એમની પીંડી વીંધાઈ ગઈ છે.'

'સુલેમાન કાકાની પીંડી વીંધાઈ ગઈ છે ? કેમ કરતાં ?' મારાથી બોલાઇ ગયું.

'કાંઈ કહેવાની ના પાડી છે. બધી વાત એમને મોઢે જ સાંભળજો.'

હું ઝપાટાબંધ દવાખાના તરફ ચાલ્યો. જઇને જોઉં છું તો દવાખાનામાં માણસો સમાતાં નથી. ઓસરીમાં ખાટલા પડ્યા છે. આખું દવાખાનું ખાટલાથી ભરચક છે. મને જોઇને માણસોએ માર્ગ આપ્યો અને છોકરો મને અંદર લઇ ગયો. અંદર જઇને જોઉં તો સુલેમાન કાકા ખાટલામાં પડ્યા પડ્યા કહી રહ્યા છે: 'અરે, ફાતમાને હવે કેમ છે ? જમાલશા સાંઇને તકિયે કોઈ જઇ આવ્યું ? ગંગામાસીને ઘેર કોઈ...'

મને જોતાં સુલેમાન કાકા અટકી ગયા. એકદમ ખાટલામાં ઊભા થતા કહે: 'આવી પહોંચ્યા, સુધીરભાઈ ? અરે બાપલા, આવે ટાણે તે તમારે

બહારગામ જવાનાં હોય ? આ તો દુવા દ્યો એ દેવુબેનને કે તમારી ગેરહાજરીમાં એમણે ઇજ્જત રાખી. નહિ તો આજ જાતી જિંદગાનીએ આ ધોળાંમાં ધૂળ પડત. દુનિયાને મોઢું દેખાડવા જેવું યે ન રહેત.'

'તમારી પીંડીમાં ગોળી વાગી ગઈ છે, કાકા?' મેં પૂછ્યું.

'અરે, અમારી પીંડીમાં તો પાણા યે નથી પડ્યા. પીંડીને બદલે છાતીમાં વાગી હોત તો આજ ખુદાના દરબારમાં મોજ કરતા હોત. પણ હજી તમને જવાબ દેવાનો બાકી હશે તેથી બચી ગયો.'

અમે વાત કરીએ છીએ ત્યાં તો રામભાઇ આવ્યા, મોરારભાઇ મુખી આવ્યા, બીજા બેચાર જણા આવ્યા અને મને ઘેરીને બેસી ગયા.

સુલેમાન કાકા કહી રહ્યા છે:

'પરમ દિવસે સાંજે રાજનગરથી શાંતિભાઈ વકીલ અહીં એમને ઘેર આવેલા. તેમને પકડવાનું વૉરન્ટ લઈને કાલે સાંજે રાજનગરથી એક પોલીસપાર્ટી આવી અને તેમને ઘેર ગઇ. આવતાં વેંત પોલીસ ઇન્સ્પેકટરે પૂછ્યું: 'કયાં છે શાંતિલાલ?' એમનાં બા કહે: 'જાજરૂ ગયા છે. બેસો, હમણાં આવશે.' પણ 'કયાં છે જાજરૂ?' કહેતા ઇન્સ્પેકટર ફળિયામાં ગયા. એ વખતે શાંતિભાઇ જાજરૂ જઇને બહાર નીકળી કાછડી બાંધતા હતા. પોલીસ ઇન્સ્પેકટરને જોઇને કહે કે: 'ઓહો! આવી પહોંચ્યા કે?' પણ કાંઈ સાંભળ્યા વગર ઇન્સ્પેકટરે પોલીસોને હુકમ દીધો: 'પકડો આને.' શાંતિભાઈ કાછડી બાંધી લે તે પહેલાં તો પોલીસોએ એમનાં બાવડાં ઝાલ્યાં. શાંતિભાઈ કહે: 'પકડાવા તૈયાર જ છું. અમારે ગાંધીવાળાઓને પકડાવાનું વળી કયાં નવું છે. જરા કપડાં તો પહેરી લેવા દો?'—પણ 'આમ ને આમ ઘર બહાર નીકળો જોઉં. હવે કપડાં તો પહેરાવશે સરકાર—' કહેતાં ઇન્સ્પેકટરે શાંતિભાઈને એક ધોતિયાભેર ઘર બહાર કાઢયા.

'શાંતિભાઈને આમ પકડયા છે એવા ખબર પડતાં અડખેપડખેથી પાંચસાત માણસ અને વીસપચીસ છોકરાં ભેગાં થઈ ગયાં. શાંતિ-

ભાઈ જેવા વકીલને ઊંધે રસ્તે બાવડું ઝાલીને તાણી જતા જોઈ છોક-રાંઓએ ગોકીરો ગજવ્યો અને 'ઈન્કીલાબ, ઝીંદાબાદ...' ગજવ્યું. ચોક સુધી આવતાં ટોળું મોટું થઈ ગયું.

'છોકરાંનું ટોળું વધતું જોઈને ઈન્સ્પેક્ટરે હુકમ દીધો: 'ભાગી જાઓ એલાં. ઘર ભેગાં થઈ જાઓ. મરી જાશો નકામાં.' પણ છોકરાંએ વધારે ગોકીરો ગજવ્યો અને કહે છે કે કોઈ આળવીતરાં છોકરાંએ કાંકરા પણ ફેંક્યા. ઈન્સ્પેક્ટરે છોકરાંને ભગાડી મૂકવા પોલીસોને કહ્યું અને પોલીસોએ એકાદ-બે છોકરાંને થોંટથપાટ કરી એટલે છોકરાં ઊલટાં વધારે હુલ્લડે ભરાયાં અને વધારે પાણા ફેંકવા લાગ્યાં. પોલીસ-ઈન્સ્પેક્ટરે રિવોલ્વર બતાવી કહ્યું: 'ભાગી જાઓ છો કે નહિ? પછી જોઈ છે આ કાકી?'

'પણ છોકરાંની જાત. એ કાંઈ માને? 'હા, હા, જોઈ છે કાકી!' કહેતાં છોકરાંઓ પાણાં ફેંકતાં રહ્યાં એટલે ઇન્સ્પેક્ટરે ધડ કરતી રિવોલ્વર કાઢી અને ગોળીઓના બાર કર્યા. પહેલો જ ઘા મોરારભાઇના ગોવિંદ માથે કર્યો. ગોવિંદ હેઠો જઈ પડયો. ગોવિંદને પડતો જોઈ છોકરાં ભાગ્યાં. ત્યાં બીજે ઘાએ ગંગામાસીનો હીરુ પડયો. ત્રીજે ઘાએ સામે મસ્જિદમાંથી નીકળતી જમાલશાની ફાતમાનો પગ વીંધી નાખ્યો. ફાતમા હેઠી પડી ગઈ. ગોવિંદ અને હીરુ તો એ જ ઘડીએ મરી ગયા. પણ ફાતમા 'પાણી...પાણી...'ની રાડો નાખવા લાગી. એક મિનિટમાં આખી બજાર સુનસાન થઈ ગઈ.

'અમે તો આ વખતે તમારે ઘેર આવેલા. ગોળીઓના અવાજ આવતા હતા પણ અમને કાંઈ ખબર નહિ. રાજીનામાં નહિ અપાય અને હડતાળ નહિ પડે એના સમાચાર અમે તમને આપવા આવેલા. કાર્યાલયમાં બેઠા અમે વાતો કરતા હતા ત્યાં કોઈ છોકરો દોડતો દોડતો આવ્યો. એણે રાડ નાખી: 'સુધીરભાઈ, ગામમાં ગોળીબાર થયો. મોરારભાઈનો ગોવિંદ.....'

'આખી વાત અમે સાંભળી. સુધીરભાઈ, કહેતાં શરમ થાય છે, પણ ખુદાને સાક્ષી રાખી પેટછૂટી વાત કરું છું કે અમને બે-ચાર વરસની જિંદગી વધારે પ્યારી લાગી ગઇ. અમને ઊઠવાનું મન ન થયું. પણ રસોડામાં રાંધતાં દેવુબેન આ વાત સાંભળતાં હતાં તે લોટવાળા હાથે બહાર નીકળી છોકરાને પૂછવા લાગ્યાં : 'તે કોઇ ફાતમાને પાણી પીવા નથી નીકળતું ?'

'છોકરો કહે : 'કોણ નીકળે ? પોલીસ હજી રિવોલ્વર હાથમાં લઇને ચોકમાં ઊભા છે.'

'શું કહે છે ?' કહેતાં દેવુબેને પાણીનું બોઘરણું ભર્યું. એમને બહાર નીકળતાં જોઈને કામવાળી કાળીએ બૂમ નાખી: 'અરે, દેવુબેન ? દિનુભાઈ તો આ ઘરે આવી ગયા. તમે કયાં જાઓ છો ?'

'રસોડાનાં પગથિયાં ઊતરતાં દેવુબેન કહે : અરે, કાળી ! સુધીરભાઇને ભાણેજ એક દિનુ જ કયાં છે ? આખા ગામના છોકરા એને દિનુ જેવા અને...' કહેતાં દેવુબેન ફળિયામાં પહોંચ્યાં. દેવુબેનને બહાર નીકળતાં જોઈ અમે કાર્યાલયમાંથી કહ્યું.' અરે, દેવુબેન ! તમે બાઇ માણસ કયાં જશો ? ઘડીક વાર જરા રોકાઇ જાઓ. આપણે તપાસ કરાવીએ અને પછી......'

'અમારી સામે તાકતાં દેવુબેન કહે: 'સુલેમાન કાકા ! ઘડીકવાર રોકાઉં તો પછી સુધીરભાઇને હું જવાબ શું દઉં ? હજી બપોરે જ હરિપુર જતાં મેં એને પૂછેલું : 'અરે સુધીર, અહીંનું કામ ?' એ જતો જતો કહેતો ગયેલો : 'અહીંના કામ માટે તમે છો ને બેન ?' કાકા, અત્યારે વાત કરવા કયાં રોકાઉં ? હું વિધવા થઈ ત્યારથી સુધીર મારાં બા અને બાપા સાથે મારાં સાસરિયાં અને સગાંવહાલાં સાથે મારા માટે બાઝતો રહ્યો છે અને મને આધાર દઇને અહીં બેઠો છે. મારાં ધરમ-નિમ પાળતી હું એને કાંઈ કામમાં તો નથી આવતી, પણ આજ એ ઘેર નહિ અને એનું કામ ન કરી શકું તો તો...'

' કહેતાં દેવુબેન બહાર નીકળી ગયાં. એ શેરીનો વળાંક વળી દેખાતાં બંધ થયાં ત્યારે રામભાઈ મને કહે: ' કાકા, હવે ભૂંડા લાગશું હો? કેટલાં વરસ આપણે જીવવાના છીયે કે જિંદગી વહાલી કરીને અહીં બેઠા છીએ?'

' હાલતાં ડગ તો થથર્યાં, પણ છેવટ હાલતા થયા. ઉતાવળે પગલે દેવુબેનની વાંસોવાંસ ચોકમાં પહોંચ્યા તો પોલીસ એમને અટકાવતો કહી રહ્યો છે: ' એઈ...હટ જા, હટ જા, નૂહિ તો મર જાયગી.'

' દેવુબેન કહી રહ્યાં છે: ' ભાઈ! મરી જઈશ તો એક જ વાર ને? મરવાનું તો એક વાર માનવી માતરને માટે ભગવાને માંડયું જ છે ને? આઘો ખસ. ભાઈ! ઓલી ફાતમા પાણી પાણી કરે છે ને?...' કહેતાં ધક્કો દઈને દેવુબેન ફાતમા પાસે જાય ત્યાં તો ગોળી દેવુબેનના પંજો વીંધતી શ્રોપટ હાલી ગઈ. પણ દેવુબેન લોહીનીંગળતે હાથે ફાતમા પાસે પહોંચ્યાં. ' પાણી! પાણી!' કહેતી ફાતમાને પાણી પાતાં કહી રહ્યાં છે: ' બેટા ફાતમા! તને બહુ નથી વાગ્યું હો? આ જરા પાણી પી લે!'

' અમે આગળ વધીએ ત્યાં તો બહાર સામમાં ગયેલ જમાલશા સાંઈને ફાતમાના ખબર મળેલા, એ પોલીસને ગાળો દેતા દોડયા આવે. ફાતમાની છેલ્લી ઘડીઓ જાણીને સાંઈનો પિત્તો ગયો. એ સીધા પોલીસને મારવા દોડયા કે પોલીસે એમના પર ગોળી છોડી અને ' સાલે કમબખ્ત ..' કહેતા જમાલશા સાંઈ ફાતમા પાસે જઈ પડયા. 'બિટિયાં ફાતમા! ફાતમા!' બોલ્યા ત્યાં તો એમની આંખો તણાઈ ગઈ.

' આ દરમ્યાન હું ને રામભાઈ પાસેના રામજી મંદિરમાંથી પાણી ભરીને આવી પહોંચ્યા. અમને પણ પોલીસે અટકાવ્યા. અમે કહ્યું : ' ભાઈ, આઘો ખસી જા. આટલા મોડા થઈને ગામનાં ચાર છોકરાં મરાવી આબરૂ પર પાણી ફેરવી દીધું છે. હવે કંઈક પાછું વાળી શકાય તો ખુદાનો અહેશાન!' કહી અમે પાણી પાવા આગળ ચાલ્યા ત્યાં

એક ગોળી આવીને મારી પીંડી વીંધીને ચાલી ગઈ; સાચું કહું છું, સુધીરભાઈ! એ ગોળીએ મારા મનમાં જે ટાઢક વાળી છે એવી ટાઢક તો આખી જિંદગાનીમાં કદી નથી ભાળી. મેં પડતાં પડતાં રામભાઈને કહ્યું: 'રામભાઈ, ઓલા મોરારને હવે બહાર કાઢ, બહાર. એને કહે કે એકનો એક દીકરો મરી ગયો તોય હજી ઘરમાં ગરીને ક્યાં સુધી...'

'આ બાજુ દેવુબેન સામેના રામજી મંદિરમાંથી પાણી ભરીને ફરીથી આવતાં હતાં ત્યાં બીજા પોલીસે એમને અટકાવ્યાં. કહેઃ 'ખબરદાર, મંદિરની બહાર પગલું માંડયું છે તો આ ગોળી ભેગાં...'

'દેવુબેન કહેઃ 'અરે ભાઈ, રામજી મંદિરને આંગણે મારાં મોત ક્યાંથી?' કહેતાં દેવુબેન પાણી ભરીને બજારમાં આવ્યાં અને એક પછી એક બધાને પાણી પાવા લાગ્યાં.

'તરત જ ગામમાં વાત ફેલાઈ ગઈ. જમાલશા મર્યા એવી ખબર પડતાં આખો સૈયદ પા ઊમટયો. મોરારભાઇનાં પટલાણી જમનાબેન કૂટતાં કૂટતાં નીકળ્યાં. મને ઘા વાગ્યો છે એવા ખબર પડતાં આખો મુસ્લિમવાસ ઊતરી પડયો. જોતજોતામાં ઘડીવાર પહેલાં જ્યાં ચકલું યે ફરકતું ન હતું એ ચોકમાં માણસો ઊભરાઈ પડયાં. મુસ્લિમો બધા પોલીસોને જોઈને 'મારો...મારો...' કહેતા લાકડીઓ લઇને ઊતરી પડયા. ધડાધડ પોલીસોને મારવા માંડયા અને બંદૂકો પડાવી લીધી. કારતુસ ચડાવીને કહે કે 'હમણાં ફૂંકી દઇએ. ખબર પડે કે આવાં કામ હવે કેમ થાય છે!' મેં હેઠા પડયાં પડયાં રામભાઇને રાડ નાખી: 'એ રામભાઈ! આ બધા દાઢિયાળાને અટકાવજે. અત્યાર સુધી હડતાલ પર ન ઊતરીને નાક કપાવ્યું છે. હવે આકળા થઇને કયાંક વધારે નાક ન કપાવે.'

'રામભાઈ બિચારો અરધો કલાક હાથેપગે લાગ્યો, ત્યારે માંડ માન્યા અને પોલીસોને થાણામાં પૂરી દેવાથી અટકી ગયા. બંદૂકના કટકા કરી નાખી ચોક વચ્ચે હોળી કરી. પોલીસો બિચારા થરથરતા

થાણામાં બેઠા રહ્યા. એમને થાણે કોઈ હેરાન ન કરે માટે રામભાઈએ પાંચ જુવાનડાને બેસાડી દીધા અને આ બાજુ ચોકમાંથી મોરારભાઈના ગોવિંદને, ગંગામાસીના હીરુને ઝોળીમાં નાખ્યા. બીજા આઠ–દશ જણા ઘવાયા હતા તેમને અહીં દવાખાના ભેગા કર્યા.

'સુધીરભાઈ, અત્યારે સોળ કલાક વીતી ગયા છે તો યે એ વખતની જમના પટલાણીની કાળી ચીસો હજી કાનમાંથી નથી ભૂંસાતી. ગોવિંદ માથે માથાં પછાડતાં જાણે હમણાં જીવ કાઢી નાખશે. બિચારાં ગંગામાસીનો એકનો એક આધાર હીરુ જતાં એમના રુદનની યે શી વાત કરવી?

'આખા ગામે એ ને એ વખતે ગોવિંદની અને હીરુની સ્મશાનયાત્રા કાઢી. સ્મશાને બેઠાં બેઠાં પટલાણીએ મુખીને કહ્યું: 'આ સરકારની તે નોકરી હોય? અહીં ને અહીં રાજીનામું આપો.'

'મોરારભાઈએ ત્યાં જ રાજીનામું દેવાની વાત કરી. એ પછી જમાલશા સાંઈને દાટવા આખું ગામ કબ્રસ્તાન તરફ ઊપડયું. કબ્રસ્તાનમાં બેઠા બેઠા બધા યે મુસ્લિમોએ આજ સવારથી હડતાળ પર જવાનું નક્કી કર્યું.

'આજ સવારથી કુલ્લઝપટ એકેએક મુસ્લિમ હડતાલ પર ઊતરી ગયો છે. મોરારભાઈ મુખીએ, બધા પટાવાળા ને પસાયતાએ પણ રાજીનામાં મોકલી દીધાં છે. એક માત્ર તમારી આવવાની વાટ જોતા હતા.' કહેતાં સુલેમાન કાકાએ વાત પૂરી કરી.

મેં મોરારભાઈ સામે જોઈને ખરખરો કર્યો: 'જુવાનજોધ ગોવિંદ...'

મોરારભાઈ કહે: 'બોલો મા, સુધીરભાઈ મારાં પાપ મને નડયાં અને હવે પલપલિયાં પાડી કયાં રોવા બેસું? મને મારી નોકરી અને આબરૂ ગળે વળગી એટલે આખા ગામ માથે આટલાં વાનાં થયાં ને! મને મૂરખાને એટલું યે ન સૂઝયું કે રાવણના રાજ્યમાં દીવાન થવા કરતાં રામની સેનામાં વાંદરાં થવું હજાર

દરજ્જે સારું. પણ હવે ગઇ ગુજરી સંભારીને ક્યાં...' કહેતાં મોરારભાઇનું હૃદય ભરાઈ આવ્યું.

સુલેમાન કાકાએ રાડ નાખી : 'એલા, કોણ છે ? અરે જાઓ તો, દેવુબેનને બોલાવો. કહો કે સુધીરભાઇ આવી ગયા.'

પાસે ઊભેલા છોકરાએ કહ્યું : 'દેવુબેન તો કયારનાં આવી ગયાં છે, પણ ફાતમા એમને છોડતી નથી. હજી યે ફફડીને જાગી ઊઠે છે ને 'પોલીસ...પોલીસ...' એવે લવારે ચડે છે તેથી દેવુબેન એને પંપાળતાં બેઠાં છે.'

કોણ કોણ કેટલું ઘવાયું છે એના સમાચાર પૂછું છું ત્યાં દેવુબેન આવી પહોંચ્યાં. 'આવ્યો ભાઇ !' કહેતાં સુલેમાન કાકા તરફ ફરીને કહે : 'કાકા ! સુધીરભાઇને કહી દેજો કે હવે આમ મારે માથે આવા બોજ નાખીને ખરે બપોરે ક્યાંયે હાલતો ન થાય. હું પંખડી, શું કરી શકું, ભાઈ ?'

સુલેમાન કાકા કહે : 'રાખો દેવુબેન ! અમે તો સુધીરભાઇને કહેવાના છીએ કે તમેતમારે બીજે ગામ કામ કરવા જવું હોય તો જજો. હવે તમારા વગર અમારે ચાલશે.'

મારી તરફ ફરીને બેન કહે : 'ઓલી કુલસુમને ય ભગવાન ભલી મત દેતો નથી અને અહીં આવતી નથી. એ આવે તો મારે કાંઈ ચિંતા રહે ? બીજું તો કાંઈ નહિ, સુધીર ! પેલા પોલીસે ક્યાંયે નહિ ને જમણે હાથે જ ક્યાં ગોળી મારી ? કાલની મારી ૧૦૮ માળા હજી નથી થઈ. વહેલો વહેલો નવરો થા તો મારી પડખે બેસીને ૧૦૮ માળા ફેરવી દે એટલે મારું વ્રત તો ન તૂટે ! દુઃખતે હાથે મારાથી વ્રતભંગના ઝાઝા ઉપવાસ નહિ થાય.'

રામભાઈ કહે : 'અરે દેવુબેન ! હવે તો તમે આખી જિંદગી માળા ન ફેરવો તોયે તમારી રોજની લાખ માળા ભગવાનના દરબારમાં નોંધાઇ ગઈ જાણો ને !'

ફાતમાના ખભાનું હાડકું તૂટી ગયું છે, રઘુનો કાન કપાઇ ગયો છે, લીલીની પીંડી ચિરાઈ ગઈ છે, પેલા કોઈ અજાણ્યા મુસાફરનું માથું ચિરાઈ ગયું છે. કોઇની પાંસળી પર, તો કોઇના હાથ પર ઘા વાગ્યા છે. એમાંથી અર્ધાને તો શહેરની હોસ્પીટલમાં મોકલવા પડશે.

પણ આ બધું વિચારવાનું હવે મારે કયાં રહ્યું છે? મોરારભાઈ મુખી અને રામભાઈ પટેલ, સુલેમાન કાકાને ખાટલે બેઠા બધું ગોઠવ્યા કરે છે અને શું થઈ શકશે એ મને કહી રહ્યા છે. અરે, સિમેન્ટ ફેક્ટરીએ મજૂરીએ ન જનાર બધા મજૂરોને કોનાં કોનાં ખેતરેવાડીએ મોકલવા, કોને કોને કાંતવાનું કામ આપવું અને રાજીનામાની ખબર પડતાં સરકાર કેવાં પગલાં લેશે એની સામે શું કરવું એ પણ તેઓ વિચારી રહ્યા છે. હું તો બેઠો બેઠો સાંભળ્યા જ કરું છું.

ત્યાં તો 'ઇન્કીલાબ...ઝીંદાબાદ...' બોલાવતો હિનુ છોકરાઓની ટુકડી સાથે દવાખાના બહાર આવી પહોંચ્યો. મને જોઈને કહે: 'કાં, મામા! આ સુલેમાન કાકાને તમે સમજાવતા હતા તોયે હડતાળ નહોતા પાડતા ને? તમે ગયા કે અમે છોકરાંઓએ કેવાં સમજાવી દીધા કે પટ હડતાળ પાડી દીધી?'

મેં કહ્યું: 'સાચી વાત, હિનુ! મારાથી ન થયું એ તમારાં જેવડાં છોકરાંએ કરી દેખાડયું.'

દવાખાનેથી ઊઠીને ઘેર આવ્યો. બેઠો બેઠો વિચારું છું કે અહાહાહા! એક જ દિવસની વાર. ચોવીસ જ કલાકનો સમય. ગઈ કાલે આ વખતે તો હું અફસોસ કરતો બેઠો હતો કે અરે સુધીર, આ ગામમાં તેં ચાર ચાર વરસ કામ કર્યું અને એ ગામ આવે અણીને વખતે આઝાદીની લડાઇમાં એકડો નહિ પુરાવે? તારું બધું કામ પાણીમાં જ ગયું માનવું ને?

પણ આજે એનો અણધાર્યો જવાબ મળી ગયો છે. મન જ મને કહી રહ્યું છે: એલા સુધીર, તેં કામ કર્યું એનું પરિણામ તને તું

માગે ત્યારે, તું કહે એવી રીતે મળી જવું જોઇએ, એમ ? તો તો નરસિંહ મહેતાએ ગાયું છે તેમ જ થાત ને કે—

**નીપજે નરથી તો કોઈ નવ રહે દુઃખી,**
**ભવન પર ભવન પર છત્ર દાખે......**

તારા પોતાના જ કાર્યને વિશ્વમાં કેન્દ્ર માનીને ચાલીશ તો તારા અભિમાનનો પાર નહિ રહે, ભાઈ! જગતમાં તું જાણે છે તેથી અનંત ગણાં અગમ્ય બળો કામ કરી રહ્યાં છે એને ગણતરીમાં લઈશ તો કદી નિષ્ફળતાની નિરાશામાં તારી રાતોની ઊંઘ નહિ બગડે.

આમ વિચાર કરતો બેઠો હતો ત્યાં દિનુએ રાડ નાખીઃ 'અરે મામા ! તમે તો જાણે સમાધિમાં ઊતરી ગયા. ક્યાંક યોગી ન થઇ જતા. કેટલી વાર અવાજ નાખ્યા ? ઊઠો, કોઈ બહાર તમને મળવા આવ્યું છે.'

ઊઠીને બહાર ગયો. જોઉં તો કાર્યાલયને ખૂણે કોઈ અંધારાની આડશે ઊભું છે. મેં હાક મારીઃ 'કોણ એ અહીં ? આવો ને ?'

કાળા ઓળાએ હાથ હલાવી પાસે બોલાવ્યો. કોણ હશે એમ વિચારતો પાસે જઇને જોઉં તો કોઇ ગામડિયો ઊભો છે.

'કેમ ભાઇ, શું કામ છે ?'

ગામડિયે હળવે હસતાં કહ્યું : 'પૂણીઓના ભાવ પૂછવા છે.'

'અરે કોણ ? જિતુ, તો નહિ ?' અવાજ પારખી મેં કહ્યું.

મોઢે આંગળી મૂકતાં કહે : 'અહીં રોકાઉં ત્યાંસુધી ઝીણો પટેલ કહીશ તો વધારે ફાવશે. થોડીક વાતો કરવી છે. કોઈ ન જાણે એવે ઠેકાણે જઈ ને બેસીએ.'

૬

# ગુપ્તતાને પંથે

## કુલસુમની આત્મકથા

એક માસ જાણે આંખના પલકારામાં વીતી ગયો. જીવનમાં દિવસો તો શું, કેટલાક મહિનાઓના મહિના જાણે ન આવ્યા હોય તેમ વીતી ગયા છે. પણ છેલ્લા માસનો એકેએક દિન, સવારથી સાંજ સુધીનો એકેએક કલાક મને યાદ છે. લડતના એકેએક દિને જે ઇતિહાસ ઊભો કર્યો છે તે કાળની તવારીખમાં નોંધાય કે ન નોંધાય, મારા માનસપટ પર તો તે ઊંડા ઊંડા અંકિત થઈને કોતરાઈ ગયો છે. જ્યારથી સમજણી થઈ ત્યારથી આવી કોઈ લડતમાં પડવાનાં સ્વપ્નાં સેવ્યા કરતી હતી. અખાડામાં જિતુભાઈ અવારનવાર ત્રીસના સત્યાગ્રહનાં સંસ્મરણો કલાકો સુધી કહેતા ત્યારે જીવનમાં એવો અવસર ક્યારે આવશે તેની કલ્પનાઓ જાગ્યા કરતી. આજે એ કલ્પનાઓ સાચી પડી છે.

આજે હું મારા દેશની આઝાદીની લડતમાં જીવી રહી છું. અરે, દિનરાત એની વચ્ચોવચ્ચ મારાથી થાય એટલું કામ કરી રહી છું. અહીંથી તહીં દોડું છું, તહીંથી ત્યાં દોડું છું. જાણે હજી કામ કરું, હજી કામ કરું. ઘેર દોડાદોડ ખાવા આવું છું ને કામ આવતાં ભાગું છું અને મા કહે છે : 'બિટિયાં, તૂ ખા તો લે. પીછે જા. ખાને બગર કૈસે કામ…' માને બિચારીને કયાં ખબર છે કે આજકાલ કામ એ જ મારો ખોરાક થઈ ગયો છે? આજે એમ થાય છે કે આ એક જ અંગ આપવા કરતાં એકવીસ અંગ ખુદાએ આપ્યાં હોત તો કામ કરવામાં વધારે મજા પડત.

સૈનિકાઓની ટુકડીઓ ગોઠવવી, એમને સત્યાગ્રહ માટે કે પિકેટીંગ માટે મોકલવી, શુશ્રૂષાદળની સેવિકાઓને કામની વહેંચણી કરવી, લડતમાં પડેલાં કુટુંબોની સંભાળ રાખવી–આ બધાં કામ તો અવારનવાર ગમે ત્યારે થઇ શકે. પણ મારું રોજનું કામ તો છે નિયમિત 'ઇન્કીલાબ' પ્રગટ કરવાનું. આજે 'ઇન્કીલાબ' રાજનગરમાં દર સવારે આઠ વાગતાં એકેએક માણસના હાથમાં હોય છે. બધા કાર્યકરો 'ઇન્કીલાબ'ની નિયમિતતાથી અચંબામાં પડી ગયા છે. સૌ જાણે છે કે 'ઇન્કીલાબ' કુલસુમ કાઢી રહી છે. જ્યારે જ્યારે કોઈ મળે છે ત્યારે એ માટે મને અભિનંદન આપ્યા કરે છે. પણ કોને કહું કે ભાઈ મારા, એ અભિનંદનની અધિકારી આ કુલસુમ નથી. એનો અધિકારી તો છે પેલો ચૌદ વરસનો કિશોર.

કાર્યકરોની ખાનગી સભામાં મેં પત્રિકા કાઢવા માટે એકાદ મદદનીશની માગણી કરેલી. દૂરના ખૂણામાં બેઠેલા નાના સરખા કિશોરે પોતાની છાતી પર હાથ મૂકી મને ઇશારો કરેલો. હજી વાત ચર્ચાતી હતી ત્યાં એ મારી પાસે સરકી આવ્યો. મને કહે: 'કુલસુમબેન, પત્રિકા માટે મારી માગણી કરજો ને. મને એમાં મજા પડશે.'

અમારા અખાડામાં કસરત કરતાં તોફાનોથી વધારે પંકાયેલા આ કિશોરને એ વખતે મને ગંભીરતાથી વિચારેલા કામમાં લેતાં જરા મનમાં સંકોચ તો થયેલો. પણ એ મારી પડખોપડખ બેઠો રહ્યો અને પોતાની મેળે જ બોલી ઊઠેલો: 'કુલસુમબેનને પત્રિકા કાઢવામાં હું જ મદદનીશ બનીશ. મને એમાં નોંધી લેજો ને.'

હજી કાર્યકરો બીજાં કામ વિચારતા હતા ત્યાં કિશોરે મારો હાથ ખેંચી એક બાજુ લીધી મને કહે: 'કુલસુમબેન, આપણે એક કામ કરીએ. પત્રિકાનું મશીન વગેરે એવે ઠેકાણે રાખીએ કે કોઈને લડાઇના અંત સુધી કલ્પના જ ન જાય અને આપણું કામ ચાલ્યા કરે.'

એના મોં પરની ગંભીરતા જોઈને મને હસવું આવી ગયું. મેં કહ્યું: 'એવું ઠેકાણું ક્યાં શોધશું, કહે જોઈએ?'

કિશોર કહે: 'આ અરુણાબેન તમારાં બેનપણી છે ને? એમના બાપ પોલીસ ઉપરી. એમને જ ઘેર રાખીએ કે કોઈને શંકા ન જાય.'

મેં કહ્યું: 'ગાંડા! કલ્પનાએ ચડયો છે કે શું? એ તે કેમ થાય?'

કિશોર કહે: 'બધું યે થાય. જુઓ, તમારે તો અમસ્થું યે સંતાઈ રહીને કામ કરવાનું છે ને? આજે જઈને અરુણાબેનના બાપા સાથે આ લડાઈમાં પડવું બરાબર નથી એમ ચર્ચા કરો અને હું અરુણાબેનના ઓરડાનો પટાવાળો થઈ જાઉં. એમના ઘરમાં તો એકેએક માણસ પાસે એકએક કામ કરવાવાળો છે. અરુણાબેનના ઓરડામાં હું એકલો બેઠો આખી રાત શું કરતો હોઈશ એની એવડા મોટા આલીશાન મકાનમાં કોને ખબર પડવાની છે? ત્યાં એક તમારો અવરજવર રહે. બાકીનું સમાચારો વગેરે મેળવવાનું કામ બીજે ઠેકાણે ગોઠવી દઈશું તો ચાલશે.'

આટલું કહ્યા પછી યે આ વાત મને કલ્પના જેવી જ લાગેલી. પણ આઠ દિવસ પછી પટાવાળાના વેશમાં કિશોર હસમુખભાઈને ઘેર આવીને કરંડિયો ઉતારતાં બોલેલો: 'પોલીસ ઉપરી સાહેબે ફળનો કરંડિયો મોકલેલો છે.' ત્યારે મને થયેલું કે એક દિવસની કલ્પનાને સત્ય ઠરાવનાર આ છોકરો તો ગજબનો લાગે છે. જોઉં છું તો સસ્તામાં સસ્તા કેળાંની નીચે પત્રિકાઓના થોકડા ગોઠવાઈને પડયા છે. જતાં જતાં કહે: 'જોજો, કેળાં ઘરમાં જ ન રાખી મૂકતાં. એક એક ટુકડીને એક એક લંગર આપી દેશો તો પગમાં જોર રહેશે.'

એક વખત ખરે બપોરે પત્રિકાનો નમૂનો કાઢતાં મશીનનો અવાજ થતો મેં સાંભળ્યો. મેં પૂછ્યું: 'કિશોર, આટલી બધી પત્રિકા છાપતાં અવાજ નથી થતો?'

એ કહે: 'રાત્રે ટાંકી ભરવા તથા બગીચાને પાણી પાવા છકછક કરતું મશીન ત્રણ કલાક ચાલે છે. એ અવાજની સાથે આટલી પત્રિકા કાઢવા માટે પોણાબે કલાક તો બસ થઈ પડે છે.'

મેં પૂછેલું : 'હવે ફળના કરંડિયા કેવી રીતે પહોંચાડે છે ?'

કિશોર કહે : 'ફળને કોહાઈને કચરો થતાં કયાં વાર લાગે છે ? રોજ સવારે અમારા મકાનમાંથી કચરો લેવા મ્યુ.ની ગાડી આવે છે. ગાડીવાળાને કચરાનો ટોપલો કેન્દ્રસ્થાને અંધારામાં બારોબાર ઉતારી દેવાના પાંચ રૂપિયા ઠરાવી દીધા છે. બસ, એનું કામ વહેલું થયું છે અને આપણું કામ પતી ગયું છે.'

થોડા દિવસમાં એણે બહારથી સમાચાર મેળવવા માટે શેરીએ શેરીએ પોતાની ટુકડીઓ પણ સ્થાપી દીધી છે. હું સમાચાર આપતાં કહું: 'લખ, કોઠારીપોળમાં લાઠીચાર્જ વખતે ત્રણને ઘા, ટીઅર-ગેસથી ચારને ગૂંગળાટ......

કિશોર કહે છે: 'ઊભાં રહો, મારા રીપોર્ટ સાથે મેળવી જોઉં.' પહેરણ નીચેની બંડીમાંથી કાગળિયાનો ટુકડો કાઢી કહેશે: 'સુધારો: પાંચને ઘા, છને ટીઅરગેસથી ગૂંગળાટ,......

હું પૂછું છું : 'તારા સમાચાર સાચા કે મારા ?'

કિશોર કહે છે: 'મારા જ તો. તમારા સમાચાર લાવનારા મોટા હોય. એ આઘેથી જોઈ ને સમાચાર લાવે. મારી વાનરસેનાનાં વાંદરાંને ડાળીએ ડાળીએ ને પાંદડે પાંદડે ફરવાની સગવડ હોય છે.'

હું એને પૂછું છું: 'તને આ વખત ક્યારે મળે છે, કિશોર ?' કિશોર કહે છે: 'અરુણાબેન આધુનિક છે. એ મને બપોરે ત્રણ કલાકની આરામ-છૂટી આપે છે. ત્રણ કલાકમાં તો લંકાએ જઈને પાછા ફરી શકાય.'

પત્રિકા કેન્દ્રસ્થાને બરાબર પહોંચી જાય છે. પણ આ બધું કામ કરનારા છોકરાઓને પોલીસ ઓળખી ગઈ છે. કોઈ પણ છોકરાને પકડીને એનું પેટ કે સાથળ તપાસે છે ને પત્રિકાઓ નીકળી પડે છે. કિશોર કહે: 'આ તો ન ચાલે, કુલસુમબેન ! આખી રાતની મહેનત પાણીમાં જાય અને આપણી નિયમિતતા પર પાણી ફરે તે કેમ પોસાય ?'

હું કહું છું. 'ત્યારે શું કરશું ?'

કિશોર કહે છે : 'થોડાક દૂધના ડબ્બા લઈ આવો. પોણા ઉપરના ડબ્બામાં પતરાં જડાવી દો. ઉપર પા ભાગમાં દૂધ અને હેઠલા ત્રણ ભાગમાં પત્રિકા. ટુકડીના છોકરાઓને ભરવાડના છોકરાના વેશ પહેરાવી દો. પોલીસ ભલે ને ઉપરથી દૂધ જોયા કરે અને આંટા માર્યા કરે.'

આ દૂધના ડબ્બાની યોજના પાછળ મહિને માત્ર પચાસ રૂપિયાનું ખર્ચ વધ્યું છે, પણ હજી યે પોલીસ આંખો તાણી તાણીને જોયા કરે છે તોયે એને ખબર પડતી નથી કે આ પત્રિકા કેવી રીતે ગામમાં પહોંચી જાય છે.

મહાદેવ દેસાઈનો અવસાન દિને ખાસ વધારો કાઢવાની જરૂર હતી, પણ કાગળ ખૂટી ગયા હતા. એકાએક કાગળ કાઢવા કયાંથી ? બજારમાં કાગળ મળતા નથી. કાગળવાળા વેપારીને ત્યાં પૂરેપૂરો જાપ્તો બેસી ગયો છે. મૂંઝવણમાં બેઠી હતી ત્યાં કિશોર કહે : 'ઊભાં રહો, કુલસુમબેન. પેલા પાનાચંદ શેઠના છોકરાને હુલ્લડ વખતે મેં બચાવીને ઘેર પહોંચાડેલો. જરા લાગવગ લગાડી જોઉં.'

તરત એ ઊપડયો અને બીજે કલાકે તો કાગળના ટોપલા લાવીને અરુણાના ઓરડામાં ઊભો રહ્યો.

ગમે તેટલું કામ હોય તોયે એ ખિલખિલાટ હસતો હોય. કામ કરતાં વચ્ચે કાંઈ પૂછીએ તો હુકમ ફરમાવે : 'સાહેબ જરા કામમાં છે. સાત મિનિટ ને પાંત્રીસ સેકંડે ફરીથી ફોન કરજો.'

કામ ન હોય તો ઓરડામાં આંટા માર્યા કરતો હોય. હું કહું: 'હેઠો બેસ ને. આંટા મારીને થાકી જઈશ.' તો કહે : 'હમણાં પગને હાલવાની ટેવ પાડવી સારી છે. થોડામાં થાકી જાય તો ભારે પડે ને ?'

ગમે ત્યારે મળીએ કે અર્ધો નીચો નમી એ બોલે : 'નોમોસ્કાર દિદિ.'

હું પૂછું : 'આ વળી શું શીખ્યો છે ?'

એ કહે: 'ક્રાંતિનું જન્મસ્થાન બંગાળ છે. આપણે અત્યારે ક્રાંતિમાં જ જીવીએ છીએ ને? બંગાળમાં 'જે જે'ને 'નોમોશ્કાર' કહે અને બહેનને 'દિદિ' કહે. એટલે 'નોમોશ્કાર દિદિ.'

આવા કિશોરને એક બપોરે 'નોમોશ્કાર દિદિ' કહ્યા વગર કામે બેસતો જોઈને મેં પૂછ્યું: 'અરે કિશોર, આ શું? તારા મોં પર ગંભીરતા?'

પણ જવાબ આપે જ કોણ? ઘણું પૂછ્યું ત્યારે આંખો ઢાળી કહે: 'મારે એકલા બાપા જ છે. ભણતો ત્યારે માસિક સાત રૂપિયા સ્કોલરશીપ મળતી એમાંથી અમારું ચાલતું. પણ આ લડત પછી બે માસથી સ્કોલરશીપ બંધ છે. આજે બાપા કહે: 'એલા, કિશોર! તારી લડતે મારો રોટલો રઝળાવ્યો. મારે ખાવું શું?' હજી અરુણાબેન પાસેથી પગાર લીધો નથી એટલે એમને આપવું શું?'

મેં કહ્યું: 'લડતમાં પડનારાનાં કુટુંબને મદદ કરવા આપણી પાસે થોડીક સગવડ છે. એમાંથી આપીએ, પછી કાંઇ?'

કિશોર કહે: 'તો તો પછી લડતના નોકર થવા જેવું જ બને ને? એ પૈસા મારાથી ન લેવાય.'

મેં કહ્યું: 'ગાંડા, આ તો જરૂરિયાતની વાત થઇ. એમાંથી તો આપણા જાણીતા કાર્યકરોને ઘેર પણ પૈસા અપાય છે. એમાં કશી નાનમ નથી, સમજ્યો?'

માંડ એ માન્યો. બસ, એ દિવસ પછી ફરીથી એના મોં પર ગંભીરતા કદી મેં જોઈ નથી.

અર્ધા ઉપરની પત્રિકા પણ તે મોતીના દાણા જેવા અક્ષરે લખી નાખે છે. લખતાં લખતાં વળી સુધારો યે સૂચવતો જાય: 'હેં કુસુમબેન, 'અદ્ભુત વીરત્વ'ને બદલે 'જ્વલંત પ્રાણાર્પણ' એવું હેડીંગ રાખીએ તો?'

ક્યાંક નવા કાર્યક્રમની જાહેરાત કરવાની હોય ત્યાં એ ખૂણામાં ગોળાકાર કરીને વચ્ચે સુંદર શંખ કે બ્યુગલ મૂકી દે છે. ગોળીએ અવસાન પામેલા શહીદોની નામાવલિ એક બાજુ કોલમમાં મૂકીને તેના ઉપર તે થોડાંક ફૂલ ખરતાં ચીતરી નાખે છે. મહાદેવભાઈના અવસાનના સમાચાર મળતાં પત્રિકાનું પહેલું પાનું આખું યે કોરું રાખીને એના પર એણે જેલનો તોતીંગ દરવાજો ચીતરી નાખેલો. એ દરવાજામાં દૂર દૂર નાની એવી સમાધિ પાસે દીવડી અને ધૂપ મૂકી દીધેલાં. પાસે જાણે એકલા અટૂલા ગાંધીજી લાકડીને ટેકે સમાધિ સામે તાકતા ઊભા છે.

આવાં આવાં અનેક સુશોભનોથી શોભતી અમારી 'ઈન્કીલાબ' પત્રિકાનો એક માસનો થોકડો મારી સામે પડયો છે. એનું એક એક પાનું હાથમાં લઉં છું ને પત્રિકા રાજનગરની છેલ્લા માસની તવારીખ બોલવા લાગે છે. હજી જાણે એ પ્રસંગો સામે જ ભજવાઈ રહ્યા હોય એમ લાગે છે.

હજી જાણે ગઈ કાલની જ વાત. લાલભાઈની આગેવાની નીચે પ્રજા વ્યવસ્થિત થતી આવતી હતી. શેરીએ શેરીએ સભાઓ યોજાતી હતી, મિલ અને કારખાનાંમાં હડતાલ ચાલુ હતી, શાળાકોલેજો બંધ હતી, બજારો સૂમસામ હતાં, મ્યુ. નોકરોએ બેઠી હડતાળ પાડી હતી, અમલદારોનાં રાજીનામાં વધતાં જતાં હતાં.

અચાનક મિલિટરીની ટુકડીએ રાજનગરમાં દેખાવ દીધો. કહેવાય છે કે કરાંચી તરફ જતી એક ટુકડીને અહીં ઉતારી લેવામાં આવેલી. સાથે બે–ત્રણ ટેન્કો પણ હતી. ટેન્કો જ્યારે ખટા...ખટ કરતી રાજનગરના રસ્તા પર નીકળેલી ત્યારે લોકો એના પર ખિખિયાટા ગજવતાં હતાં કે એલા, બર્મામાંથી કેમ ભાગેલા એનું પ્રદર્શન કરવા જ આ ટેન્કો અહીં લાવ્યા છે કે શું? બાપડી ટેન્કોએ પણ જાણે જવાબ દેતી હોય તેમ ફ ફ ફ ફ અવાજ કરતાં રસ્તાની વચ્ચે

જ અટકી જઈને લોકોનાં હાસ્યમાં ઉમેરો કર્યો હતો. ટેન્કો ચોક વચ્ચે ઊભી રાખીને મિલિટરીના સોલ્જરો થાણાની દેવડી પર મશીનગન લઈને બેસી ગયેલા. મશીનગનની પાછળ લાંબા પગ કરીને, નિશાન તાકતો સોલ્જર બપોર સુધી બેઠો રહેલો, પણ એને બિચારાને મશીનગન ફોડવાનો મોકો જ ન આવ્યો.

અરુણાના બાપાએ તે જ દિવસે ઘેર વાતોમાં કહેલું કે: 'હવે જોઈ લેજો રંગ. અત્યાર સુધી ઊઠતા જુવાળને સરકારે માર્ગ આપી દીધો છે. દીપડાની છલંગ હવે ક્યાં પહોંચે છે એ જોનારા જોઈ રહેશે.'

તે જ સાંજે ગાંધીચોકમાં ભરાયેલી સભા પર લાઠીચાર્જ થયો. એક બાજુ લાઠીઓ પડતી હતી અને બીજી બાજુ લાલભાઈ માંચડે ઊભા ઊભા લોકોને કહી રહ્યા હતા કે 'શાંતિ રાખજો, શાંતિ રાખજો, તાકાત બતાવવાનો સમય હવે આવી લાગ્યો છે.'

આમ તે બોલતા ત્યાં ચાર પોલીસો એમના પર ઊતરી પડ્યા. ધડાધડ લાઠીઓ મારવા લાગ્યા. પણ માચડા પરથી ઊતરે તો લાલભાઈ શાના? 'ઇન્કીલાબ, ઝીંદાબાદ!' 'ઇન્કીલાબ, ઝીંદાબાદ!' બોલતા એ લાઠીઓ ઝીલતા ગયા. પાંત્રીસ, છત્રીસ અને સાડત્રીસમે ફટકે એ હેઠા પડ્યા ત્યાં તો 'હટો, હટો, મૂઝે જાને દો...' કહેતો એક પોલીસ ભરી બંદૂકે થાણામાંથી માચડા તરફ દોડી રહ્યો છે. લોકો એને પકડવા જાય છે પણ કૂંદા મારતો એ આગળ વધતો જાય છે. ભરી બંદૂકે એ ક્યાં જઈ રહ્યો છે?

લોકોના શ્વાસ ઊંચા ચડી ગયા છે ત્યાં તો એણે માંચડા પર ચડી 'ધડ...' કરતો બંદૂકનો કૂંદો એક પોલીસના માથામાં ઝીંક્યો અને બોલ્યો: 'હેવાન, ભૂલ ગયા, ઉસ દિન યે લાલભાઈને તુઝે ઓર મુઝે જલતા બચાયા થા. આજ તૂ ઉસકો લાઠી માર રહા હૈ? શરમાતા નહિ સુવ્વર...' કહેતાં બીજો કૂંદો ઝીંકવા એણે બંદૂક ઉપાડી ત્યા તો 'હાં...હાં...' કહેતાં માંડમાંડ ઊભા થઈને લાલભાઈએ

એનો હાથ ઝાલી લીધો. 'ન મરાય, ન મરાય, ભાઈ! એને ન મરાય. એને લાગતું હોય કે મને મારીને એ સલ્તનતને ઊભી રાખી શકશે તો એને મારી લેવા દો, કરીમખાં.'

'અરે કયા માર લેને દો...' કહેતો કરીમખાં પેલા પોલીસ સામે ધસ્યો કે લાલભાઈ એને બથ ઝાલીને બેસી ગયા. પણ લોકોનાં ટોળાંએ ધકબક મચાવી અને માંચડા પરના પોલીસ ઉપર તૂટી પડયાં. 'મારો... મારો...' કહેતાં લોકો પોલીસોને મારવા લાગ્યાં પણ લાલભાઈ આડા પડી પડીને ઘા પોતાના અંગ પર ઝીલી રહ્યા છે અને બોલી રહ્યા છેઃ 'શાંત થાઓ, શાંત થાઓ...'

માચડા ઉપર ઊભા થઈને લોકોને તે શાંત પાડવા જાય તે પહેલાં પોલીસ ઉપરીની મોટર પાછળ થઈને માચડા પાસે આવીને ઊભી રહી અને લાલભાઈને ધરપકડનું વૉરન્ટ બતાવ્યું. સૌને નમસ્કાર કરતા લાલભાઈ મોટર પર બેઠા ત્યાં તો મોટર પર લોકોની લાઠીઓ ધડાધડ પડવા લાગી. એકદમ પોલીસ ઉપરીએ મોટર રવાના કરી કે કરીમખાંએ બંદૂક–પટ્ટો ફેંકી દઈને ગાંધીટોપી ચડાવી લીધી અને માંચડા પર ચડીને પોકાર કર્યોઃ 'ઇન્કીલાબ, ઝીંદાબાદ...'

આગળ કરીમખાં, પાછળ લોકો. કરીમખાંએ છલંગ મારી પોલીસ થાણા પર રાષ્ટ્રધ્વજ ચડાવ્યો અને લોકોએ પોલીસચોકીને આગ ચાંપી. ઝડ ઝડ કરતી પોલીસચોકી બળવા લાગી અને લોકોનાં ટોળાં ત્યાંથી છૂટી નીકળ્યાં. બીજી પોલીસચોકી બાળી, ત્રીજી પોલીસચોકી બાળી અને થાણા તરફ ઊપડયાં. ત્યાં ફડ ફડ...સનનન કરતી ગોળીઓ છૂટી. લોકો જુએ તો થાણા પર મિલિટરી ગોઠવાઈ ગઈ છે.

'ડરના નહિ, હિંમત હારના નહિ...' કહેતો કરીમખાં ગોળીઓની સામે થાણા તરફ દોડયો. ફડ કરતી ગોળી એની છાતી ચીરતી ચાલી ગઈ અને ભુફફાંગ કરતો કરીમખાં હેઠે જઈ પડયો.

ફડ .. ફડ... ફડ... ફડ...

ગોળીઓ છૂટતી આવે છે.

એ કોઈ ડોસો પડયો......

એ અખાડાવાળો પ્રબોધ પડયો......

એ લંગડી છોકરી પડી......

ત્રણ...ચાર...પાંચ...છ......

'ભાગો...ભાગો' એવા કિકિયાટા બોલ્યા અને લોકો જેમ આવે તેમ ભાગી છૂટયાં. સોલ્જરો પાછળ પડયા. શેરીઓમાં ઘૂસ્યા અને પેલા ઓટલા પર દાતણ કરતાં કંકુમાને ગોળીએ દીધાં. મેડી પર હીંચકતા રામલાલ ડોકટરને હેઠે ખેંચી આણીને પગમાં ગોળી દીધી. દાતણ વેચીને ચાલી જતી પેલી મોંઘી વાઘરણના પડખામાં ગોળી દીધી.

કલાક વીતતાં રાજનગરમાં સોપો પડી ગયો. દોડી દોડીને કિશોર મને સમાચાર પહોંચાડી રહ્યો છે. શુશ્રૂષાદળનાં બહેનો હવે રણક્ષેત્ર માથે ફરી રહ્યાં છે, પાણી પાઇ રહ્યાં છે, ઘાયલને દવાખાને પહોંચાડી રહ્યાં છે, અવસાન પામેલાઓને અવલમંજલ...

બીજે દિવસે મોટા મોટા ૧૨ અમલદારોનાં રાજીનામાં, કડક હડતાલ, વેપારીઓની વિરોધસભા, પણ આખા ગામમાં સોલ્જરો ભરી બંદૂકે ગોઠવાઇ ગયા છે. પાંચથી વધારે માણસો સાથે નીકળે કે ધડ ફૂંદો લગાવે છે.

કોલેજિયનો ઊકળી ઊઠયા છે. આવતી કાલે કોલેજ માથે ઊતરી પડવાના છે. ત્યાં પણ સોલ્જરો ગોઠવાઈ ગયા છે.

બીજે દિવસે કોલેજ પર ટુકડી પર ટુકડી છૂટી રહી છે. કોલેજના કંપાઉન્ડમાં ધ્વજવંદનનો જાહેર કાર્યક્રમ રાખ્યો છે. પણ દરવાજામાં પેસતાં જ સોલ્જરો અટકાવે છે. કોલેજિયનોનાં ટોળાં ઊતરી પડયાં છે.

'હટો, હટો, મર જાઓગે...' સોલ્જર બોલી રહ્યા છે.

'કૉલેજ અમારી છે, કૉલેજ અમારી છે, કૉલેજમાં અમે ગમે તે કરશું. ઇન્કીલાબ...ઝીંદાબાદ ..' બોલતા છોકરા ધકબક બોલાવી રહ્યા છે ત્યાં ફડ...ગોળી છૂટી અને મેજીસ્ટ્રેટનો રમેશ પડયો, પાનાચંદ શેઠનો રમણીક પડયો અને...

ઇન્કીલાબ...ઝીંદાબાદ...ના પોકારો સાથે પથ્થરો છૂટયા. ધડોધડ પથ્થરો સોલ્જરો સામે ફેંકાઈ રહ્યા છે અને સોલ્જરોએ ગોળીઓ છૂટી મૂકી દીધી છે.

'ભાગો...ભાગો....' ગોળીઓ ખાઇને નકામા મરી જશો નહિ.' એમ કૉલેજિયનો જ અંદરોઅંદર બોલી રહ્યા છે અને ભાગી રહ્યા છે.

શું ધ્વજવંદનનો કાર્યક્રમ નિષ્ફળ ગયો ?

'ઇન્કીલાબ...ઝીંદાબાદ...બળવો અમર રહો...' અરે, આ પોકાર કયાંથી ઊઠી રહ્યા છે ? આકાશને જીભ આવી કે શું ?

ના, ના, આ તો કોઈ વિદ્યાર્થી કૉલેજની અગાસી પર ચડીને રાષ્ટ્રધ્વજ ફરકાવતો ટાવર તરફ જઈ રહ્યો છે અને બોલી રહ્યા છેઃ 'ઇન્કીલાબ, ઝીંદાબાદ...બળવો અમર રહો...' ભાગતા ભાગતા કૉલેજિયનો ઊભા રહીને પડઘો પાડી રહ્યા છે : 'ઇન્કીલાબ...ઝીંદાબાદ...'

'ટૂમ મર જાયગા, નીચૂ ઊતર જા...' કોઈ સોલ્જર પેલા વિદ્યાર્થી સામે રિવોલ્વર તાકતો બોલી રહ્યો છે પણ વિદ્યાર્થી ટાવર પરના લોખંડી દંડ પર ચડી રહ્યો છે અને રાષ્ટ્રધ્વજ બાંધી રહ્યો છે.

'ટૂમ મર જાયગા, નીચૂ ઊતર જા...' કહેતાં સોલ્જરે ગોળી છોડી અને રાષ્ટ્રધ્વજ ફરકાવતાં વિદ્યાર્થીનું માથું વીંધી ગોળી ચાલી ગઈ. 'ઇન્કીલાબ, ઝીંદાબાદ' કહેતો વિદ્યાર્થી ઉપરથી નીચે પછડાઈ પડયો અને નીચે ઊભેલી વિદ્યાર્થિનીઓએ એને ઝીલી લીધો.

કૉલેજિયનોનાં ટોળાં ફરીથી 'ઇન્કીલાબ...ઝીંદાબાદ...' ગજવતાં ઊમટી પડયાં અને ફડ...ફડ... કરતી ગોળીઓ છૂટવા લાગી.

એક કલાકે કૉલેજિયનો વીખરાઈ ગયા અને પાંચ પ્રોફેસરો રાજીનામાં આપીને કૉલેજ બહાર નીકળી ગયા.

હવે સભા ભરી શકાતી જ નથી, પણ શેરીએ શેરીએ છોકરાઓએ ટુકડીઓ રચી દીધી છે. સોલ્જરો કે પોલીસો નીકળે કે પથ્થરોની ગોલંદાજી શરૂ કરે છે. ઘેર ઘેર, અગાસીએ અગાસીએ પથ્થરોના ઢગલા થયા છે. કોઈ પોલીસનું માથું તૂટે છે, કોઈનો હાથ તૂટે છે, કોઈનો પગ તૂટે છે.

પથ્થરાબાજી પછી સોલ્જરો ગમે એના પર તૂટી પડે છે. રસ્તા પર પડેલા પથ્થરો ગમે એનો કાન ઝાલી સાફ કરાવે છે. પરમ દિવસે નેશનલ વૉર ફ્રન્ટના પ્રમુખ ફરીને ચાલ્યા આવતા હતા કે પોલીસે પકડયાઃ 'ચલો, રસ્તા સાફ કરો...'

'અરે ભાઈ, હું નેશનલ વૉર ફ્રન્ટનો પ્રમુખ, સરકારી માણસ...

'અરે ચલ બે...સરકારી માનસવાલે...' બિચારા પ્રમુખ માથે ટોપલો લઈ ગામને પાદર પથ્થરા ફેંકી આવ્યા.

પેલો રામજીમંદિરવાળો જાનકીદાસ સવારમાં જળની કાવડ ભરીને ચાલ્યો આવતો હતો ત્યાં પોલીસે પકડયોઃ 'ચલો, રસ્તા સાફ કરો.'

જાનકીદાસ કહેઃ 'કૌનસા રસ્તા ?'

પોલીસ કહેઃ 'યે, તેરી સામને દેખતા હે વો. ઊઠા ઝાડુ.'

જાનકીદાસ કહે : 'મેં રામજીમંદિરકા કોટવાલ. મેરા હાથ રામજીકા દરબાર સાફ કરતા હૈ. યે ઝાડુકો હાથ બી ન લગાઉં...'

'પકડ ઝાડુ...'

'નહિ પકડું...'

'પકડ ઝાડુ...'

'નહિ પકડું...'

ધડ ધડ લપડાકો પડતી આવે છે, પણ 'મૈં રામજી મંદિરકા કોટવાલ .' કહેતો જાનકીદાસ ઝાડુ હાથ ઝાલતો નથી.

'કયા બાટ હે?' કહેતો સોલ્જર નીકળ્યો.

'યે રસ્તા સાફ નહિ કરતા હૈ...' પોલીસ કહી રહ્યો છે.

'ચલો, રસ્ટા સાફ કરો...' સોલ્જર હુકમ છોડે છે.

'નહિ, મેં રામજી મંદિરકા કોટવાલ...'

'સાલે રામજીવાલે...' કહેતાં ફડ્ ગોળી છૂટી અને જાનકીદાસ 'સિયા...રામ' 'સિયા...રામ...' કહેતો જઇ પડ્યો અને આખી કાવડ એને નવરાવીને ઢળી પડી.

લાલભાઇ પછી ચાર–પાંચ આગેવાનોને પકડી લીધા છે. પુરુષોનાં સભા–સરઘસ બંધ થયાં છે અને બેનો બહાર પડી છે. આજે અહીં સભા ગોઠવે છે અને કાલે બીજે સરઘસ કાઢે છે. બેનોનાં સભા–સરઘસ સામે લાઠીમારને બદલે ટીઅરગૅસ વપરાય છે. સૈનિકાઓ મીઠાના પાણીમાં બોળેલ રૂમાલ નાકે ધરીને ય સરઘસો કાઢે છે. બહુ ટીઅર–ગૅસ ફેંકાય તો જમીન પર સૂઇ જાય છે. છેલ્લા નવમી તારીખના સરઘસ સામે ટીઅર–ગેસ ફેંકાતાં લખુભાઇ શેઠનાં ચંદ્રિકાબેનનું કપાળ ચિરાઇ ગયું. પાંચ બહેનોને પ્રકડી ગયા. અરુણા એમાં આવી ગઇ છે. લાલભાઇની બન્ને દીકરીઓ મોખરે ઝંડો લઇને ઘૂમ્યા કરે છે.

મિલમાલેકે મજૂરોને સમજાવ્યા છે: 'અરે ભાઇ, કામ પાર ન આવવું હોય તો કાંઇ નહિ, પણ આ કોંગ્રેસવાળાઓએ તમારે નામે લાખોનું ફંડ કર્યું છે તેમાંથી રોજ માગો ને? નકામા ભૂખે કાં મરો?'

માસને અંતે મજૂરોમાં ફાટફૂટ પડી છે અને થોડાક મજૂરો કામે જવા લાગ્યા છે. મિલ સામે પિકેટિંગ ગોઠવાતાં ધરપકડો શરૂ થઇ છે.

કોલેજમાં પણ ટર્મના દિવસો ભરવા વિદ્યાર્થીઓ જવા લાગ્યા છે. ત્યાં પણ પિકેટિંગ ગોઠવાયું છે. ધરપકડો શરૂ થઇ છે.

મ્યુ. નોકરોની પકડાપકડી શરૂ થતાં કોઇ કોઈ કામે જવા લાગ્યા છે. ત્યાં પણ પિકેટીંગ ગોઠવાતાં ધરપકડો શરૂ થઈ છે. ધરપકડ માટે સૈનિકો ખૂટવા લાગ્યા છે.

ભમ્ ...ભમ્......

આ ધડાકા શાના ?

મુખ્ય પોલીસ ઓફિસની બન્ને દીવાલોના ભુકકા બોલી ગયા છે. શહેરના છેવાડાની બે પોલીસ–ચોકીઓ મધરાતથી ભડકે બળી રહી છે.

કિશોર સમાચાર લાવી રહ્યો છેઃ 'કુલસુમબેન, આપણા 'ઇન્કિ-લાબ'નાં પાનાં વધારો. હવે આટલાં પાનામાં સમાચાર નહિ સમાય.

'એવા તે કયા સમાચાર છે ?' હું પૂછું છું.

આ પોલીસચોકી ઉપરાંત મિલનું બોયલર તૂટયું છે, બંદર પર રોશની આપતાં બે ઇલેક્ટ્રિક મશીનો કામ કરતાં બંધ થયાં છે, બંદર પર અંધારું છે, કૉલેજની લેબોરેટરી બળી ચૂકી છે...

હું અચાનક પૂછું છું : 'અરે કિશોર, જિતુભાઈ હમણાં કેમ નથી દેખાતા ? એમના કાંઈ સમાચાર ?'

નીચું જોઈને સમાચાર ગોઠવતાં કિશોર કહે છે : 'કોણ ? આપણા અખાડાવાળા જિતુભાઈ ? ફસકી ગયા ફસકી ! ઘણાએ સમજાવી જોયા, પણ લડતમાં આવવા કયાં હા પાડે છે ! એ આવે તો કાલે પિકેટિંગ જોર પકડે, પણ ગોળીબારની કોને બીક ન લાગે ? જીવવું સૌને વહાલું હોય છે, કુલસુમબેન ! બાકી તો બધી વાતો.'

હું કહું છું : 'આ તું શું કહે છે, કિશોર ?'

પોતાના કામમાંથી ઊંચી આંખ પણ ન કરતાં કિશોર કહે છે : 'તમે સાંભળો છો તે જ. બીજું કાંઈ નહિ.'

દિવસ ને રાત લગાતાર કામ કરી રહી છું. અરુણા મને કયારેક કયારેક કહેતી હોય છે : 'કુલસુમ ! તને તે કામ વગર બીજું કાંઈ

સૂઝે છે કે નહિ?' હું અરુણાને કયાં કહેવા બેસું કે બહેન, આખો દિવસ કામ કરતાં કરતાં યે કોણ સામે તરવર્યા કરે છે? આજે આટઆટલા દિવસ થઈ ગયા પણ જિતુભાઈનો પત્તો ખાતો નથી. કામ કરવા જતાં રસ્તામાં ચારે બાજુ આંખો દોડયા કરે છે. કાર્યકરોને મળતાં એકએકને પૂછયા કરું છું, કે ભાઈ, જિતુભાઈના કાંઈ ખબર? પણ કોઈ કાંઈ સમાચાર આપતું નથી. કોઈ કહે છે કે એ મુંબઈ ચાલ્યા ગયા છે. ને કોઈ કહે છે કે કામમાંથી ફસકી ગયા છે.

છેલ્લા મહિનામાં જિતુભાઈની ના છતાં એમને ઘેર છાનીમાની કેટલી વાર જઈ આવી? જઈ ને રાધામાસીને પૂછયા કરું છું: 'માસી! જિતુભાઈના કાંઈ ખબર?' રાધામાસી યે ઊલટાં ચિંતા કરતાં કહે છે: 'કુલસુમ! કોણ જાણે, જિતુ કયાં ગયો છે એની કાંઈ ખબર જ નથી પડતી. આઠ દિવસ પહેલાં એકાદ–બે વખત રાતને વખતે આવેલો. કહેતો ગયેલો કે હું આવું–ન આવું તો ચિંતા ન કરતાં. દીકરાને ખબર છે કે માના જીવને કેટલી ચિંતા થાય? પણ કોને કહેવા જાઉં? મનમાં સમસમીને બેસી રહું છું. મનમાં થતું કે તું આવતી રહેતી હો તો ભાઈના ખબર મળતા રહે. પણ તું યે તારા કામ આડે કયાં દેખા દે છે?'

હમણાં હમણાં તો કિશોરને દોડાવ્યા કરું છું. કહું છું. 'જા ને ભાઈ કિશોર! અત્યારે કામ નથી. જરા ફલાણા ભાઈને ત્યાં તપાસ કરી આવ. પેલા ભાઈને ત્યાં પૂછી આવ કે જિતુભાઈના કાંઈ સમાચાર છે?'

વડનાં વાંદરાં ઉતારનારો અને ગમે તેવાં મુશ્કેલ કામ ઝપટથી પતાવી લાવનારો કિશોર પાછો આવીને કહે છે: 'કુલસુમબેન, એમાંના કોઈને જિતુભાઈના કાંઈ ખબર નથી. મૂકો ને પંચાત! જ્યાં હશે, ત્યાં મજા કરતા હશે.'

હા, ભાઈ! જિતુભાઈ તો જ્યાં હશે ત્યાં મજા કરતા હશે, પણ મારાથી પંચાત નથી છોડાતી, તેનું શું?

હમણાં હમણાં કિશોર અરુણાને ઘેર ઓછો દેખાય છે. હું પૂછું છું : 'કિશોર, હમણાં તું ક્યાં રખડતો હોય છે? સવારે આવી હતી ત્યારે ન હતો, સાંજે આવી હતી ત્યારે ય ન હતો.'

કિશોર કહે : 'સમાચાર મેળવવા ગયો હતો.'

હું કહું છું : 'સમાચાર મેળવવા માટે તો તેં ટુકડીઓ સ્થાપી દીધી હતી ને ?'

કિશોર કહે છે : 'ટુકડીઓ બદલાતી રહે અને તેનાં કામ પણ બદલાતાં રહે ને ? સતત નિરીક્ષણ રાખ્યા વગર કાંઇ છૂટકો છે ?'

હું પૂછું છું : 'પણ તું ઘેર શો જવાબ આપીને જાય છે ?'

કિશોર કહે છે : 'અરુણાબેન હમણાં પકડાઈ ગયાં છે તેથી રોજ એમને મળવા જેલમાં જાઉં છું. પાછા વળતાં એમણે અનેક કામ બતાવ્યાં હોય છે, તેમાંથી બધાંનાં પણ ઘેર નામ આપું તો પછી મારું નામ કોણ લેવાવાળું છે કે તું શું કરે છે ?'

બે-ત્રણ દિવસ ગયા અને જઈને જોઉં તો આ કોણ? અરુણા ? માથું નીચું ઘાલીને બેઠી છે. ઊંચું જોતી પણ નથી.

'અરે અરુણા ! તું ક્યાંથી ? તને તો ત્રણ માસની જેલ મળી હતી ને ? હજી પંદર દિવસ નથી થયા ત્યાં......'

અરુણા કહે : 'કુલસુમ, હું તારી જેમ પૂરાં પુણ્ય લઈને નથી અવતરી કે મારાં કામમાં મારાં માબાપ આડાં ન આવે. જેલમાં ગઈ તેથી આ સલ્તનતના સ્થંભ સમા મારા બાપુજીને આબરૂ પર પાણી ફરતું લાગ્યું, તેથી મારા વતી માફી માગીને તથા હજાર રૂપિયાનો દંડ ભરીને મને છોડાવી લાવ્યા છે. મને થાય છે કે કુલસુમ, હું દુનિયાને મોઢું કેમ બતાવી શકીશ..

'ચાલો અરુણાબેન, બા જમવા બોલાવે...' અરુણાનો નાનો ભાઈ બારણામાં ઊભો કહી રહ્યો છે.

અરુણા કહે : 'એકવાર ન કહી દીધું કે મારે આ ઘરમાં હવે જમવું નથી ? જા, કહી દે બાને કે ફરીથી પકડાઇને જેલમાં જઈને જ અરુણા જમશે. આ ઘરનું ધાન હવે ધૂળ નહિ, પણ ઝેર સમું અરુણાને થઈ ગયું છે. એ એને ગળા હેઠ નહિ ઊતરે.'

સાંજે જ અરુણા પિકેટિંગ કરવા પહોંચી ગઈ અને પોલીસ એને પકડી ગઇ. સાંજને વખતે અરુણાને વળાવીને પાછી ચાલી આવું છું ત્યાં કોઠારીપોળને છેડે ઊભેલા એક ભિખારીના છોકરાએ આડા ઊભા રહી ગરીબડા અવાજે ગાવું શરૂ કર્યું : 'એ...મોટાં દરવાળાં...બા આ..., આ ગરીબને એક પૈસો...આપો...ને...'

'અરે, હટ માર્ગમાંથી, જવા દે...' કહી હું આગળ જવા ડગલું ભરું ત્યાં છોકરો કહે : 'જરા મારી પાછળ પાછળ ચાલ્યાં આવો તો ? કાંઇ બોલતાં નહિ...'

'અરે, કોણ, કિશોર ? આ શા રંગઢંગ કરી રહ્યો છે અને મને ક્યાં લઈ જાય છે ?'

ભિખારીના છોકરાનાં તોફાન શરૂ થયાં. આગળ જાય છે, પાછળ જાય છે અને પાસેથી નીકળતાં કહેતો જાય છે : 'હું જે ઘરની સામે પાણો પછાડું એમાં બારણું ઉઘાડી ચાલ્યાં જજો. ડાબા હાથની ત્રીજી આંગળી પર 'શ્રી' લખજો. ત્યાં ઊભેલા ભાઈને બતાવજો અને તે જ્યાં લઈ જાય ત્યાં ચાલ્યાં જજો.'

હું કહું છું : 'પણ...'

પણ મારો સવાલ સાંભળે છે જ કોણ ?

ફરી પાછો ભિખારીનો છોકરો સિસોટી વગાડતો અને ઊંચોનીચો થતો આગળ જાય છે, પાછળ જાય છે અને મને પોળ પછી પોળ પસાર કરાવી ઊંડે ઊંડે લેતો જાય છે. અચાનક એક જૂના મકાન પાસે ઊભા રહી એણે પાણો પછાડયો કે હું હવે વિચારની ગડમથલ છોડી અંદર ઘૂસી ગઈ. બારણાંની અંદર જઈને ડાબા હાથની ત્રીજી

આંગળી પર 'શ્રી' લખી લીધું ત્યાં ગુમાસ્તા જેવા કોઈ ભાઈએ આવીને પૂછ્યું : 'જેચંદ શેઠને મળવું છે ? કાંઈ ભાવતાલ સાથે લાવ્યાં છો ?' કહેતાં એણે મારા ડાબા હાથ સામે આડી નજર ફેંકી.

'ભાવતાલ શાના ?' એમ મનમાં એક ક્ષણ વિચારી બીજી જ ક્ષણે એની સામે ડાબો હાથ ધર્યો. ત્રીજી આંગળી પર લખેલ અક્ષરને આડી આંખે ઝપાટાથી ધારીને જોઈ લઈ એણે કહ્યું : 'મારી પાછળ ચાલ્યાં આવો.'

હું પાછળ પાછળ ચાલવા લાગી. દાદર ચડયાં. એક ઓરડો પસાર. લાંબી ચાલી પસાર. બીજો દાદર ચડયાં. બીજો ઓરડો પસાર. ખૂણાના એક ઓરડામાં કોઈ શેઠ ગાદી પર આડે પડખે પડયા છે. છેડો ખોસેલ ધોતિયા માથે કરચલિયોવાળો ઝભ્ભો પહેર્યો છે અને માથે આડીઅવળી ટોપી પડી છે. મૂછો પણ હોઠ ઉપર ઊતરી ગઈ છે અને શેઠ બેઠા બેઠા સોપારી વાંતરે છે.

'આવો બહેન, તમારે જૂનું રૂ વેચી નાખવું છે, એમ ને ?' કહેતાં શેઠે ગાદી પરથી આઘે ખસતાં મને બેસવાનો માર્ગ કરી આપ્યો.

અરે, આ અવાજ તો પરિચિત લાગે છે. કોણ છે આ શેઠ ? ધારીને જોઉં છું તો–

'અરે, જિતુભાઇ તો નહિ !' મારાથી બોલાઈ ગયું.

'ગાંડી ! જિતુભાઈ નહિ, જેચંદ શેઠ કહીશ તો ચાલશે. બોલ, શા સમાચાર છે ?'

'શાના સમાચાર વળી ?' મેં પૂછ્યું.

'તારી લડતના જ તો. અહિંસક લડત કેટલે પહોંચી ?'

મેં કહ્યું: 'તમે જાણે કેમ જાણતા જ ન હો !'

'તોયે તું કહી જા ને ? તું તો અખબારની અધિષ્ઠાત્રી છો એટલે તને વધારે ખબર હોય.'

અમે જુદાં પડયાં ત્યારથી પહેલેથી છેલ્લે સુધીના બધા સમાચાર આપી ગઈ. સાંભળીને કહેઃ 'હું કહેતો જ હતો એવું થતું આવે છે. એકાદો યે કાર્યક્રમ આપ્યા વગર પ્રજાને લડાઈ માટે તૈયાર થવાનું તો એક ગાંધીજી જ કહી શકે. ભલે ને પછી એકાદ માસમાં જનતાનાં જોર ખરાબે ચડીને ભાંગી જાય. હવે એમને ક્યાં જોવા બેસવું છે?'

મેં કહ્યું: 'પણ આ માસમાં જનતાએ ઓછું જોર નથી બતાવ્યું.'

એ કહેઃ 'જોરની તો વાત જ કયાં છે? પણ એ જોરનો વ્યવસ્થિત રીતે ઉપયોગ કરી શકાય એવું આપણી પાસે કશું વ્યવસ્થિત સંગઠન ન હતું કે વ્યવસ્થિત કાર્યક્રમ ન હતો. ૮ મી ઑગસ્ટની મધરાત સુધી બધાનાં ડાચાં મુંબઈ સામે ફાટયાં રહ્યાં તોયે ટૂંકી ને ટચ લડાઈ લડવાનો રસ્તો સંભળાયો જ નહિ.'

મેં કહ્યું: 'પણ હજી તો ગાંધીજી વાઇસરૉય સાથે પત્રવ્યવહાર કરવાના હતા, મુલાકાત માગવાના હતા...'

'હા રે હા! કહીએ તો મુરખા ગણાઈએ, પણ આ બધા અક્કલવંતો શું એમ માનતા હતા કે સરકાર ગાંધીજીને પકડશે નહિ અને એક પછી એક કાર્યક્રમને અમલમાં મુકાવવા માટે 'હરિજન'માં લેખો લખવા બહાર રહેવા દેશે? એ તો પકડાયા, પણ હજી યે અહિંસક રીતે લડવું અને હિંસાનો પ્રતિકાર કરવો એવાં પૂછડાં તો પાછળનાને પકડાવતા ગયા એ વધારામાં. એ અહિંસાનાં પુછડાં સમજ્યાં છે એક જેલ જવામાં. પહેલેથી બિસ્ત્રો બાંધીને તૈયાર અને ભાષણ કરતાં પોલીસ પકડવા આવે તો મોટરમાં બેસવા તૈયાર. હમણાં થોડા દિવસ પહેલાં રંગપુર તરફ ગયેલો ત્યાં સુધીરને મળેલો. તે પ્રજાના માનસની ઊંડી ઊંડી વાતો કરતો હતો. એ કહેઃ 'આપણી પ્રજા છેલાં છસો વરસથી હથિયાર લઈને લડી નથી. એને આજે હથિયાર પકડાવવા જવું એના કરતાં એને અહિંસાને રસ્તે વાળવી એમાં જ વ્યવહારુ ડહાપણ છે.' મેં કહેલું: 'પણ આ અહિંસાના વ્યવહારુ ડહાપણમાં

બધા એટલા વ્યવહારુ થઈ ગયા છે કે ૭ માસની જેલ સામે મ્યુ.ના પ્રમુખપદનો જોગ કર્યા કરે છે એનું શું ? આ અહિંસાએ શિલટાના આપણને નમાલા અને પામર બનાવ્યા છે, એના કરતાં હિંસક ખમીર આવે તોયે ગનીમત. કોઇક દિવસ એ ખમીર આ સરકાર સામે ભરી પીવા માટે માથું મૂકતાં નહિ અચકાય.

'પણ સુધીર કહે : ' એ હિંસાએ તો આ જગદ્‌યુદ્ધ સર્જ્યું છે. હું તો એમ માનું છું કે આ યુદ્ધ નથી હિટલર-મુસોલીનીએ ઊભું કર્યું કે નથી વર્સેલ્સના કરારે કર્યું. એ તો માનવમનમાં પડેલાં અશુભ તત્ત્વોને આભારી છે. એ અશુભ તત્ત્વોને આપણે જ કયાં પ્રાધાન્ય આપવું ! '

'મેં કહેલું : ' અરે ભાઈ, માનવમનમાં અશુભ તત્ત્વ જો પડયું જ છે તો પછી એનાથી ભાગ્યે કેમ ચાલશે ? એ અશુભ તત્ત્વથી પણ જો મારા દેશની ગુલામી કાઢી શકાતી હોય તો કાઢવા માટે હું તૈયાર છું. એ અશુભ તત્ત્વથી ડરીને ગુલામી વેંઢાર્યે જવી એ મને પોસાતું નથી. જો ચર્ચીલ સાહેબનું અશુભ તત્ત્વ ત્રણસો વરસ પછી યે ચોડેધાડે હિંદ પર સામ્રાજ્ય અબાધિત રાખવાનું હોય તો મારા અશુભ તત્ત્વને એ સ્થાને બેસવામાં નાનપ શી ? '

'પણ સુધીર કહે : ' તારાં આવાં ભાંગફોડનાં કામ આપણને મદદમાં કઈ રીતે આવશે તે મને સમજાતું નથી. ભાંગફોડનો કાર્યક્રમ તો જ્યાં મોટાં લશ્કરો લડતાં હોય ત્યાં એનો રસ્તો સરળ કરી દેવા માટે હોય છે. આપણે ત્યાં એ પરિસ્થિતિ જ કયાં છે કે આ કાર્યક્રમ ઉપાડી શકાય ?'

'મેં કહેલું : ' મને આ ભાંગફોડના કાર્યક્રમને કોઈ લશ્કરી નિયમોની દૃષ્ટિએ મૂલવવા કરતાં યાંત્રિક રીતે મૂલવવાનું મન થાય છે. જે કામ અઢાર માનવી ન કરી શકે એ કામ એકાદ નાનું યંત્ર કરી શકે છે. તે રીતે જે કાર્યક્રમ હજારો લોકોનાં ટોળાં ન કરી

શકે એ હું સિફતથી ભાંગફોડની સહાયે કરવા માગુ છું. પ્રજા સાથે હોય તો સારી વાત છે. પણ જો પ્રજા સાથે ન હોય તો યે એવી યંત્રશક્તિને જોરે એકલે હાથે કામ પતી શકતું હોય તો કેમ ન પતાવવું? ગાંધીજીએ પણ સરકારનો સમસ્ત વ્યવહાર ખોરવવા કહેલું ને? તેમણે એ કાર્યક્રમ હડતાળ અને રાજીનામાને રસ્તે અમલમાં મૂકવા આશા રાખેલી. એ કાર્યક્રમ આ રીતે જો અમલમાં મૂકી શકાતો હોય તો હું વાંધો જોતો નથી.'

'પણ ખેર, જવા દે આવી ચર્ચાઓ. આપણી લડતને એક માસ વીતી જવા આવ્યો તો યે આવી ચર્ચાઓ આળસી નથી તેથી મને તો ખીજ ચડે છે. બોલ, તું શું કરી રહી છે?'

મેં કહ્યું: 'હાલ તો 'ઇન્કીલાબ' કાઢવાનું અને બીજું પાછળ રહીને કામ કરવાનું.'

જિતુભાઈ કહે: 'હવે મારું કામ ધીમે ધીમે ગોઠવાતું આવે છે. પણ છૂપી પોલીસનું ખાતું વધારે ચોક્કસાઈ ધારણ કરતું જાય છે. એથી અમને કેટલેક સ્થળે જવું આવવું મુસ્કેલ થઈ પડ્યું છે. તું છોકરી છે એટલે અમને ઘણી રીતે મદદગાર થઈ શકે. બોલ, તું આવી શકીશ કે તને યે હિંસા–અહિંસાનો પ્રશ્ન ઊભો થાય તેમ છે?'

હું મનમાં હસી. જિતુભાઇ સાથે કામ કરવાનું છે અને મારે વળી હિંસા–અહિંસાના પ્રશ્નની વાત? અને તે પણ જિતુભાઈ પોતે જ મને પૂછી રહ્યા છે! મારા હાસ્યને મનમાં જ સંઘરી લઈ ને મેં કહ્યું: 'ના બોલો ને, શાં કામ છે તે?'

જિતુભાઈ કહે: 'આવતી કાલથી દરરોજ સાંજે અહીં આવતી જા. પોષાક જૂનવાણી વાણિયણ જેવો પહેરી લેજે. પોષાકમાં કશી ટાપ-ટીપ કે અસ્વભાવિકતા ન ઊભી કરતી. આવા ફેરફારમાં જેટલી સ્વા-ભાવિકતા હોય એટલું વધારે સારું. મારું સ્થળ બદલાશે ત્યારે તને ખબર પડતી રહેશે. હાલ તુરત તો તું મારે જેમની જેમની સાથે

સંબંધો બંધાયા છે તે સમજી લે અને ઓળખાણ કરી લે. ક્યારેક હું ન હોઉં ત્યારે એવા સંબંધોને સાંકળીને જીવતા રાખવાની જવાબદારી સમજીને ગાંઠો વાળતી આવજે. કેટલીક બાબતો આપણા બુદ્ધિશાળી યુવાનોને સમજાવતાં યે મારા ભેજાનું દહીં થઈ જાય છે. એવા કામમાં તું મને ઠીક ઠીક સમજી શકીશ અને મને મદદગાર થઈ શકીશ એમ લાગે છે. ઠીક ત્યારે, આવતી કાલે. પેલું ડાબી આંગળીનું નિશાન કદી ભૂલતી નહિ અને કોઈને એ વિષે કહેતી નહિ.'

મેં જતાં જતાં કહ્યું : 'લોકોમાં તમારા વિષે શી વાતો થાય છે એ ખબર છે? કહે છે કે ખરી લડાઈ આવી ત્યારે ફસકી ગયા!'

જિતુભાઇ કહેઃ 'હં....ત્યારે તો વહેતી મૂકેલી વાત બરાબર ફેલાઇ છે એ ઠીક થયું છે. તને યે કોઈ પુછે, તો એમ જ કહેજે.'

બીજા દિવસથી જિતુભાઇને મળવા જવાનું શરૂ કરી દીધું છે. બે દિવસ આ પોળમાં હોય છે તો ત્રણ દિવસ પેલી પોળમાં હોય છે. કોણ જાણે ક્યા યે મિત્રોનાં મકાનો શોધી કાઢે છે અને કોઇને યે ખબર ન પડે એવી રીતે ધામો જમાવીને કામ કર્યાં કરે છે. ચોક્કસ વખતે ચોક્કસ વ્યક્તિઓ મળવા આવ્યે જાય છે અને તેમની સાથે ચર્ચાઓ કર્યે જાય છે :

'કાં, મીઠું શા ભાવે મળ્યું ? કઈ વખારમાં નખાવ્યું ?'
'કાં, રોટલો પાકે એમ લાગે છે કે કાચેકાચો ઉતારવો પડશે?'
'કેમ, માસીબાના ખબર કાઢી આવ્યા ? છે તો મજામાં કે?'
'બોલો, એનસાઇકલોપીડીઆનું વોલ્યુમ વાંચી નાખ્યું ?'

બધા ગયા પછી મને ફોડ પાડે છે. મીઠું એટલે બોંબ બનાવવાનો મસાલો. રોટલો એટલે બોંબ. માસીબા એટલે છૂપી પોલીસ ખાતાના ઇન્સ્પેકટર. એનસાઇકલોપીડીઆ એટલે મીલના મેનેજર. એ હમણાં હમણાં આ કામમાં આડકતરી રીતે મદદ આપી રહ્યા છે તેથી એ શા માટે મદદ આપી રહ્યા છે તેની તપાસ સોંપાઈ છે.

દર વખતે જાતજાતના ને ભાતભાતના માણસો મળવા આવે છે. હું દૂર બેઠી બેઠી જોયા કરું છું. આવતાં વેંત આગંતુકો મારા તરફ નજર ફેંકે છે કે જિતુભાઈ ખુરશી પર સવળો હાથ મૂકે છે. એ હાથ પર નજર ફેંકી સૌ ખુલ્લા દિલે વાતો કરવા લાગે છે. વિશ્વાસથી વાત કર્યે જાઓ તેની એ નિશાની. મારે એ વ્યક્તિઓને ધારીધારીને જોઇ લેવાની છે, વાતો સાંભળી લેવાની છે. હું એક દિવસ બેઠી બેઠી જોયા કરું છું ત્યાં એક વેપારી ભાઈ આવી પહોંચ્યા.

જિતુભાઈ કહે છે: 'ઓહો, આવો ભુરાભાઈ! શા સમાચાર છે?'

ભુરાભાઈ કહે છે: 'જુઓ શેઠ, એક વાતની પહેલેથી જ સ્પષ્ટતા કરી લઉં. અનાજ સાફ કરતાં એક પણ ધનેડું મરવું ન જોઇએ એવો અમારો ધરમ. બાકી વેપાર કરવામાં જરા યે વાંધો નહિ એમ મારી સમજ પ્રમાણે અમારો જૈનધર્મ કહે છે. આ વેપારમાં મારા ગામના બીજા શેઠિયા પણ મૂડી રોકવા માગે છે...'

એ ગયા લછી જિતુભાઈ કહે છે: 'આ ગયા તે ગાંધીઆશ્રમના સંચાલક વિષ્ણુભાઈ. ભાંગફોડનો કાર્યક્રમ અહિંસક રીતે અમલમાં મૂકી શકાય એમ તેઓ સૈદ્ધાંતિક રીતે માને છે અને તેને ગાંધીવાદની રીતે પ્રમાણભુત ઠરાવે છે. એમની સાથે તે આઠ સાથીદારોને લાવ્યા છે. ગાંધીઆશ્રમમાં આવા જોરદાર માણસો પડયા હશે તે જાણતાં યે નવાઈ થાય એવું છે...'

થોડી વાર થાય છે અને મૂછોના આંકડા ચડાવી ચડ્ડી કોટ પહેરેલા બાંકી ફેઝ કેપ નાખેલા કોઈ મુસલમાન જુવાન આવી પહોંચે છે.

એ કહે છે: 'જુઓ સાહેબ, અમે તમને પેટીઓ પુરી પાડીએ, પણ દર પેટીએ અમારું કમિશન હોવું જોઇએ. વેપાર પતી ગયે પછી કઈ પેઢી મોટી થાય એ કહેવાય નહિ. તેથી અમારી પેઢીને એટલી નામના મળવી જ જોઇએ. માલ આઠ દિવસ પછી મળી જશે. મળવાનું સ્થળ મેમણ એસોસીએશન...'

એ રવાના થાય છે અને જિતુભાઈ ઓળખાણ કરાવે છેઃ 'આ મુસલમાન બનીને આવેલા તે મુંબઈના જાણીતા સોસ્યાલીસ્ટ શાંતિકુમાર. મુંબઈની સોસ્યાલીસ્ટ પાર્ટી સાથે આપણો સંબંધ જાળવી રાખે છે. સોશ્યાલીસ્ટ પાર્ટીએ આ વખતે સારી પેઠે તૈયારી કરી છે. તેમાંથી તૈયાર સાધનો મેળવી આપશે તેમ એ કહે છે. પણ તેમની સાથે કામ કરતાં તેમની પાર્ટીનું પ્રભુત્વ સ્વીકારવાની જ્યારે હોય ત્યારે વાત થવાની જ...'

અમે બેઠાં છીએ અને કોટ-પેન્ટ પહેરેલ એક ફાંકડા યુવાન આવે છે. એ કહે છેઃ 'જુઓ સાહેબ, આ બે નમૂના. એ નમૂના પ્રમાણેનાં આઠ નંગ મળી શકશે.'ભાવતાલ વગેરે માટે અમારી કંપની પૂરેપુરું કમીશન આપવા તૈયાર છે. માત્ર તમારે એને બજારમાં વહેતું મૂકી દેવું.' કહીને એક પૅકેટ ખુરસી પર મૂકે છે.

જિતુભાઈ કહે છેઃ 'અમારી શાળાના વ્રજલાલભાઈને...'

યુવાન કહે છેઃ 'એ નામબામ મારી પાસે ન કહેવાં. કદાચ વેપારમાં ખોટ જાય તો મારાથી નામ આપી દેવાય. મારાથી તો માલ પૂરો પાડી શકાય એટલું જ કહેવાય અને સંભળાય.'

એ ગયા પછી જિતુભાઈ કહે છેઃ 'આ કેન્વાસર આવેલા તે નીમચંદ શેઠના પુત્ર પ્રમોદભાઈ. શ્રીમંતના નબીરા છે પણ ઝૂકી પડયા છે. અત્યાર સુધીમાં કોઈ ન મેળવી શકે તેવી ચાર નાની ચીજો અને બે મોટી ચીજો મેળવી આપ્યા છે. એમની પાસે છ જુવાનોની ટોળી છે. ભારે નિખાલસ માણસ. પોતે સામે ચાલીને સ્પષ્ટ રીતે કહી દે છે કે મારી પાસે વધારે પડતી વાત ન કરવી. મારામાં તમન્ના છે, પણ ખરે વખતે કેટલો ટકી શકું એ કાંઈ કહેવાય નહિ. પકડાઈ જાઉં ત્યારે બોલી જવાય. પણ ન જાણતો હોઉં તો શું બોલું?...'

વાતો ચાલે છે અને ઘૂંટી સુધી ઓવરકોટ પહેરેલ, ગળે મફલર બાંધેલ અને આંખ પર કાળાં ગોગલ્સ ચડાવેલ કોઈ મહાકાય વ્યક્તિ

પ્રવેશ કરે છે. જિતુભાઈ એને આવકારે છે: 'આહોહો, આવો, આવો, સાહેબ! શા સમાચાર છે?'

ગૉગલ્સ ઉતારતા, આડુંઅવળું જોતા ને મારા પર નજર ફેંકતા, પાસે ખસીને ધીમે ધીમે વાતો કરતા એ બોલવા લાગે છે: 'બસ, વસ્તુ તયાર. આ અઠવાડિયે તો આઠ ઠેકાણે ધડાકો થવો જોઈએ. અમારા યુવાનો તો થનગની રહ્યા છે. જો તમારો કાંઈ માલ તૈયાર હોય તો સાથોસાથ આપી દઈએ. નહિ તો પછી અમારે એકલે હાથે બધું પતાવી લેવું પડશે.'

જિતુભાઈ કહે છે: 'ભાઈ, અમારી પેઢી તો નાની. હજી માલ જોવાય, ખરીદાય ત્યારે કાંઈ થાય ને?'

પેલા ભાઈ કહે છે: 'તો થયું. પછી અમારે કયાં સુધી વાટ જોવી?'

જિતુભાઈ કહે છે: 'હા, હા, તમે કરો તોયે અમે જ કરીએ છીએ ને? ભલે, પતાવી નાખો. અમે પાછળથી આવી પહોંચશું.'

પેલા ભાઈ કહે છે: 'હા, અમારા જેવા દાખલો નહિ બેસાડે ત્યાં સુધી બીજામાં ગરમી નહિ આવે...'

ઓવરકોટનાં બટન ભીડતા, મફલર વીંટતા ને ગૉગલ્સ સરખાં કરતાં એ રવાના થાય છે અને જિતુભાઈ કહે છે: 'આ ગયા તે આપણા જૂના કાર્યકર સોમાભાઈ. ભારે દંભી માણસ. આભ ફાડી નાખે એવી વાતો કરે પણ વાતમાં હીંગની યે ગંધ ન હોય. કહે છે કે પોતાની પાસે પચાસ જુવાનો છે અને પૂલ તોડી નાખે તેવા બૉંબ તૈયાર છે. આ મહિનામાં આઠ વખત કાર્યક્રમ અમલમાં મૂકવાની વાત કરી ગયા. પણ હજી સુધી પુલ અકબંધ ઊભા છે ને સોમાભાઈની તૈયારીની વાતો વધતી જાય છે.

'ચશ્માં પહેરવાથી પોતાની આંખ સામે અંધારું પથરાતાં જાણે એમ માને છે કે સામાની આંખે અંધારાં પથરાઈ ગયાં છે. ઊલટાના વધારે નજરે ચડાય એ ખબર નથી પડતી. હજી નંબર વિનાનાં પ્લેઇન

ચશ્માં પહેરે તો બંધબેસતાં થઇ જાય અને દેખાવ ફરી જાય. પણ ઉત્સાહમાં એમને સમજાતું નથી.'

એક જુવાન આવે છે અને રોકડા પાંચ હજારની નોટોના થોકડા જિતુભાઇના હાથમાં મૂકે છે. જિતુભાઇ પુછે છે : 'કાં, શેઠે પહોંચ માગી છે કે નહિ?'

જુવાન કહે છે : 'ના રે ના. કહે કે જોજો ભાઇસાહેબ! જેચંદ શેઠને કહેજો કે પીળા પાને લખે. ચોપડે ન ચડાવે.'

જુવાન ગયા પછી જિતુભાઈ કહે: 'વનુભાઈ શેઠને આ કામમાં ભારે રસ છે. સામે ચાલીને પૈસા આપવા કહેવરાવેલું, પણ સાથે સાથે કહે કે જે કામ થાય છે તેનો હિસાબ મને મળવો જોઈએ. મેં કહેવરાવેલું કે ભાઈ, આ કામના હિસાબ ન રખાય. તો કહે કે અમે ગમે ત્યારે હજારો રૂપિયા દેવા તૈયાર હોઈએ અને અમને હિસાબ પણ ન મળે? મેં કહેવરાવેલું કે કાં તો વિશ્વાસ રાખજો અને કાંતો તમારે નામે ચોપડે જમા કરીને પાઈએ પઇનો હિસાબ સંભાળી લેજો. એમને નામે જમા કરવાની વાત આવી એટલે એની મેળે સમજી ગયા અને આ પાંચ હજાર મોકલી દીધા છે.'

એક પછી એક એમની આસપાસ કામ કરનારા જુવાનો આવતા જાય છે અને જિતુભાઈ સૂચનાઓ આપ્યે જાય છે.

એમની સાથે વાતો કર્યા બાદ પેલો પ્રશાન્ત કાંઈક નોંધ ટપકાવતો હતો. નોંધના કટકા કરી નાખતાં જિતુભાઇ કહે:

'કદી કોઈ વાત લખીને કાગળિયો પાસે રાખતો નહિ, ગાંડા. બધી વાત મનમાં જ યાદ કરતાં શીખી લેજે. કદાચે ય જરૂરી કાગળિયો રહી ગયો હોય તો છેલ્લી ઘડીએ સિફતથી ચાવીને ગળે ઉતારી જજે. ભલે કાગળથી રેચ લાગતાં એક ઝાડો વધારે આવી જાય. ચબરખીઓ ફેંકી દઇશ તો એમાંથી પણ પોલીસને સાંધતાં વાર નહિ લાગે.'

એમની પાસે કેટલી બધી પાર્ટીઓના માણસ કામ કરવા આવે

છે, પણ દરેક પાર્ટી સાથે સંપર્ક રાખનારા જુદા જુદા માણસો રાખી દીધા છે. એ માણસ સિવાય એ પાર્ટી સાથે બીજો કોઈ સંબંધ રાખે નહિ. એ પાર્ટી સાથેની વાત પણ જાણે નહિ અને પેલી પાર્ટીનો માણસ પણ પોતાના કામ પૂરતી જ વાત જાણે.

પણ હમણાં હમણાં જિતુભાઈ ભારે ગુસ્સામાં રહે છે. એ પૂછે છે: 'કાં, પેલાં ૫૦ નંગ આવી ગયાં ?'

પ્રશાંત આવીને કહે છે: 'મારા મામાનો દીકરો એક વોરાની દુકાનમાં છે. ત્યાંથી ચોરાવીને કદાચ પાંચેક નંગ...

'અરે, એવાં પાંચેક નંગે કેમ થાય...'

અને સાંજ પડ્યે પચીસ બંડલ ઉપડાવીને એ ચાલ્યા આવતા હોય છે. હું કહું છું: 'આ ક્યાંથી આવ્યાં ?'

'ક્યાંથી આવે શું, દુકાનેથી જ. વેપારીની જેમ બજારમાંથી સીધા સોદા કરતાં કોણ આડું આવે છે ? નકામું ડરી ડરીને...'

જર્મન બનાવટના હાથા જોઈએ છે, પણ એ માટે તો સરકારી તકેદારી બેસી ગઈ છે. જિતુભાઈ કહે છે: 'આવતી કાલ સાંજ સુધી મારી રાહ ન જોતા.'

અને બીજે દિવસે સાબુની પેટીમાં પચાસ નંગ જર્મન બનાવટના માલ સાથે, કાતર ઘાટના નવી જાતના સુંદર બાર હાથા પણ લેતા આવ્યા છે. હું પૂછું છું: 'ક્યાંથી લાવ્યા આ ?'

જિતુભાઈ કહે છે: 'અહીં સરકારી જાપ્તો છે પણ પાસેના દેશી રાજ્યમાં કોને ખબર છે કે આ હાથા શામાં કામ આવે ? ઈલેક્ટ્રીક એજન્ટ તરીકે આખું બજાર સાફ કરીને ચાલ્યા આવો તો યે કોણ નામ લે છે ?'

બંદર પર પેટ્રોલની ટાંકીઓ છે. એ ટાંકીઓની આસપાસ પથ્થરની તેમ જ સિમેન્ટની બેવડી દીવાલ ચણાવાઈ રહી છે. જિતુભાઈ કહે

છેઃ 'અરે, હજી એની આસપાસની પરિસ્થિતિના સમાચાર ન મળ્યા ? બીજાં બધાં સ્થળોના વિગતથી સમાચાર આવી જાય છે અને આના સમાચાર કેમ નથી મળતા ?'

પ્રશાંત કહે છેઃ 'એની આસપાસનો ચાર માઇલિનો વિસ્તાર મિલિટરી જાપ્તા નીચે છે. પાસે જવા મળે તો ખબર પડે ને ?'

જિતુભાઈ કહે છેઃ 'એ ટાંકીઓ અકબંધ પડી રહી છે અને અહીંથી વેગનો પર વેગનો ચડતાં જાય છે. મારો જીવ બળી બળીને રાખ થઈ જાય છે. ક્યાં સુધી આ ટાંકીઓ....'કહેતા એ વિચારે ચડી જાય છે. હળવેથી એ બોલે છેઃ 'ઠીક, વાત છે આવતી કાલે ત્યારે...'

હું પૂછું છુંઃ 'શું આવતી કાલે ?'

એ કહે છે : 'કાંઈ નહિ, કુલસુમ ! પણ જો હું આડોઅવળો થાઉં એવા સમાચાર મળે તો બધા સંબંધો ફેરવી નાખજે. પેલા સાયન્ટીસ્ટ અખતરા કરે છે એમને જોઇતી વસ્તુઓ પૂરી પાડતી રહેજે...'

હું પૂછું છુંઃ 'પણ તમે ?'

જિતુભાઈ કહે છેઃ 'કહેવા જેવું હોત તો ન કહેત ?'

હું ચૂપ થઈ ગઈ. વિચારમાં ને વિચારમાં કામ પર ચડી ગઈ. બીજે દિવસે ચાલી જાઉં છું ત્યાં રસ્તામાં કિશોર મળી ગયો. એકદમ મારી સામે નજર નાખીને કહેઃ 'કુલસુમબેન, પેઢી બંધ છે. આજે ન જતાં.'

મેં પૂછ્યુંઃ 'કેમ ?'

કિશોર કહેઃ 'જેચંદ શેઠ પકડાઈ ગયા.'

'ક્યાંથી ? કેમ કરતાં ?'

'વધારે જાણવા નથી મળ્યું, પણ પહેલા સમાચાર છે કે બંદર પરથી પિકેટીંગ કરતાં.'

## ૭

# જેલજીવન

## જિતુની આત્મકથા

ઘણે વખતે વધારેલી મૂછો ઉતારીને આરસીમાં જોયું તો મને જ પૂછવાનું મન થયું કે 'એલ ! તું પોતે જ મહિના પહેલાંનો જિતુ ને ? શા વેશ ભજવવા લાગ્યો છે ? આજે પાછો પિકેટીંગ કરવા બંદર પર ઊપડે છે તેથી મૂળ સાજ સજવા બેઠો છો ને ?'

મૂળ સાજ સજીને છાવણીમાં જઈ નામ નોંધાવ્યું કે 'આજે તો બંદર પર પિકેટીંગ કરવા હું જઈશ.' તો પેલા સત્યાગ્રહ સમિતિના શેઠો કમિટીના સભ્ય ચંપકભાઇ કહેઃ 'ઓહો જિતુભાઈ! તમે આ લડતમાં ભાગ લેવાના નથી એમ સાંભળેલું ને ?'

મેં કહ્યુંઃ 'ભાઈ, બંદર પર પિકેટીંગ કરતાં પાંચ દિવસથી કોઈ પકડાતા નથી. ત્યારે નામ નોંધાવીને જશ લેવા દો ને. માત્ર બે માઇલનો આંટો થશે એટલું જ ને ?'

પંદર સૈનિકો સાથે બંદર તરફ ઊપડ્યો ત્યારે સૈનિકો અંદરો-અંદર કહેવા લાગ્યા : 'આજે તો જિતુભાઈ સાથે છે માટે આપણે તારની વાડ વટાવી પ્રતિબંધિત વિસ્તારમાં પહોંચવું છે. ભલે પોલીસો લાઠીઓ મારે. આજે રંગ જમાવી દઇએ.'

મેં કહ્યુંઃ 'ના, ભાઈ, ના. માથાં કયાં અમસ્થાં આવે છે તે નકામાં ફોડાવવાં. મંદિરે જઈને દર્શન કરી આવીએ તો યે વ્રત પૂરું. આપણે તો પિકેટીંગ થાય છે એટલું જ બતાવવું છે ને ?'

પાછળથી કોઈ સૈનિક વાત કરતો સંભળાયો : ' જિતુભાઈ આ વખતે ફસકી ગયા સંભળાય છે એ સાચું જ લાગે છે.'

બંદર પર પહોંચીને તારની વાડ પાસે ઊભો ઊભો પેટ્રોલની ટાંકીઓ સામે જોયા કરતો હતો. થયું કે ટાંકીઓની પાછળ પેલો અધૂરો ચણેલો ભાગ છે એ તરફ રાતને વખતે ખાડીમાંથી ઊતરીને પરબારા પહોંચી જવાય તો—માત્ર પાંચ માઈલ દૂરથી દરિયામાં ઊતરવું પડે. માત્ર સાથેનો સામાન હવાઈ ન જાય તે ખ્યાલ રાખવો પડે.

ત્યાં તો ' લેફ્ટ...રાઈટ ' ' લેફ્ટ...રાઈટ ' કરતી પોલીસોની ટુકડી આવી પહોંચી કે એક સૈનિકે અવાજ કર્યો : ' ઇન્કિલાબ...ઝીંદાબાદ.. '

પોલીસો ઊભા રહી ગયા ત્યાં એક સૈનિકે અંદરોઅંદર વાત કરી : ' એલા, આજે તો ઘણા બધા મજૂરો પેલી તરફથી બંદર પર ચાલ્યા જાય છે. નવી સ્ટીમર આવી છે કે શું ?'

' હા, હા, એ પેલી તરફ દેખાય...' બીજા સૈનિકે કહ્યું.

' એલા! ચાલો ત્યારે, પેલી બાજુ મજૂરો જાય છે ત્યાં રસ્તામાં જ પિકેટીંગ કરીએ. અહીં પિકેટીંગ કરવાનો શો અર્થ છે ?'

હું હજી ખાડી અને ટાંકીની આસપાસ ક્યાં ક્યાં પહેરો ભરાઈ રહ્યો છે તેની ચોકસાઈ કરી રહ્યો છું ત્યાં–

' હટો, હટો, યે બાજુસે હટો, પિકેટીંગ કરના હો તો યહાં કરો, ઉસ તરફ જાનેકી બંધી હૈ...' એમ પોલીસો કહી રહ્યા છે.

' નહિ, અમે તો ત્યાં જશું. અહીં પિકેટીંગ કોની સામે કરીએ ? મજૂરો તો ત્યાં છે...' સૈનિકો કહી રહ્યા છે.

થોડો વખત સામસામી રકઝક ચાલી અને પોલીસ ઉપરીએ બધાને ગિરફતાર કરવાનો હુકમ આપ્યો. થોડે દૂર દસ દિવસથી કામ વગેર ઊભેલો પોલીસ–વાન નજીક લાવવામાં આવ્યો અને અમને અંદર બેસાડવામાં આવ્યા ત્યારે જ મને ભાન આવ્યું કે આ તો

કાચી જેલ તરફ ઉપાડી જવાની તૈયારી ચાલે છે. મનમાં થાય છે : ' અરે કમનસીબ જિતુ ! તું આવ્યો તે જ દિવસે તારે નસીબે પકડાવાનું ક્યાં આવી પડ્યું ? આ કરતાં કોઈ બીજા સાથીદારને મોકલીને તપાસ કરાવી લીધી હોત તો ? પણ આટલા દિવસથી વિગતવાર નિરીક્ષણ મળતું ન હતું ત્યારે કરવું પણ શું ?—

એવા વિચાર કરું છું ત્યાં તો ખચ્...કરતી મોટર જેલ પાસે આવીને ઊભી રહી ગઈ. બીજે દિવસે કોર્ટમાં અને ત્રીજે દિવસે ત્રણ માસની સજા સાથે જેલમાં દાખલ.

જેલના દરવાજામાં દાખલ થતાં હું ઊભો રહી ગયો. ત્રીસના સત્યાગ્રહમાં અહીં જ ઊભા રહીને અમે ઘરનાં કપડાં ઉતારી જેલનાં કપડાં પહેરતા ને ? કેટલે વરસે ફરી પાછાં જેલનાં કપડાં પહેરવા મળશે એવા વિચાર કરતો ઊભો છું ત્યાં પોલીસે ધક્કો દીધો :

' અબે ચલ રે...'

મેં કહ્યું : ' ક્યાં ? હજુ કપડાં બદલવાના છે ને ? '

પોલીસ કહે : ' કૈસે કપડે ? '

મેં કહ્યું : ' જેલનાં ચડ્ડી બાંડિયાં...'

પોલીસ કહે : ' ચલ ચલ, ચડ્ડીબાંડિયાવાલે ! તેરા યે કપડા કયા અચ્છા નહિ હૈ ? '

એને ધક્કે આગળ ડગલું માંડું ત્યાં પાસે ચાલતા સૈનિકે મને કાનમાં કહ્યું : ' આ વખતે જેલમાં આપણાં જ કપડાં પહેરવાની છૂટ છે. જેલનાં ટૂંકાં ચડ્ડી–બાંડિયાં પહેરવાનાં બંધન હવે ગયાં. સરકારે આ વખતે આપણને એટલી વિશેષ સગવડ આપી છે.'

'—કે સરકારે કાપડનું ખરચ કરવાની અગવડ ટાળી છે ? ' એમ વિચારતો હું ચાલતો થયો.

જેલની બરેકમાં બિસ્તરો પાથરતાં વિચાર કરું છું કે મારા જ

દેશના મેજીસ્ટ્રેટો, મારા જ દેશના જેલરો અમને પકડી રહ્યા છે, પછી અંગ્રેજ સરકારને હિંદ છોડી જવાની શી જરૂર છે? થોડા દિવસ એમના કામકાજ સામે ઊભા ઊભા પિકેટીંગ કરીએ તો એમને શો વાંધો છે? ત્યાં તારના થાંભલા ઊભા છે અને અમે એની પડખે પિકેટીંગ કરતા ઊભા હતા તેમાં કયો ફેર હતો? આવા ભાઈ-બાપ કહેનારાં પિકેટીંગથી કાંઈ અંગ્રેજો હિંદ છોડવાના છે? ચમત્કાર વિના...

'નમસ્કાર. જિતુભાઈ, કેમ છો?'

ઓહો! આ તો અમારા ગામના અગ્રણી કાર્યકર મનસુખભાઈ, પેલા વયોવૃદ્ધ કાર્યકર હરિવદનભાઈ, બધાએ મને ઘેરી લીધો છે. બધા પૂછી રહ્યા છે: 'કાં, જિતુભાઈ બહારના શા સમાચાર છે?'

'શા સમાચાર હોય? તમને તો છાપાં મળે છે ને? છાપાંમાં સમાચાર હોય તે જ, બીજા શા?' હું કહું છું.

'ના, ના, એમ તે હોય! છાપામાં તો શું આવે? કાંઈ અંગત માહિતીના સમાચાર?' તેઓ પાસે બેસીને પૂછી રહ્યા છે.

અંગત માહિતીના સમાચારમાં તો શું કહું? પિકેટીંગ માટે સૈનિકો ઘટવા લાગ્યા છે તે? મિલમાં મજૂરો કામે જવા લાગ્યા છે તે? કોલેજોમાં છોકરાઓ જવાની તૈયારી કરી રહ્યા છે તે?

છતાં યે તેમને સંતોષ આપવા હું કહી રહ્યો છું: 'બિહાર અને ઓરિસ્સામાં લોકોનાં ટોળાને કાબુમાં લેવા માટે પાંચ ઠેકાણે એરોપ્લેનમાંથી મશીનગનીંગ કરવામાં આવેલ છે. પાલઘર, અડાસ અને ડાકોરમાં નાનાં બાળકોને ગોળીએ દીધાં છે. ચીમુર અને આષ્ટીમાં સ્ત્રીઓ પર અત્યાચાર થયા છે. મિદનાપુરના અત્યાચારે તો શ્યામપ્રસાદ મુકરજી પાસે રાજીનામું અપાવ્યું છે, પણ...'

પણ તોયે બધા ફરીફરીને મને પૂછી રહ્યા છે. તેમને મારા જવાબોથી સંતોષ થતો નથી. થોડી વારે બધા વીખરાયા ત્યારે

બિસ્તરા પર આડો પડવાની તૈયારી કરતો હતો ત્યાં હળવેથી પાછા મનસુખભાઈ આવ્યા. એ કહે : 'હેં જિતુ, ગાંધીજી આમરણાંત ઉપવાસ કરવાના હતા ને? એના કાંઈ ખબર?'

મેં કહ્યું : 'એમને પુના પાસે આગાખાન મહેલમાં રાખ્યાના સમાચાર મળ્યા છે. બાકી એ વિસ્તારમાં ચાર ચાર માઈલ સુધી જવા નથી દેતા તો આમરણાંત ઉપવાસના ખબર કેમ પડે?'

'પણ આ વખતે તો ગાંધીજી લડાઈને થોડાક જ દિવસમાં પતાવી દેવાના હતા ને આ બધું શું થયું?' એવી ચિંતા કરતા મનસુખભાઈ ગયા ત્યાં હળવેથી બેસ સમો કરતા હરિવદનભાઈ આવ્યા. પાસે બેસીને કાનમાં મોં નાખતા કહે: 'હેં જિતુ, આ જાપાનના કાંઈ સમાચાર નથી? ત્રણ માસ વીતી ગયા તો યે...'

મેં કહ્યું: 'સુભાષ બાબુએ સીંગાપુરમાં સ્વતંત્ર હિંદી સૈન્ય ઊભું કર્યાના સમાચાર છે. રોજ હિંદ માથે ત્રાટકી પડવાની વાતો આઝાદ રેડીઓમાં સંભળાય છે.'

હરિવદનભાઇ કહે: 'ત્યારે તો કદાચ હજી પાંચ–છ માસમાં....'

'સુભાષબાબુ આવે તો છૂટવાની આશા રાખી શકાય, નહિ કાકા?'

'જા, જા, ગાંડિયા! આ તો અમસ્થા જરા...' કહેતા હરિવદન કાકા રવાના થયા.

બિસ્તરો છોડી જરા લટાર મારવા નીકળ્યો ત્યાં...અહોહોહો? શી મિજલસ જામી છે? આ બાજુ ચારની ટુકડી જમાવી મનસુખ-ભાઈ પાનાં રમી રહ્યા છે. એમની આસપાસ આઠદસનાં ઝૂમખાં ઊતરના માર્ક ગણી રહ્યાં છે. પેલી બાજુ લીંબડા નીચે થોડાક હુતુતુતુ રમી રહ્યા છે. લોબીના એક છેડામાં બે જણા 'ડાયા–લેક-ટીકલ મેટીરીઅલીઝમ' વાંચી રહ્યા છે, તો બીજા છેડામાં બે જણા કાંઈક લખી રહ્યા છે. કોઈ વળી ખભે નેપકીન નાખી ટેલી રહ્યા છે,

તો કોઈ બબ્બેની ટુકડીમાં ચર્ચા કરી રહ્યા છે. આ બધાને સાચવનાર એક વૉર્ડર દરવાજે બેઠો છે. પોલીસ તો અમારા જેવી ચાર બરાકો વચ્ચે એક પેલા બગીચામાં સ્ટૂલ માથે લાદી આઘી ફેંકી ઝોલાં ખાય છે.

પોલીસ સામે નજર કરી પાછો ફરું ત્યાં તો અવાજ સંભળાયા :

—ઇન્કીલાબ ઝીંદાબાદ...ઇન્કીલાબ...ઝીંદાબાદ...

અરે, અહીં જેલમાં વળી આ પોકાર શા? પાસે બેઠેલ એક સૈનિકને પૂછી જોયું. એ કહે કે: 'ગઈ કાલે અને પરમ દિવસે પકડાઈને પચીસ વિદ્યાર્થીઓ આવ્યા છે. તેમણે તેમને રહેવા માટે જુદી બરેકની માગણી કરી છે. આ બરેકમાં ગોંધાઈ રહેવાની ના પાડે છે. કાં તો જુદી બરાક આપે અને કાં તો પેલા બગીચામાં તંબુ તાણી આપે. વિશેષમાં તેઓ સ્વતંત્ર રસોયાની અને નાવાધોવા માટે જુદા નળની માગણી કરે છે.'

સાંજ પડી અને પોકાર વધવા લાગ્યા : 'નહિ પુરાઈએ, નહિ પુરાઈએ. જ્યાં સુધી અમારી માગણીનો સંતોષકારક જવાબ નહિ મળે ત્યાં સુધી નહિ પુરાઈએ.'

વૉર્ડર અને પોલીસ દોડાદોડ કરી રહ્યા છે, પણ સાંભળે કોણ? થોડી વારે સીટીઓ વાગી અને જેલર પોતે હાજર થયા. હળવે હળવે ડોકી નમાવતા જેલર પૂછી રહ્યા છે : 'અરે, ભાઈ! વળી શી મુશ્કેલી ઊભી થઈ?'

વિદ્યાર્થીઓ કહે છે: 'જુદી બરાક, જુદા નળ, જુદા રસોયો.'

જેલર સમજાવી રહ્યા છે: 'અરે ભાઈ, તમને બધી સગવડ આપવા તૈયાર છું, પણ હજી નવાં ઝૂંપડાં બાંધવા માટે પુરા વાંસ નથી આવ્યા. વળી અમારી પાસે પૂરતા પોલીસ પણ નથી. નળ માટે માગણી કરી છે. રસોયા માટે તો અમારા બજેટમાં...'

'નહિ, નહિ, નહિ! અમારી માગણીનો પૂરેપૂરો અમલ ન થાય ત્યાં સુધી નહિ પુરાઈએ.' વિદ્યાર્થીઓ બોલી રહ્યા છે.

જેલર સમજાવી રહ્યા છેઃ 'હું તમને મારાથી શક્ય બધી સગવડો આપવા તૈયાર છું. પણ તમારે યે અમારી મુશ્કેલીઓનો વિચાર કરવો જોઇએ ને ? આપણે અંદરોઅંદર સમજીને કામ લેવાનું છે. કેમ, શું કહો છો, હીરાભાઈ ?'

હીરાભાઈ જેલર પાસે ઊભા કહી રહ્યા છેઃ 'સાચી વાત છે. અમે તમને મુશ્કેલીમાં મૂકીને દુભાવવા નથી માગતા...' એમ કહીને તેઓ વિદ્યાર્થીઓને સમજાવી રહ્યા છેઃ ' આપણે સામા પક્ષની મુશ્કેલીનો વિચાર કરવો જ જોઈએ. એમને દુભાવવા આપણુને ન શોભે. શત્રુને યે આપણી સદ્ભાવનાનો પરિચય આવે વખતે કરાવી આપવો જોઇએ. આપણી સજ્જનતા એમાં છે. '

વિદ્યાર્થીઓ કહી રહ્યા છેઃ 'અહીં સદ્ભાવનાની વાત છે જ નહિ. જેલર ગમે તેટલા ભલા હોય, પણ તે સરકારના પ્રતિનિધિ છે. સરકાર આપણુને સ્વાતંત્ર્ય આપીને એની સદ્ભાવના પુરવાર ન કરે તો આપણે આપણી સદ્ભાવના પુરવાર કરવાની જરૂર નથી. એ આપણુને શક્ય એટલી રીતે હેરાન કરી રહી છે. આપણે પણ એને શક્ય રીતે હેરાન કરવી જોઇએ...'

પણ હીરાભાઈ ફરીફરીને અહિંસાના નિયમો વિદ્યાર્થીઓને સમજાવી રહ્યા છે. માંડ વિદ્યાર્થીઓ માન્યા અને અંદર દાખલ થયા. બિસ્ત્રો પાથરતો એક વિદ્યાર્થી કહે : ' અહીં હીરાભાઈ અહિંસાના નિયમો અનુસાર શત્રુ સાથે સુલેહ–સંપથી વર્તવા માગે છે. પણ બહાર છાવણીમાં ભાંગફોડના કાર્યક્રમમાં માનનારા વિદ્યાર્થીઓ એક દિવસ આવેલા તેમને તો જમતા જમતા ઉઠાડેલા. કહે કે અમારાથી તમને જમવા પણ ન દેવાય. તો તો પછી આપણા સિદ્ધાંતો વચ્ચેનો પ્રમાણિક મતભેદ અને વિરોધ ન જળવાય.'

બીજે દિવસે રાત્રે હીરાભાઈ અમારી બેઠકમાં ન દેખાયા. મેં એક સૈનિકને પૂછ્યું : ' આ હીરાભાઈ અહીં કેમ નથી દેખાતા ? '

સૈનિક કહે : 'એ તો જેલર નિમાયા. જેલર આપણી સાથે હોય ?'

મેં કહ્યું : 'શું બકે છે તું ?'

સૈનિક કહે : 'તમે સાંભળો છો તે જ. બીજું શું ? હજી ઝૂંપડાં બંધાયાં નથી તેથી હીરાભાઈ પચીસ કેદીઓને લઈને પેલા ખાદીકાર્યાલયમાં રહેવા ગયા છે. જેલરે તેમની સાથે એક પોલીસ આપ્યો છે. બાકીની બધી જવાબદારી હીરાભાઈએ પોતાને માથે લીધી છે.'

મને થાય છે કે સરકારના અમલદારો પણ ખાદી પહેર્યા વગર સરકારને હેરાનગતિમાં મૂકવા માટે જ નોકરી કરી રહ્યા છે એવું એકાદ નિવેદન કરી નાખે તો બધી પંચાત મટી જાય ને ?

રોજ સવારના દસ થાય છે અને કારકુન આવીને ઊભો રહે છે. હરિવદનભાઈ લખાવે છે : 'ટાઢ શરૂ થઈ ગઈ છે. મારે ઘેરથી એક રજાઈ, ત્રણ શાલ અને બે ચાદર મંગાવવાની વ્યવસ્થા કરી આપો.'

મનસુખભાઈ લખાવે છે : 'આ ડોકટરસાહેબની ભલામણ-ચિઠ્ઠી. મારે ત્યાંથી દવા તરીકે એક શેર તળેલી હરડે, બશેર ત્રિફળાં અને એક બોટલ બદામપાક મંગાવી આપો.'

પેલા નવજુવાન લેખક રમેશભાઈ લખાવે છે : 'લેખનની મને રજા મળી છે. મારે ત્યાંથી ચાર નોટ, છ પેન્સીલ અને આ લીસ્ટ પ્રમાણે દસ પુસ્તકો મંગાવી આપો.'

બાર વાગે કારકુન પાછો જાય છે ત્યાં સુધીમાં અર્ધાની પણ નોંધ પુરી થતી નથી. બીજે દિવસે ગઈ કાલે નોંધ કરાવેલ તેમને પણ નવી નોંધ કરાવવાની હોય છે. મનસુખભાઈ બપોર વખતે પાનાં રમીને ચર્ચા કરતા હોય છે કે : 'આ જુવાનો ભાંગફોડને રસ્તે કયાં ચડયા ? નકામા આખા દેશને મુશ્કેલીમાં મૂકી રહ્યા છે. ભાંગફોડ તો આપણા સ્વભાવમાં જ નથી.'

એ તો એમની આસપાસ આઠ આઠ ફૂટના વિસ્તારમાં પડેલો બિસ્તો અને સાજસરંજામના પથારો જ કહી રહ્યો છે ને ?

હરિવદનભાઇ કહી રહ્યા છેઃ 'આજે કોઈ મળવા આવે તો નિમુભાઈ શેઠને અને બીજાઓને કહેવરાવી દો કે તેઓ એમને મદદ ન કરે. નકામા આપણને એમાં ન સંડોવે.'

જેલની તોતીંગ ચાર દીવાલો વચ્ચે આટલાં કપડાં વીંટીને બેઠા છે તો યે હજી એમને સંડોવાઇ જવાની બીક લાગતી હશે?

પણ મારી પાસે સરકી આવીને મનસુખભાઇ કહે છેઃ 'પણ આ ભાંગફોડનાં કામ કરનારા લાગે છે ભડના દીકરા. માથાં મૂકીને જ કામ કરતા લાગે છે. એમાં કોણ કોણ છે એની કાંઈ ખબર, જિતુ?'

હું કહું છુંઃ 'મારી જાણે ભૂખરાત! કોણ જાણે કયાં ભેગા થઈને શું કરે છે એ ખબર જ કયાં પડવા દે છે?'

વાતમાં રસ લેવા પાસે સરકી આવેલા હરિવદનભાઈ કહે છેઃ 'જોજે હો, જિતુ! તું કયાંક એવા સાથે ભેખડાઇ પડતો નહિ. નકામું...'

હું કહું છુંઃ 'ના રે ના, કાકા! હું તો પકડાવા યે નહોતો માગતો, ત્યાં વળી આ પિકેટીંગ કરતાં ઝડપાઈ ગયો. આપણે તે એવા ધંધા હોય?'

અહીં આવ્યાં આઠ દિવસ થયા તો યે હજી પેલો સુરેશ કેમ નથી દેખાતો? સવારે ખાવા વખતે હાજર હોય છે. સાંજે ખાવા વખતે હાજર હોય છે. બાકીને વખતે ગેબ. રાત્રે પુરાતી વખતે યે બરાકમાં કેમ નથી દેખાતો? મેં મારી પાસેના સૈનિકને પૂછી જોયુંઃ 'આ સુરેશ કેમ નથી દેખાતો? એ પણ કયાંયે હીરાભાઈની જેમ અધિકારી નિમાયો છે કે શું?'

સૈનિક કહે છેઃ 'ના રે ના. એ તો જાય છે ગુનો કરીને આવેલા ક્રિમિનલ કેદીઓમાં કામ કરવા. એમણે આવ્યા ત્યારથી વાચનાલય સંભાળી લીધું છે. દિવસે તેઓ કેદીઓને કામ કરતાં કરતાં ચોપડીઓ વાંચી સંભળાવે છે અને રાત્રે મુખપાઠ આપીને પ્રૌઢશાળા ચલાવે છે. રાત્રે એ કેદીઓ સાથે રહેવા માટે એમણે આઠ દિવસના ઉપવાસ પણ કરેલા. આ હીરાભાઇ જ તેમને સમજાવવા ગયેલા તો કહે કે 'અહીં

પુરાઈ રહીને દિવસો પસાર કરવા નથી આવ્યો. તો તો બહાર રહેતાં ક્યાં નહોતું આવડતું ? પકડાયો જ છું તો પછી કામ કેમ શરૂ કરી ન દેવું ? કામ કરવા ન મળે તો ખાવાનો યે શો અર્થ છે ?'

આજે આવ્યો ત્યારથી આઠ દિવસથી રોજ સવારે અવાજો સાંભળ્યા કરું છું:

'ઇન્કીલાબ...ઝીંદાબાદ...' ધડ્ ધડ્ ધડ્

'ઇન્કીલાબ....ઝીંદાબાદ...' ધડ્ ધડ્ ધડ્

આજે એ અવાજો કાં બંધ ? મેં પાસેના સૈનિકને પૂછ્યું. કહે કે : 'એ અવાજો તો હતા પેલા રણધીરના. ગાંધીજીના જ આશ્રમનો એ અંતેવાસી. પકડાઇને આવે કે ખાવાની જ ના પાડે. કહે કે 'આઠમી ઓગસ્ટની મધરાત પછી હું આઝાદ બની ગયો છું. હું ગમે ત્યાં જાઉં, ગમે ત્યાં ભાષણ કરું, મને પકડવાનો કોઇને અધિકાર નથી. હું મિલિટરીના માણસો પાસે ભાષણ કરવા જતો હતો અને તમે મને શા માટે પકડી લાવ્યા ? તમારામાં શારીરિક બળ છે તો ભલે મને પકડી લાવ્યા, પણ હું અહીં પરાધીન માનવ તરીકે એક કણ પણ ખાઇશ નહિ.' રોજ સવારે એ 'ઇન્કીલાબ... ઝીંદાબાદ !' બોલાવે અને પોલીસ એને જુદી કોટડીમાં પૂરીને માર્યા કરે. રોજ સવારે દસ સુધી એ કાર્યક્રમ ચાલે.

'એ પછી ચારેક ઉપવાસ બાદ એને બળજબરીથી ખવરાવવામાં આવે તો ફૂઇડ ..ફૂં...ફૂઇડ...ફૂં કરી ખાવાનું ઉડાડી નાખે. પરમ દિવસે તો જેલર પોતે ખવરાવવા ગયેલ તો મોઢામાં ભરી દીધેલ રાબથી ફૂં...કરીને જેલરનું આખું મોં રંગી દીધેલું.

પહેલે વખતે દસ ઉપવાસે છોડી મૂકેલ. બીજે વખતે બાર ઉપવાસે છોડી મૂકેલ. આ વખતે તો સત્તર ઉપવાસ સુધી પૂરી રાખેલ. મેં તો જોયેલ નથી પણ સુરેશભાઈ એને સમજાવવા ગયેલ. તે કહે છે કે મારથી આખું શરીર સૂઝી ગયેલ અને ઉપવાસથી એકેએક હાડકાં ગણી શકાતાં હતાં. પણ સુરેશભાઇને હસતાં હસતાં કહે :

'ખરેખર સુરેશભાઈ! આવી આઝાદી ભોગવતાં છતાં આ શરીર દૂબળું પડતું જાય છે તેથી મને શરમ થાય છે. શરીર જો માનસિક સ્થિતિ સાથે કદમ મિલાવીને ચાલતું હોય તો આજે મારા માનસિક આનંદની સરખામણીમાં શરીર દશ રતલ વધતું જોઈએ. પણ કુદરતનાં બધાં તત્ત્વો ક્યાં મેળ રાખીને ચાલે છે?'

'આજ સવારે છોડી મૂકતી વખતે જેલર કહે : 'હવે તો મારે ઘેર પારણાં કરીને જાઓ?' તો રણધીરભાઈ કહે : 'પારણાં તો થશે મિલિટરીના કોઈ સોલ્જરને ઘેર ભાષણ કરતાં કરતાં. તમારે ઘેર તે પારણાં હોય? પારણાં કરવા દેવાં હોય તો પોલીસઉપરીને કહેજો કે મોડા પકડવા આવે, નહિ તો પછી અહીં તમારા પોલીસને હાથે ધડીંમપાકનાં પારણાં તો કરવાનાં છે જ ને? '

અમે વાતો કરીએ છીએ ત્યાં ધીમાં ડગ માંડતા હીરાભાઈ નીકળ્યા. સૈનિક પૂછે : 'ઓહો, આસીસ્ટંટ જેલરસાહેબ! તમારાં અહીં શુભ આગમન?'

હીરાભાઈ કહે : ' તમે આવું બોલો તે ન શોભે, વિનોદભાઈ. '

વિનોદ વિવેકથી હાથ જોડી પૂછે છે : ' ભૂલ થઈ, હીરાભાઈ. તમારી સ્વતંત્ર જેલના શા સમાચાર છે?'

હીરાભાઈ કહે: 'સમાચાર શા હોય? જેલ ઉઠાવી લીધી. પોણા ભાગના વિદ્યાર્થીઓ છૂટી ગયા. બાકીનાને હમણાં અહીં લાવે છે.'

વિનોદ કહેઃ ' કેમ છૂટી ગયા?'

હીરાભાઈ કહે: 'તેમણે બધાએ માફી માગી.'

' કેમ, કાંઈ મારઝૂડ, જોરજુલમ, સિતમ?' વિનોદ પૂછે છે.

'ના રે ના! એમના આગેવાને સમજાવ્યા કે અહીં રહીને આપણી શક્તિઓનો કશો ઉપયોગ નથી. માફી માગીને પણ છૂટી શકાતું હોય તો છૂટી જવું. બહાર જઈને આપણે વધારે કામ કરી શકશું. કામ ખાતર માફી માગવામાં શરમ નથી. એ તો 'પૂર્વ યોજના મુજબ નક્કી કરેલ બીજે મોરચે વ્યવસ્થિત રીતે ખસી જવું' કહેવાય.'

આજે જ બપોરે પ્રશાન્ત મુલાકાત લેવા આવેલો. પોલીસની હાજરીમાં જ એણે સમાચાર આપ્યા કે આપણી દુકાને બેટરીનાં ખોખાં તૈયાર થઈ ગયાં છે. મસાલો ભરીને બહાર મોકલીએ એટલી જ વાર છે. પણ તમે નથી એટલે કયા કયા એજન્ટોને કેટલાં કેટલાં ખોખાં મોકલવાનાં છે તેની ખબર નથી પડતી. પેલી મિલના મેનેજરે પચાસ બલ્બનો ઓર્ડર આપ્યો છે. એમને ઓર્ડર પૂરો પાડવો કે નહિ તે શેઠાણીજી વિચાર કરવાનું કહે છે. ભુરાભાઇ શેઠ પોતે ચાર વખત આવી ગયા. એમને કાંઇક આગલા સોદાઓમાં સમજણ કરવા જેવું લાગે છે. અમે ચોપડા લઈ સ્પષ્ટતા કરી જોઇ, પણ એમને હજી પૂરો સંતોષ થતો નથી. તમારી મુલાકાત મેળવવા માગે છે. પેલા મુંબઈવાળા હબીબભાઈ આવેલા. તેઓ માલ પૂરો પાડવા તૈયાર છે, પણ એમણે કમીશનની શરતો બદલાવી છે....આપણાં એજન્ટો સોંપેલાં ગામોનો કયાસ કરી આવ્યા છે.

અહોહો, કેટલા બધા સમાચાર ?

સમાચાર સાંભળીને પથારીમાં પડયો પડયો વિચાર કર્યા કરું છું કે અરે જિતુ, અહીં તેં દસ દિવસ કાઢી પણ નાખ્યા ? રોજ તારા કામથી તારું માથું ધમધમ્યા કરે છે તો યે હજી અહીં કાં બેઠો ? કે છેલ્લા બે માસનો થાક ઉતારી રહ્યો છે ? ઊઠ, ઊઠ, ઊભો થા. ત્રણ માસ અહીં વિતાવવા રોકાઈશ તો તું શું કરી શકવાનો હતો ?

પણ મન પૂછી રહ્યું છે : ' બહાર જવું કેવી રીતે ? રણધીરભાઇની રીતે આઝાદ માનવી તરીકે કે પેલા વિદ્યાર્થીઓની વ્યૂહ-રચનાની જેમ ? પહેલો માર્ગ જરા લાંબો છે અને બીજો માર્ગ કેટલાક વિદ્યાર્થીઓને જ શોભે તેવો છે. કાંઇક ત્રીજો જ માર્ગ કાઢ, દોસ્ત. ઊઠ, ઊભો થા.

આઘે બેરેકમાં સૂતેલો કોઈ ભજનિક કેદી ગાતો સંભળાય છે :

**જગબંધનની જેલ, એ તો તોડવી મુશ્કેલ,**
**જુઓ ભાઈ ! જગબંધનની જેલ છે.....**

## ૮

## પ્રાણયજ્ઞ

### મુધીરની આત્મકથા

હિંદની આઝાદીની લડતના છેલ્લા ત્રણ માસે જે વીરત્વ બતાવ્યું છે એ નિહાળતાં કે સાંભળતાં મન હજી અચંબામાંથી મુક્ત નથી થતું. ત્રણસો વરસની પરાધીનતાથી પામર બનાવી દીધેલા આ હિંદી માનવની અંદર પ્રાણાર્પણ કરવાની આવી અદ્‌ભુત તાકાત પડી છે એમ કોઈ એ ત્રણ માસ પહેલાં કહ્યું હોત તો માનતાં મન કદાચ આંચકો ખાત.

આવા વીરત્વમાં રંગપુરે જે એકડો નોંધાવ્યો છે તેનો સંતોષ મારા વિના બીજા કોઈને કહેવાનું મન પણ નથી થતું. કોઈ શુભ પળે રંગપુરનાં લોકોને શક્તિહીન બલિદાનને પંથે જતાં મેં રોકી દીધેલાં તે કારણે ઘણા યે મિત્રોએ મને ઠપકો દીધો હતો. પણ આજે ડહોળાં પાણી આછર્યાં બાદ રંગપુરની પ્રજા જે એકસંપી અને તાકાત બતાવી રહી છે તે જોવા આવનારા આશ્ચર્ય પામી જાય છે અને મને શાબાશી આપી જાય છે. ત્યારે ઘણી યે વાર કહેવાનું મન થઈ જાય છે કે ભાઈ મારા, મેં તો માત્ર પ્રજાનાં શક્તિ–વહેણને કાંઠા જ આપ્યા છે, વહેણની તાકાત તો એમની પોતાની જ છે. એ વહેણનાં પાણી માપીને, એમને ગજા–ઉપરવટની નહેરમાં વાળી દઈને સૂકવી નાખવાનું દુર્ભાગ્ય ન સૂઝે તો જ મારું સદ્‌ભાગ્ય.

રંગપુરના નાના સરખા આઠેક નોકરિયાતોએ રાજીનામાં આપ્યાં અને સિમેન્ટ ફેક્ટરીમાં કામે જતા મજૂરોએ કુલઝપટ હડતાલ પાડી

ત્યારે સુલેમાનકાકાએ અને રામભાઈ પટેલે કહેલું: 'સુધીરભાઈ! હાલો રાજનગર. ત્યાં જઈને દસ–પંદર હજારનું ફંડ કરી આવીએ અને અહીં ધમધોકાર કામ શરૂ કરી દઈએ. આજકાલ તો ફંડનું નામ દેતાં ધાર્યાં કરતાં આઠગણા રૂપિયા ખરી પડે છે.'

મેં કહેલું: 'કાકા, આજે આપણી આ લડત જોઈને એટલા રૂપિયા મળી આવશે એમાં ના નહિ. પણ એટલા બધા રૂપિયા ઘેર બેઠાં મળી જતા જોઈને આપણા લોકોનાં હાડ હરામનાં થઈ જશે. એમને વળતર મળવાની મોટી મોટી આશાઓ બંધાઈ જશે. એ કરતાં આપણા ગામમાંથી જરૂર જોગાં નાણાં ઊભાં કરી લઈને કામ આદરશું અને ઓછું વળતર મળશે તોયે લોકોને ઘર–ઉંબરાના બટકું રોટલાની મીઠાશ અને સંતોષ મળી રહેશે.

આ વાત એમને ગળે નહિ ઊતરેલી, પણ છેવટે માની ગયેલા. આજે અમારા જ ગામમાંથી ઊભા કરેલા છ હજાર રૂપિયાના ફંડમાંથી ખાદીકામ શરૂ કરી દીધું છે, તેમાંથી અઢીસો માણસોને કામ આપી શકાય છે. કેટલાક જુવાનો પોતપોતાના ખેતરમાં વધારે પડતા કામે લાગી ગયા છે અને મોટા ખેડૂતોએ પોતાને ત્યાં ઘણાં માણસોને દાડી આપવી શરૂ કરી દીધી છે. એવો તો કેટલો બધો બોજો ઉતારી નાખ્યો છે? આવા સ્વાવલંબને પ્રજાને પહેલા દિવસથી આજ દિવસ સુધી આર્થિક પ્રલોભનથી પડી જતાં બચાવી છે, એનો કયાસ કોણ માંડી શકશે?

હડતાલ પાડયા બાદ બીજા જ દિવસે પંદર પોલીસોની ટુકડી સાથે દિલીપસિંહ અહીં આવી પહોંચ્યા. આ ઉત્તર હિંદુસ્તાની અફસરની સજ્જનતા જોતાં ઘણી વાર વિચાર થઈ જાય છે કે આવો સજ્જન માણસ આ તંત્રમાં કયાં જઈ ચડયો? વિશ્વના રાજકારણમાં ઠીક ઠીક રસ લઈ શકનાર આ માણસ એમ માને છે કે હિંદની આઝાદીની વાત તદ્દન વ્યાજબી છે, પણ તે આજના દિવસે નહિ.

જ્યારે વિશ્વના લોકશાસન અર્થે બ્રિટિશ સામ્રાજ્ય નાઝી બળો સામે લડી રહ્યું હોય ત્યારે એને મૂંઝવવું મુનાસબ નથી.

આથી જ તેમણે પહેલે દિવસે આવીને ગામના આગેવાનો સાથે મને ય મોરારભાઈ મુખીને ઘેર બોલાવીને કહ્યું કેઃ 'જ્યારે આખા દેશમાં અંધાધૂંધી ફાટી નીકળી હતી ત્યારે તમે થાણા પર હલ્લો અટકાવીને શાંતિ જાળવેલ તેની કદર કરું છું. ત્યારબાદ ગમે તે ઉશ્કેરાટ મળવાને કારણે પોલીસોએ ગોળીબાર કર્યા છતાં તમે જે ધીરતા બતાવી છે તે માટે તમને અભિનંદન આપું છું અને પોલીસોના એવા અવિચારી કૃત્ય માટે દિલગીરી જાહેર કરું છું. પણ એ પછી તમારી પાસે મારાં કારણો રજૂ કરીને રાજીનામાં તથા હડતાલ પાછાં ખેંચી લઈને સમાધાનનો વચલો રાહ કાઢવા માટે હાથ લંબાવું છું. અત્યારે સિમેન્ટ ફેક્ટરીમાં અમારે મજૂરોની પૂરેપૂરી જરૂર છે. એ હડતાલને કારણે અમારી ધારેલી યોજનાઓ યોગ્ય સમયે પાર પડે તેમ નથી. એ યોજનાઓ પાર પાડીને વિશ્વના લોકશાસન અર્થે લડી રહેલ સામ્રાજ્યને સાથ આપશો એવી આશા રાખું છું.'

મેં એમને કહેલું કેઃ 'સાહેબ! તમે વિશ્વના લોકશાસનનો હવાલો આપો છો એ ઠીક વાત છે, પણ એ હવાલો બ્રિટિશ સરકારે છેલ્લા ચાર વરસથી ફોક કર્યો છે તેનો કદાચ તમને ખ્યાલ નહિ હોય. કોંગ્રેસે તો અહિંસાની નીતિ એક બાજુ મૂકીને સરકારને સાથ આપવા માટે હાથ લંબાવેલ અને જગદ્‌વંદ્ય ગાંધીજીને પણ પડતા મૂકેલ. સામા પલ્લામાં માત્ર લડત પૂરી થયા બાદ હિંદને સંપૂર્ણ સ્વાતંત્ર્ય આપવાનું વચન આપવાની જ વાત કરેલી. પણ એ વાતને સરકારે ઠોકરે ચડાવીને ક્રીપ્સ-યોજનાનો ધજાગરો બાંધ્યો. એ પછી યે હજી ગાંધીજી વાટાઘાટની વાતો કરતા હતા ત્યાં બધા નેતાઓને ગિરફતાર કરીને હિંદમાં જે વર્તાવ આદર્યો છે તે જોતાં અમારાથી સહકારનો હાથ કેમ લંબાવાય? હવે તો અમારે માટે સ્વમાનનો સવાલ ઊભો થયો છે.'

હું બોલતો હતો ત્યાં જ વચ્ચે સુલેમાનકાકા બોલી ઊઠયા : 'અરે ભાઈ, ઝાઝી વાતનાં ગાડાં ભરાય. આ ગામનાં ઊગતાં છોકરાં મારનાર સરકારની સાથે તે હવે અમારે લેવાદેવા હોય ?'

આ વાતો ચાલતી હતી ત્યાં જ પોલીસો ચાર-છ છોકરાઓને પકડી લાવ્યા અને દિલીપસિંહ પાસે રજૂ કરતાં બોલ્યા : 'આ છોકરાઓને અમે ગિરફ્તાર કર્યા છે. અમને પાણા માર્યા કરતા હતા.'

અમે કાંઇ બોલીએ ત્યાં જ છોકરાઓ બોલવા લાગ્યા : 'પાણા ન મારીએ તો શું કરીએ ? પેલાં વાલી ફઇ દૂધ વેચવા આવતાં હતાં તેમની પાસેથી આ પોલીસ દૂધની તાંબડી પડાવી લેતા હતા. વાલી ફઈએ ના પાડી તોયે આંચકો મારીને અરધી તાંબડી ઢોળી નાખી. વાલી ફઈ રસ્તા વચ્ચે રોના બેઠાં એટલે અમે પાણા માર્યા.'

તરત જ દિલીપસિંહે પોલીસો તરફ ફરીને પૂછ્યું : 'કેમ, તમે તાંબડી આંચકી લેતા હતા ?'

પોલીસો કહે : 'આખું ગામ ફરી વળ્યા તોયે કોઇએ ટીપું દૂધ વેચાતું ન આપ્યું. સવારનો ચા પાધો નથી તેથી પૈસા આપીને દૂધ માગ્યું તોયે એ દૂધવાળાએ દૂધ ન આપ્યું તેથી......'

દિલીપસિંહ કહેઃ 'ચા વિના મરી નહિ જાઓ. ખબરદાર હવેથી કાંઈ બળજબરી કરી છે તો...' કહીને તેમણે પોલીસોને રવાના કર્યા અને 'ઈન્કિલાબ...' ગજવતા છોકરાઓને 'આવું ફરીથી કરશો તો જેલ બેગા કરીશ.' એવી ધમકી આપી છૂટા કર્યા.

રામભાઇએ કહ્યું : 'તમારા પોલીસો હજી કોણ જાણે કેવી યે ખુમારીમાં હશે, ત્યાં તમે સહકારની વાત કરવા આવ્યા છો, સાહેબ ?'

દિલીપસિંહ કહે : 'મારા પોલીસોને હું પુરતી ચેતવણી આપી દઇશ. એ પછી યે હું સમજાવટથી જ કામ લેવા માગું છું. મારી પાસે પુરેપૂરી સત્તા વાપરીને જરૂરી પગલાં ભરવાનો હુકમ છે, પણ મારું ચાલે ત્યાં સુધી એવી બળજબરી નથી કરવી.'

મેં કહ્યું : 'ત્યારે સાહેબ, જો સમજાવટથી જ કામ લેવા માગતા હો તો ગામને તમે ખુશીથી સમજાવી જુઓ. અમે ય સમજાવશું. જેમની સમજાવટ પ્રજા પર અસર કરે તેની ફતેહ, બીજું શું !'

બસ, બીજા દિવસથી એમણે સમજાવટ શરૂ કરી દીધી. સમજાવટ કરાવવા માટે તેમણે થોડાંક આધુનિક બળો પણ રાજનગરથી બોલાવી લીધાં છે. બે–ચાર મુસ્લિમ જુવાનો આવી ગયા. એક ટુકડી કોમ્યુનીસ્ટોની આવી ગઈ.

મુસ્લિમ જુવાનો મજૂરોને સમજાવવા ગયા કે 'સરકાર આપણને હિંદુઓથી વિશેષ રક્ષણ આપવા માગે છે. કેટલાં યે ગામોમાં આખી હિંદૂ વસ્તી પર સરકારે દંડ નાખી મુસ્લિમોને બાકાત રાખી રહેમ બતાવી છે. આપણને લઘુમતી છતાં પચાસ ટકા પ્રતિનિધિત્વ સરકાર આપવા તૈયાર છે. માટે આપણે આ લડતમાં ભાગ ન લેવો જોઈએ.

પણ મુસ્લિમ મજૂરોએ તેમને સંભળાવી દીધું કે: 'ભાઈઓ, અમે તમારી મોટી વાતોમાં કાંઈ ન સમજીએ. અમે તો અહીં ઊડેલી પોલીસોની ગોળીએ મોરારભાઈના ગોવિંદને કે જમાલશા સાંઈને મારવામાં ભેદભાવ નથી જોયો એટલી વાત જાણીએ. અમારાથી હડતાળ ન તોડાય. જન્નતમાં બેઠેલ સાંઈનો યે જીવ દુભાય.'

પેલા કમ્યુનીસ્ટો ચોક વચ્ચે ઊભા રહીને ભાષણ કરતા હતા: 'આ યુદ્ધ તો પ્રજાનું છે. લોકયુદ્ધ છે...' એમ એમણે પહેલા ભાષણમાં પચાસ વખત કહ્યું કે ગામના અંગ્રેજી ભણનાર જુવાનડાઓએ સંભળાવી દીધું; 'એલા, આમને પુછી તો જુઓ કે આ યુદ્ધ કઈ પ્રજાનું છે ? હિંદની પ્રજાનું કે રશિયાની ? થોડા મહિના પહેલાં રશિયા આ યુદ્ધમાં પડયું નહોતું ત્યાં સુધી આ યુદ્ધ શાહીવાદી હતું અને રશિયા યુદ્ધમાં પડતાં જનતાનું બની ગયું ?'

આવાં બળો ઉપરાંત દિલીપસિંહ પોતે પણ લોકોને એકએક

સમજાવી રહ્યા છે. બીજી બાજુ અમારું કામ ધમધોકાર ચાલી રહ્યું છે. રોજ સાંજે શાળાના ચોગાનમાં ભેગા થઈને પ્રાર્થના કરીએ છીએ અને આખા દેશના સમાચાર લોકોને આપી જઇએ છીએ. દિવસો પર દિવસો પસાર થતા જાય છે અને મને વિચાર થાય છે કે આ તે યુદ્ધ ચાલી રહ્યુ છે કે રચનાત્મક કાર્ય ? આખો દિવસ કોને કયું કામ આપવું અને કેમ ઠેકાણે પાડવા, દિલીપસિંહની સમજાવટથી કાંઇક ઢચુડચુ થયેલાઓને કેમ પાછા વાળવા એમાં જ રાત-દિવસ પસાર થઈ જાય છે.

થોડા દિવસ થયા ત્યાં એક વખત રામભાઈ આવીને કહેઃ 'પેલા પરશોતમ શેઠ હમણાં હમણાં દિલીપસિંહ સાથે બેઠઊઠ વધારતા જાય છે. કાંઇક વેંતમાં હોય એમ લાગે છે.'

મેં કહ્યું : 'શેઠને વળી એમની સાથે શો વેંત હોય ? એમને થોડું જ મુખી થવું છે ?'

રામભાઇ કહે : 'અરે ભાઈ, આજકાલ તો હાલતાં ચાલતાં મોટાં કોળાં મળી શકે તેમ છે, ત્યાં મુખીપદ સામે કોણ જોવાનું હતું ? કહે છે કે એમના દીકરાને નામે શહેરમાં એક મોટો કોન્ટ્રાકટ લેવાની વાત થઈ રહી છે.'

આ વાતને બે-ત્રણ દિવસ થયા હશે. હું કાર્યાલયમાં બેઠો બેઠો હિસાબ લખતો હતો ત્યાં પરશોતમ શેઠ દિનુ સાથે બે ચાર છોકરાઓને પકડીને મારી પાસે લઈ આવ્યા. કહે કે : 'સુધીરભાઇ, આ તમારી વાનર-ટોળીને રોકી રાખો તો સારું. મારી દુકાન માથે પથરા ફેંકીને મારો અર્ધો માલ ખેદાનમેદાન કરી નાખ્યો.'

મેં દિનુને પૂછ્યું: 'શી વાત છે, દિનુ ?'

દિનુ કહે : 'મામા ! આખા ગામે બહિષ્કાર કર્યો છે અને પરશોતમ શેઠ પાછલે બારણેથી પોલીસોને બીડી-બાકસ આપતા હતા. અમે ના

પાડવા ગયા તો કહે કે 'હાલતા થાઓ હાલતા! મારો માલ અમે એને આપું. એમાં તમારે શી પંચાત?'

મેં હિનુને કહ્યું: 'હું શેઠને પૂછી લઉં છું. પણ આપણાથી એમ પાણા ફેંકીને બળજબરી ન કરાય.'

હિનુએ કહ્યું: 'જોજો, મામા! અત્યારે આમ કરાય અને તેમ ન કરાય એમ કહ્યા કરશો, પણ થાણે જતા લોકોને અટકાવ્યા બાદ રાજીનામા–હડતાળ નહિ પડેલી ત્યારે આખો દિવસ મૂંઝાઈને બેઠા રહેતા તેવો વખત આવે નહિ.'

મેં હિનુને કહ્યું: 'હવે એવી મૂંઝવણ નહિ નડે, હિનુ.' અને શેઠને મેં પૂછ્યું: 'શી વાત છે, શેઠ?'

શેઠ કહે: 'અમારે સરકાર સાથે રાતદિવસનું કામ. કામનાં માણસોને માલ ન આપીએ તો અમારું કેમ ચાલે? અત્યાર સુધી એમને છાનોમાનો આપતો હતો, પણ હવેથી તો ચોડેધાડે આપીશ. મારાથી બબ્બે સત્તા નહિ સહન થાય. કહેવાનું કહી દીધું, બસ!'

મારી પાસે બેઠેલ રામભાઈ કહે: 'શેઠ, સરકાર સાથે તમારે રાતદિવસનું કામ હશે એ ખરું, પણ તમારો રોટલો ગામના લોકો પાસેથી મળે છે એ ભૂલી ન જતા. ગામ તમારે માથે સત્તા ભોગવવા નથી આવતું, પણ બબ્બે સત્તાને એક ખિસ્સામાં નહિ રાખી શકાય એ ખ્યાલમાં રાખજો.'

'તો તમારાથી થાય એ કરી લેજો...' કહેતા શેઠ ચાલતા થયા.

રામભાઈ કહે: 'સુધીરભાઈ, તમે હા પાડતા હો તો આ શેઠને આવતી કાલે ઠેકાણે લાવી દઈએ. ખરે બપોરે બહાર નીકળતાં બીએ છે એને રાતવરત જરા આંખ તાણીને ..'

મેં કહ્યું: 'ના, ના, રામભાઈ! આપણાથી એવું ન થાય.'

રામભાઈ કહે: 'ત્યારે શું, આખા ગામની સામે થઈને એ સરકાર

સાથે લેવડદેવડ કરશે, એમ? તો તો પછી આવતી કાલે હડતાલ તૂટતાં કેટલી વાર? કાંઈક દાખલો તો બેસાડવો જોઈએ ને?'

મેં કહ્યું: 'એવો દાખલો બેસાડવાની સારામાં સારી રીત આપણી પાસે છે, પછી એવા આડા રસ્તા શા માટે લેવા જોઈએ? જો પરશોતમ શેઠ ગામની લાગણીની સામે થઈને સરકાર સાથે વ્યવહાર રાખે તો ગામલોકોએ એમની સાથેનો વ્યવહાર બંધ કરી દેવો, પછી ભલે એમને ઠીક લાગે તેમ કરે'

બસ, બીજા દિવસથી ગામ તરફથી પરશોતમ શેઠનો બહિષ્કાર જાહેર થઈ ગયો. આખો દિવસ શેઠ માખીઓ મારે છે, પણ કોઈ એમની દુકાને ચડતું નથી. એમને ત્યાંના બે-ચાર ગરીબ ખાતાવાળા પર દબાણ કરવા ગયા તો સુલેમાન કાકાએ ખાતાવાળાને પૈસા ધીરીને પાનાચંદ શેઠને ત્યાં ખાતું પડાવી દીધું. પણ નવરા બેઠેલા શેઠે મુસ્લિમ-વાસમાં જવું શરૂ કર્યું છે અને પેલા લાગવાળા જુવાનો સાથે મુસ્લિમોને કામ કરવા માટે સમજાવવા લાગ્યા છે. બે-ચાર જુવાનડા પલળી પણ ગયા છે. રાતને વખતે બેઠો બેઠો રોજનીશી લખું છું ત્યાં સુલેમાન કાકા આવીને કહે છે: 'સુધીરભાઈ, આમ તો કેમ ચાલે? કહો તો શેઠને મુસ્લિમવાસમાં પગ મૂકતા ભુલાવી દઈએ.'

મેં કહ્યું: 'ના, ના, કાકા! આપણાથી એમ ન થાય હો. જો એ સમજાવીને જુવાનડાને ખેરવી જતા હોય તો આપણે યે જુવાનડાને સમજાવી જોવા. જો ન સમજે તો તાણી ઝાલીને રાખવામાં સાર નહિ. કોઈની પાસેથી શક્તિ ઉપરવટની આશા રાખી કામ લેવું જ નહિ. ઊલટું એ જ આપણને છેતરે ભારે પડે. અશક્તિ હોય તો એને ટાળવા પ્રયત્ન કરીએ. પણ એને ઢાંકવા આડા રસ્તા ન જ લઈએ.'

સુલેમાન કાકા કહે: 'સુધીરભાઈ, તમે આવા ને આવા ટાઢા રહ્યા. આવે ટાઢે હાથે લડત કેમ ચલાવી શકાય? હડતાળ તૂટે તો તો આપણી આબરૂ શું રહે?'

મેં કહ્યું : 'કાકા, અહીં જ આપણી વિચારણામાં ભૂલ છે. આપણે મન હડતાળ એ મુખ્ય ન બની જવી જોઈએ. પણ પ્રજાની તાકાત મુખ્ય રહેવી જોઈએ. પ્રજાની તાકાત હશે તો હડતાળ રહેવાની જ છે. એટલે આપણે તાકાત વધારવા પ્રયત્ન કરી છૂટીએ એટલે બસ. પણ જો તાકાત ન હોય તો હડતાળને ઝાલી રાખવાથી હડતાળ નહિ ટકી રહે. થૂંકને સાંધે તો કેટલાં થીગડાં ટકાવી શકાય ?'

હચુડચુ થયેલ જુવાનડાને કેમ સમજાવવા વગેરે નક્કી કરી સુલેમાન કાકા રવાના થયા અને રોજનીશી ટપકાવી, પ્રાર્થના કરી મેં લંબાવ્યું. ઘસઘસાટ ઘોરતો હતો હતો ત્યાં વરસાદના કરા પડે તેવો અવાજ થયો ને શમી ગયો. તંદ્રામાંથી જાગીને ખોરડા માથે નજર માંડી ત્યાં થોડીવારે છણછણાટ કરતી કાંકરી નળિયા માથે ટપા ખાતી ચાલી ગઈ. બારણું ઉઘાડી બહાર નીકળ્યો. આસપાસ નજર દોડાવી પણ અંધારામાં કાંઈ ન દેખાયું. પાછો ફરવા ગયો ત્યાં બીજી કાંકરી માથેથી ગાજતી ખોરડે ટપા લેતી ગઈ, એટલે ઘરમાં જઈ, ચંપલ પહેરી, ધાબળો વીંટાળીને શેરીના નાકા સુધી ચાલ્યો ગયો. ત્યાં દૂરથી દેખાતો કોઈ ઓળો પાછળ આવવાનો ઈશારો કરતો આગળ ચાલવા લાગ્યો. જવું કે નહિ એવો ઘડીભર વિચાર આવી ગયો પણ દુશ્મનોને કદી છેતર્યા નથી ત્યાં મારે છેતરાવાનો ભય શો? એવા—વિશ્વાસે પેલા ઓળા પાછળ પગલાં ઉપાડયાં.

ઢોરને પહર ચારવા જતો હોય એવો વેશધારી ઓળો, મોઢે બોકાનું ભીડયું છે ને કાબરચીતરા ધાબળામાં અંગ લપેટીને સોડિયામાં બન્ને હાથ સંતાડી સબ સબ પગલાં ઉપાડતો આગળ વધ્યે જાય છે. થોડે દૂર ગયા ત્યાં સામેની શેરીમાં રાતની રોનવાળા પોલીસને તાપણું કરીને તડાકા મારતા દીઠા એટલે ઓળો ખડખેના ઘરના વાડામાં વળી ગયો. વાડામાં ગરતાં એક કૂતરે ડાચિયું નાખ્યું ત્યાં તો ઝડપથી રોટલાની ફડસ જેવું એણે કાંઈક કૂતરાના

મોઢા ઉપર ફેંક્યું. કૂતરે એ ચીજને બટકું ભર્યું ને ભસતું અટક્યું ત્યાં 'હોલ હુકમદાર !'ની રાડ પોલીસે નાખી. બે સેકંડમાં તો બધું શાંત થઇ ગયું ને પેલા ઓળાએ બંદૂકના કુંદા જેવા કંઇકથી વાડ ખસેડીને મારગ કર્યો. એક દૃષ્ટિ પાછળ નજર કરીને એ દબાતે પગલે ઝડપથી આગળ ઊપડ્યો.

કોણુ હશે ? આવી અંધારી રાતે પોલીસોથી લપાતોછુપાતો મને કયાં લઇ જતો હશે ? હમણાં હમણાં આજુબાજુનાં ગામડાંની પોલીસ-ચોકીઓ અને થાણાં ધમરોળતી ટોળીઓ નીકળી પડી છે એવી કોઇ ટોળીનો માણસ તો નહિ હોય ? પણ એને મારું શું કામ પડયું હશે ? આવા વિચારો કરતાં સુધીમાં તો મોટી વાડીના વડલા સુધી અમે પહોંચી ગયા હતા. ત્યાં મારી અજાયબીને વધારતા બે હથિયાર-બંધ લાગતા ઓળા જાણે જમીનમાંથી ફૂટી નીકળીને મારી બન્ને બાજુ થોડે થોડે દૂર ચાલવા લાગ્યા. ભૂતપ્રેતની બીક તો મનમાંથી સાવ નીકળી ગઇ છે છતાં અંધારી રાત, ગામની નિર્જન સીમ અને આ ભુત જેવા ત્રણ ઓળાએ ઘડીભર મને થથરાવી દીધો. પણ એક જ ક્ષણ એ થથરાટ આવીને મારામાં બળ પુરી ગયો. મારાં ડગલાં વધુ જોરદાર પડવા લાગ્યાં. આડેધડ ખેતરો કાપતા અમે વોંકળાને કાંઠે આવી ઊભા. ધોળે દિવસે પણ કોઇ ડગલું ન માંડે એવી આ મોરછલાની વખંભર બેખડ ! રાતે રખડીને ડાકણો આ બેખડે દિવસવાસો કરતી એવી લોકવાયકા હતી.

અમે ઊભા ન ઊભા ત્યાં તો આખે અંગે હથિયાર ભીડેલો દૈત્ય જેવો કોઇ આદમી બેખડ પાછળથી હળવે હળવે નીકળીને દસ ડગલાં આગળ આવ્યો ને બોલી ઊઠયો : 'આવો સુધીરભાઈ ! જરા કામ પડયું તેથી તમને તકલીફ આપી છે.'

'કોણુ રાયમલ તો નહિ !'

'હા, હા, સુધીરભાઈ, જરા ધીમે.' રાયમલ બોલ્યો. વેકૂડીમાં

મને બેસારતાં એણે પ્રેમપૂર્વક મારો હાથ દબાવ્યો. મેં પૂછ્યું : 'કેમ, કાંઈ આવી મધરાતે મારી જરૂર ?'

રાયમલ કહે : 'અમે રહ્યા નિશાચર ! રાત વિના દિવસે તો તમને મળી જ કેમ શકાય ?'

આસપાસ નજર નાખતાં મેં પૂછ્યું : 'બોલો, શું કામ પડ્યું ?'

રાયમલ કહે : 'કામની શી વાત કરું, સુધીરભાઈ ! હરિપુરમાં સિતમ વરસ્યાના જે સમાચાર મળ્યા છે એણે અમારાં લોહી થિજાવી દીધાં છે.'

'શું વાત કરો છો ?' મેં અજાયબીમાં પૂછ્યું : 'હરિપુરમાં એવા સિતમ ગુજર્યા છે ? મને તો ખબર પણ નથી. શી વાત છે ?'

રાયમલે ગોઠણીઆભર થતાં કહ્યું : 'વાત કથી કથાય તેવી નથી. તમે હરિપુર છોડી ગયા તેને ત્રીજે દિવસે તેડું આવતાં શંકરભાઈ ગામને દૈયાધરી આપીને રાજનગર ગયા. ત્યાં પાછળથી ગામ ઉપર ભારે કેર વર્તી ગયો. એ બધું તો ઠીક, પણ ગામની વહુ-બેટી ઉપર સિતમ ગુજર્યાના જે સમાચાર આવી રહ્યા છે એણે અમારી માનવતાની મર્યાદા છોડાવી દીધી છે. અમારા જીવતાંજીવત અમારી બહેનદીકરીઓની આબરૂ રોળાય ત્યારે ધૂળ છે ને અમારું જીવતર ? કહે છે કે એક કુંવારકાએ આબરૂ જતાં ગળેફાંસો ખાધો અને એક સાસુવહુએ કૂવો પૂર્યો. અમે ગયેલા એક થાણા ઉપર ફેરો નાખવા એટલે સમાચાર જરા મોડા મળ્યા. પણ સમાચાર મળતાંવેંત હરિપુર બહાર નીકળી ગયેલા બધા ભેરુબંધોને આ સિતમનું વળતર વાળવા એકઠા કર્યા ત્યાં સમાચાર મળ્યા કે શંકરભાઈ આ સિતમની તપાસ માટે ઉપવાસ જાહેર કરીને સત્યાગ્રહે ચડ્યા છે.'

મેં મારા ઊંડા ઊતરતા જીવને થંભાવીને પૂછ્યું કે : 'શી વાત છે શંકરભાઈની ?'

રાયમલ કહે: ' સમાચાર મળ્યા છે કે બહેનો ઉપરના અત્યાચારની વાત સાંભળીને રાજનગરનું કામ અધું પડતું મૂકીને શંકરભાઇએ હરિપુર તરફ દોટ મૂકી. ગામને પાદર આવી ઊભા કે પોલીસ અમલદારે ગામમાં નહિ જવા દીધા. શંકરભાઇ કહે: 'મારું ગામ છે અને હું જવાનો.' તો તેમને હદપારીનો હુકમ ફરમાવ્યો. શંકરભાઈ કહે: 'હદપાર થવા નથી આવ્યો, સાહેબ ! હું તો આવ્યો છું બહેનો ઉપર ગુજરેલા સિતમની તપાસ કરવા.'

અમલદાર કહે: 'અહીં કોઇ સિતમ પણ નથી થયો અને તપાસે ય નથી કરવાની, માનભેર પાછા ચાલ્યા જાઓ એમાં જ મજા છે.'

શંકરભાઇએ મક્કમ નિરધાર સંભળાવ્યો કે 'કાં તો સ્વતંત્ર તપાસ કરવા દ્યો, નહિ તો ઉપવાસથી હરિપુરના દરવાજાની વચ્ચે જ મારી ખાંભી ખોડવા દો.' પણ શંકરભાઇનું સાંભળતું હતું કોણ? એમને ઢસરડીને બાર માઇલ દૂર હરિપુરની હદ બહાર ફેંકી આવ્યા. પોલીસો ફેંકીને પાછા વળ્યા કે શંકરભાઇ ફરી પાછા હરિપુરના દરવાજે જઇ ઊભા. પણ આવા સત્યાગ્રહોથી સત્તાવાળાનાં દિલ પીગળતાં હોત તો તો કયારનું સ્વરાજ મળી ગયું હોત. અમલદારોએ ફરીથી એમને ટીંગાટોળી કરીને જંગલમાં ફેંકાવી દીધા. આમ ભૂખ, ત્રાસ, થાક વગેરેથી શંકરભાઈ મૂર્છિત થઇ ગયા પણ કળ વળતાં ઊભા થઇને પાછા હરિપુર આવી ઊભા રહ્યા.

શંકરભાઈને દેખતાં વળી પાછા પોલીસો બદૂકા લઇને દોડયા. ત્યાં તો ગામમાંથી હરખમા ૫૦ જેટલી બહેનોના ટોળા સાથે આવી પહોંચ્યાં ને શંકરભાઇ ફરતો કોટ રચી દીધો. ફરી સ્ત્રીઓની હૈયાવરાળ વચ્ચેથી શંકરભાઈને ખેંચીને ખટારામાં નાખી અઢાર માઇલ ઉપર ફેંકી આવ્યા છે. આજે સમાચાર મળ્યા છે એ મુજબ શંકરભાઈ હરિપુરના માર્ગે વહેતા થયા છે. શંકરભાઇના તપને અમારાં કોટિ કોટિ નમન છે, પણ સત્તા ઢોર જેવી હોય છે. એ અંકુશ સિવાય સીધી નથી

ચાલતી. સત્તાના લોખંડને તો વળી હૃદય હોતાં હશે કે તે પીગળે? આ તમને બોલાવ્યા છે એટલા માટે કે તમારા સિવાય શંકરભાઈ કોઈનું માને તેવા નથી. એક વાર શંકરભાઈને તમે વાળી લ્યો પછી અમે સિતમખોરો સાથે ભરી પીશું.'

રાયમલની વાત સાંભળીને મારી છાતી બેસી ગઈ. રોજ રોજ અહિંસામાંથી શ્રદ્ધા ઊઠી જાય એવા કાયદા સામે આવીને પડે છે. સત્તાવાળાઓ જાણે ગાંધીજીનું કર્યું કરાવ્યું ધોઈ નાખવા માગે છે. પણ ગાંધીજીએ સીંચેલાં અહિંસાનાં અમી શું એટલાં છીછરાં છે? હિંસાથી ત્રાસી ગયેલા જગત માટે શું હિંસા સિવાય બીજો કોઈ ઉકેલ નથી? કોઈ આરો નથી? ન બને, ને બને એમ. 'અવેરે જ શમે વેર.' એવો મુક્તિમંત્ર મારી વહારે ધાયો ને મેં રાયમલને પૂછ્યું: 'તમે શંકરભાઈને બદલે કેવી રીતે પતાવી લેવા માગો છો?'

મારો વિચાર પામી જઈને વ્યંગ કરતો રાયમલ કહે: 'પ્રભુ બુદ્ધને પંથે નહિ જ. અમે તો આજે જ એ જુલમગારોને બતાવી દેવા માગીએ છીએ કે હરિપુરની ધરતી વાંઝણી નથી. પ્રભુ જે દિવસે લેખાં લેવાનો હશે તે દિવસે લેશે. અમે અમારાં બાવડાંથી એનાં લેખાં માંડવાનો નિશ્ચય કર્યો છે.'

મેં કહ્યું: 'તમારી બહાદુરી ઉપર હું રીઝ્યો છું, રાયમલ. તમારા વીરત્વ ઉપર ઓળઘોળ થઈ જવાનું મન થાય છે, પણ તમે કોની ઉપર વેર વાળવાના છો એ વિચાર કર્યો છે? જેણે જુલમ કર્યા કહેવાય છે એ લોકો આજે થોડા ત્યાં બેસી રહ્યા હશે? નિર્દોષ માણસો તમારા વેરના ભોગ બની જશે. ને જેમ હરિપુરની બહેન દીકરીઓ આજે રઝળી પડી એમ એ લોકોની વહુ બેટીઓ રઝળી પડશે. એક કૂવો બૂરવા તમારે બીજો કૂવો ખોદવો પડશે અને તમે પણ એવા જ અત્યાચારી નહિ બનો ત્યાં સુધી તમારી વૈરતૃષા નહિ શમે.'

'તમને જ્યાં વેર લાગે છે ત્યાં અમને અમારા દેશની પ્રતિષ્ઠા અને સત્તાની સાન ઠેકાણે લાવવાનો કીમિયો લાગે છે.' ને રાયમલે રણુકતે અવાજે આગળ ચલાવ્યું કે : 'આવડા મોટા દેશનો મુક્તયજ્ઞ મંડાયો હોય ત્યાં થોડાક માનવી મરી જાય એનો દુઃખધોખો શો ? ન મરે એ જ નવાઈ. એમાં વાણિયા જેવી જીવદયાનો વિચાર કરવા બેસીએ તો સ્વાતંત્ર્ય મેળવી રહ્યા ને જાળવી રહ્યા. વેરની વાત કરો છો ? અમે તો એ સિતમખોરોને વેર ભુલાવી દેવા માગીએ છીએ. એમાં વ્યક્તિઓનો સવાલ નથી. અમારે તો એ તંત્ર સાથે જ સમજી લેવું છે અને મરી મીટવું છે.'

સૂમસામ રાતમાં ભેખડ પડછંદા પાડી ઊઠી એટલો રાયમલનો અવાજ ઊંચો થઈ ગયો. મેં રાયમલને બિરદાવતાં કહ્યું : 'તમારી મરી મીટવાની તમન્ના તો અજોડ છે, રાયમલ ! હરિપુર છોડયા પછીની તમારી બહાદુરીની વાતો રોજેરોજ સાંભળ્યે જાઉં છું. અરે રાવણહથ્થા ઉપર તમારા તો રાસડા ને પવાડા ગવાતા થઈ ગયા છે. હિંસક કે અહિંસક પણ વીરતાને લોકો પૂજે જ છે. તમારું ખમીર જોતાં ઘણા દિવસથી તમને મળવા મન તલપી રહેલું અને આજે આ ભાંગતી રાતે તમને મળતાં દિલ કોગી ઊઠીને સંઘરી રાખેલી બે વાત કહેવા ઇચ્છે છે કે રાયમલ ! આ ઉગ્ર વીરતા જો શાંત વીરત્વનું સ્વરૂપ ધારણ કરે તો અભૂતપૂર્વ બને. ગાંધીજીએ વિચારેલી ને ઉપાસેલી અહિંસા સાકાર બને. રાયમલ ! રાયમલ ! આજે તમારા જેવા કંઈક જોદ્ધારો ખાંડાના ખેલ ખેલવા નીકળી પડયા છે. આજે ક્રાંતિએ છૂટાં મૂકેલાં બળો વિવેકહીન બનીને સૂકું અને લીલું બન્ને બાળી રહ્યાં છે. આજે જ્યારે ગાંધીજીએ વીસવીસ વર્ષથી ઉપાસેલી ને ખોયેલી અહિંસાને વિરલ તક સાંપડી છે ત્યારે આપણે એ સમસ્ત જગતની સાચી સ્વાધીનતા લાવનાર અને હિંસાના ત્રાસથી જગતને મુક્તિ અપાવનાર અહિંસાને હિંસા વડે જ ઉચ્છેદી રહ્યા છીએ. સ્વાધીનતા કોઈ ધરતીના ટુકડાની મુક્તિમાં

નથી. એ તો બધો ફરેબ છે. આજે એ હિંસા હિંદ નામના ધરતીના ટુકડા માટે થશે. કાલે કોમ કોમની સરસાઈ માટે એ હિંસા વપરાશે. પછી એક પક્ષ બીજા પક્ષને દબાવવા એ હિંસા વાપરશે ને પછી પોતાના સ્વેચ્છાચાર માટે માનવી માનવીની હિંસા ચાલુ જ રહેશે.

'ચાલો, આપણે જ જગતની સાચી સ્વાધીનતાની દીવાદાંડી બની જઈએ. છોડો આજસુધી અવ્યવહારુ ઠરેલો તમારો હિંસક માર્ગ; થોડી વાહવાહ બોલાવીને લોકો તમને પૂજીને પોતે અપંગ બનશે. થોડામાં તમારા બલિદાનની પ્રેરણા જાગશે. પણ સમસ્ત પ્રજાના પ્રાણનાં બંધનો તોડવા માટે તમારો રસ્તો સાચો નથી. હિંદનું સ્વરાજ તમારા જેવા થોડાક મરણિયાના બલિદાનમાં નથી, પણ સમસ્ત પ્રજાની આત્મજાગૃતિમાં છે. આપણે ધોકાનું નહિ પણ લોકોનું રાજ્ય જોઈએ છે. એ જાગૃતિ અહિંસા સિવાય કોઈ નહિ લાવી શકે. સરખાવો હરિપુર અને રંગપુરની સ્થિતિને. હરિપુરે તમારા જેવા કેટલા યે નરવીરો પેદા કર્યા છતાં પ્રજા આ અત્યાચારો સામે હતવીર્ય બની બેઠી છે. અને રંગપુર સત્યાગ્રહના પંથે અણનમ ઊભું છે. દમપરદમ નવી તાકાત વધારી રહ્યું છે....'

મારી વાણીનો અસ્ખલિત પ્રવાહ તોડતા ત્યાં તો 'હુકાં . હુકાં...' એવા શિયાળની લાળી જેવા અવાજ સંભળાયા. ઝડાક્ ઝડાક્ વોંકળાની બન્ને બાજુની બેખડોમાંથી બંદૂકધારી આદમીઓ ઊભા થયા. વોંકળાના કાંઠે ઊભેલા કડબના ઓઘામાંથી બંદૂકોની નાળ્યો બહાર નીકળીને ચડપ ઊભી થઈ અને રાયમલના હુકમની રાહ જોવાઈ રહી. પલવારમાં ભયાનક સન્નાટો છવાઈ ગયો. અંધારામાં યે આંખો નોંધતા બે ઓળા ન સમજાય તેવી નિશાનીઓથી રાયમલને કશુંક સમજાવી રહ્યા હતા. થોડી વારે ફરી પાછી 'હુકાં...હુકાં...' જેવી જુદા જ પ્રકારની લાળી સંભળાઈ અને બંદૂકો અને ઓડા લઈ ગયેલાં ઊંચાં માથાં અંધારામાં ગળી ગયાં.

હેઠા બેસતાં રાયમલે કહ્યું: 'એ તો પેલી સડક પરથી એક પલટન પસાર થતી હતી. કદાચ અમારી તપાસ કરતાં જ આ બાજુ આવી પડી હોય તો સાવચેતી સારી. પણ પલટન તો રાજનગરને માર્ગે ચડી ગઇ. ખડિયામાં ખાપણ લઇને ફરીએ છીએ. પણ ઓચિંતા દબાઇ જઇને ભૂંડે હાલે ન મરીએ એટલા માટે આટલી તકેદારી રાખવી પડે છે, સુધીરભાઇ.'

આ લોકોની તૈયારી, ચપળતા અને શૂરવીરતા જોઇને અંધારામાં યે મારો હાથ જરાક શાબાશી આપવા લાંબો થઈ ગયો. જગતના કોઇપણ દેશના ગેરીલાઓને ભૂ પિવડાવે એવા આ બહાદુરો છે. પણ અફસોસ કે એક નિષ્ફળ નીવડેલ પદ્ધતિને પંથે બલિદાનને વેરી રહ્યા છે. શાબાશી આપવાની મારી ઇચ્છા દબાવીને વાતનો દોર સાંધવા મેં પ્રયત્ન કર્યો ત્યાં મને અટકાવીને રાયમલ જ બોલી ઊઠયો: 'હવે તમારો પ્રયત્ન નકામો છે, સુધીરભાઇ! બધી દલીલો ને ભાવનાને જતી કરીએ તો પણ અમારા લોહીના સંસ્કારો પોતાનું કામ કર્યા જ કરવાના. અહિંસાની ભાવના ખરે જ ઉત્તમ છે, પણ એ એક અશકય આદર્શ છે. હિંસા એ પ્રકૃતિનો જ સંસ્કાર મને લાગે છે. પ્રકૃતિ ને પ્રાણ સાથે જ જાય. છતાં ય ધારો કે અહિંસા એ સંસ્કાર છે, તો પણ એ વ્યકિઓ માટે જ હશે, સમૂહ માટે તો હરગીઝ નહિ. જગતનાં એક પછી એક યુદ્ધોમાં હિંસાની માત્રા ઓછી થવાને બદલે વધતી જ દેખાય છે. અને અમારા માટે હવે એ ચર્ચાનો પ્રશ્ન નથી રહ્યો. અમે તો હવે હરિપુરથી સીધા સ્વર્ગપુર જવા માટે જ બહાર નીકળ્યા છીએ. આઝાદ માનવીની મર્દાનગીનો એક ચીલો માત્ર મૂકતા જઇશું તો પણ બસ છે.'

રાયમલને એના વિચારોમાંથી પાછો ફેરવવાનું અશકય હતું, છતાં મેં છેલ્લો પાસો ફેંકતાં કહ્યું: 'પણ તમારા આ ચીલા માટે નિર્દોષ પ્રજાને કેટલું સહન કરવું પડે છે એનો તમે વિચાર

કર્યો ? થાણાં તમે લૂટો, ચોકીઓ તમે બાળો, સત્તાવાળાઓને તમે સતાવો ને એની બધી વસુલાત અબુધ પ્રજાજનો પાસેથી સરકાર લ્યે છે. એ ચોરા, એ થાણાં ને એ ચોકીઓ લોકોને ખર્ચે ને લોકોની મજૂરીથી સરકાર ઊભાં કરે છે. ઉપરાંત ગુનો શોધવા માટે આસપાસનાં ચારચાર પાંચપાંચ ગામડાંનાં લોકોને દિવસો સુધી શકને કારણે હેરાનપરેશાન થવું પડે છે. આ બધાથી લોકો ત્રાસીને છેવટ તમને ગાળો આપશે. અહિંસક રીતે લડતાં પ્રજા પાછી પડશે તો કાંઈ ન કરી શકવા માટે તેના અંતરમાં દુઃખ રહી જશે. એમને લાગ્યા કરશે કે આપણે કાંઈક કરવું જોઈએ. એ જાતનો દિલનો ડંખ લોકોને ફરીથી લડવા માટે સમય આવ્યે ઊભા કરી શકશે. પણ આ જાતના મુઠ્ઠીભર માણસોના ત્રાસવાદી પ્રયાસોથી લોકોનો રોષ સરકારને સામે સળગતો રહેવાને બદલે માથું મૂકીને લડનારા તરફ વળી જશે. એ તો ઊલટું આપણને જ સર્વાંશે નુકશાનકારક નીવડશે.'

રાયમલ કહે: 'આપણા બન્નેની સમજ સમાંતર લીટીએ ચાલે છે. તમને તમારો માર્ગ સાચો લાગે છે, અમને અમારો. અમે હરિપુર બહાર આઝાદ માનવી તરીકે નીકળી ગયા છીએ અને આઝાદ તરીકે જ જીવવાના. હવે જેલ કે પછી ભલે ને મહેલ સ્વીકારીને પણ કોઈ પ્રકારની પરાધીનતા બરદાસ્ત થઈ શકે તેમ જ નથી.'

મેં દુઃખિત મને કહ્યું : 'રાયમલ, તમને હું મારી વાત સમજાવી શક્યો હોત તો સ્વરાજપ્રાપ્તિ જેટલો આનંદ થાત. તેમ તમને તમારા માર્ગેથી પાછો નથી વાળી શક્યો એથી તમારા પ્રત્યેની લવલેશ લાગણી ઓછી થતી નથી. તમારી જેમ મારા અનેક દિલોજાન મિત્રોને ન સમજાવી શકવાનો બોજો મારી છાતીને ભીંસી રહ્યો છે. છતાં એક છેલ્લી માગણી તમારી પાસે કરું છું એ પાછી ન ઠેલના. શંકરભાઈએ પોતાના તપઃતેજથી હરિપુરના અત્યાચારો સામે જે પુણ્યપ્રકોપ પેદા કર્યો છે એની સામે કશાં આવરણો ન નાખતા. તમારા માટે વિશાળ

ક્ષેત્ર પડ્યું છે. શંકરભાઇના તપથી દેશની જડતા તૂટતી હોય તો તૂટવા દો. કંઇ નહિ તો હરિપુર પૂરતો અહિંસાને અવકાશ આપો. આ જીભે જ એક વાર હરિપુરને છોડી જવા સુધીની માગણી તમારી પાસે કરી હતી અને તમે ચાલી નીકળ્યા હતા. આજે એ ભવ્યતા ઉપર આટલા ત્યાગનો કળશ ભલે ચડે.'

હતાશ બનતો રાયમલ કહે : દિલ તો કબૂલ નથી કરતું, સુધીરભાઇ ! તમે અમારી પાસે ત્યાગની માગણી નથી કરતા પણ અમારું અરમાન છોડવાની માગણી કરો છો. પણ ભવિષ્યમાં કદી એમ ન કહેવાય કે એક દિવસ અહિંસા કામયાબી મેળવતી હતી ત્યારે થોડા મરજીવા જુવાનોની હઠને કારણે જ એ ધૂળ મળી એટલા માટે હરિપુરમાંથી અમે અમારો હાથ સદાને માટે ખેંચી લઇએ છીએ.'

આમ કહેતો રાયમલ ઊભો થયો ને હું એની કોટે વળગી પડતો બોલ્યો : 'દોસ્ત, તારી ખેલદિલી ને ઉદારતાની હું શી પ્રશંસા કરું ? તારા ત્યાગને દિપાવવા હું મારી જાત ન્યોચ્છાવર કરીને પણ હરિપુરને ઊજળું દેખાડવા પ્રયત્ન કરીશ.'

રાયમલ કહે : 'બસ, અમારે એટલું જ જોઇએ છે. છૂટતા હોઇએ ને જરૂર પડે તો બોલાવજો. કાળી રાતે આવી પહોંચશું. અત્યારે તો અલાબેલી !' કહીને રાયમલે બંદૂકના કુંદા ઉપર ત્રણ ટકોરા માર્યા. બે જુવાન મારી આસપાસ ગોઠવાઇ ગયા. પણ ઘણી આનાકાની પછી મને એકલો જવા દેવાની હા પાડી. છેલ્લા જુવાર કરી રાયમલ ભેખડોમાં ઊતરી ગયો. ભારે હૈયે હું ઘરભણી વળ્યો. થોડે દૂર જઇને પાછી નજર કરી તો ભેડરિયાની ડુંગરધારે તરફ થોડા ઓળા જતા દેખાયા. વિચાર કરવાની વેળા ન હતી. એ આખું સ્મરણ મારા માનસપટનો કબજો લે તે પહેલાં શંકરભાઇ અને હરિપુરનું પ્રકરણ મારા મગજ પર સવારી કરી ગયું.

બીજે દિવસે સવારના પહોરમાં સુલેમાન કાકા, મોરાર મુખી

અને રામભાઇ પટેલને વાત કરતાં તેમણે કહ્યું કે આવાં વીતક વીત્યાં હોય ત્યાં આપણે વહેલું પહોંચવું જોઇએ. અને વાતવાતમાં સુલેમાન કાકા, મુખી, પટેલ અને બીજા બે દાનસ્તા માણસોને લઇને હું હરિપુરના માર્ગે પળ્યો. હરિપુરની સીમમાં પહોંચતાં સમાચાર મળ્યા કે શંકરભાઇ રાજનગરની સડકેથી ચાલ્યા આવે છે એટલે અમે આડા ફંટાઇને શંકરભાઈની સામે ચાલ્યા. આડબીડ દોઢેક માઇલ કાપી નાખ્યો ત્યાં પચીસ–ત્રીસ માણસો શંકરભાઇને વીંટીને ચાલ્યાં આવે છે. શંકરભાઈની પીંડીઓ ઉઝરડાઇ ગઇ છે તેથી લાકડીને ટેકે ખોડંગતા ચાલે છે. માથે ભીનો પાટો વીંટયો છે. પણ અમને જોતાં એમનું વદન હાસ્યથી છવાઇ ગયું. અમને આવકારતાં કહે ; 'અહોહોહો ! આવી પહોંચ્યા કે ? આવો આવો, સુધીરભાઈ ! આવો.'

રસ્તાની ધારે ધારે ચાલતાં મેં પૂછયું : 'કાં, કેમ છે શરીરે ?'

શંકરભાઈ કહે : 'આ કમનસીબના શરીરની વાત કયાં પૂછો છો, ભાઈ ! પહેલી વખત ગામ વચ્ચોવચ બેઠો હતો ત્યારે મને મારો મર્યાદાધર્મ આડો આવ્યો અને આ વખતે એક દિવસ રાજનગર ગયો ત્યાં આવી બિના ગઈ.'

ચાલતાં અમારી વાતો શરૂ થઈ. લોકો સાંભળતાં હતાં અને મેં પૂછયું : 'મેં યે આડુંઅવળું તો સાંભળ્યું, પણ સાચી વાત શી બની, શંકરભાઈ ?'

શંકરભાઇ કહે : 'સાચી વાત શી બની એ હું કેમ કહી શકું ? મને તો પૂછવાનું મન પણ નથી થતું. આપણી જ મા–બેન–દીકરીની બેશરમીની વાત કઈ જીભે પુછાય, એ તમે જ કહો ને ? તેથી મેં તો ત્યાં ઊભા રહીને આટલી જ માગણી કરી છે કે હરિપુરમાં થયેલા અત્યાચારો વિષે એટલું બધું સાંભળું છું કે મારાથી વાત સાંભળી જતી નથી. આ સમસ્ત વિશ્વની મધ્યે હું એક બિન્દુ માત્ર છું. પણ એ બિન્દુને જન્મ આપનાર જન-

નીનું આ ભૂમિ-ભારતી માથે સદીઓથી પાવિત્ર્ય અખંડિત રાખવાનું અને બહુમાન કરવાનું પરદેશીઓ પણ ચૂક્યા નથી. એ પાવિત્ર્યનું ધોરણ સેંકડો માતાઓએ જોહર કરીને, જીવતાં સળગી જઈને કે આંકડા ભીડીને કિનારા સુધી કૂવા ભરી દઈને ઊભું કર્યું છે. જગત-ભરમાં ન્યાય અને શાંતિની વાતો કરનાર બ્રિટિશ સલ્તનતના એક અફસરની હાજરી દરમ્યાન તેમના માણસોએ જો એ ધોરણ હરિપુરને આંગણે ખંડિત કર્યું હોય તો એ અપમાનની કાળાશ કપાળે ભૂંસીને જનનીની કૂંખે જન્મ ધરનાર આ આત્મા દેહ ધારણ ન રાખી શકે. તો તો પછી આવતી કાલે એ પાવિત્ર્યનાં બંધન હિંદભરમાંથી તૂટી જાય અને હિંદીઓનું રહ્યુંસહ્યું પુરુષત્વ રસાતાળ જાય. એ પુરુષત્વને મારા દુર્બળ દેહના અણુઓથી જો રક્ષી શકાતું હોય તો મારા એકેએક અણુનો ભોગ દેવા તૈયાર છું. આથી હું માગણી કરું છું કે હરિપુરની બહેનોની બેઈજ્જતીની વાતની તપાસ કોઈ પ્રતિષ્ઠિત બહેનોને હાથે કરાવી સાચું ઠરે તો માફી માગો. ત્યાં સુધી મારાથી અન્નનો કણ નહિ લઈ શકાય, પાણીનું ટીપું પી નહિ શકાય.

'મારી વાત સાંભળીને ત્યાંના અમલદાર કહે: 'તારા જેવા હાલીમવાલીની માગણીનો સલ્તનત જવાબ દેવા બેસે એટલી નવરી નથી.' મેં કહ્યું છે કે 'જો સલ્તનત નવરી ન હોય તો મને એની ચિંતા નથી, હું તો મારા દિલને કલંકનો જે બોજો ભીંસી રહ્યો છે તેને ઉતારવા પ્રયત્ન કરી રહ્યો છું. ઉપવાસ કરીને મારાં મૂલ અંકા-વવાની મહેચ્છા નથી એટલું તમે નોંધી રાખો તો યે બસ છે.'

અમે વાતો કરતા ગામને પાદર પહોંચ્યા, ત્યાં સામેથી કોઈ પચાસ-પંચાવન વર્ષની ઉંમરનાં કડેધડે બાઇ બૈરાંઓનાં ટોળાં સાથે સામે ચાલ્યાં આવતાં હતાં. શંકરભાઈને જોતાં વેંત એમણે 'સિયા-રામજીકી જય...' બોલાવી. બીજી વાર 'ઇન્કિલાબ...ઝીંદાબાદ!' બોલાવ્યું અને શંકરભાઈને કપાળે ચાંદલો ચોડી સૂતરનો હાર પહે-રાવી શાતા પૂછતાં આગળ ચાલ્યાં.

એમની ઓળખાણ કરાવતાં શંકરભાઇ કહે: 'સુધીરભાઈ, હજી મારે–તમારે જીવવા જેવું છે એ આ માજીએ બહાદુરી બતાવીને કહી બતાવ્યું છે. જ્યારે હરિપુરના મરદોની મરદાનગી પરવારી બેઠી હતી ત્યારે આ ડોશીના ધ્રૂજતા દેહની અંદર બેઠેલી સ્ત્રીશક્તિની જ્યોતે જાગી ઊઠીને ચોક વચ્ચે પડકાર કર્યો હતો કે: 'અરે બાઇઓ! ઇજ્જત ખોઈને જીવવા કરતાં હાલો ને લાજે મરી દેખાડીએ.' આમ કહી ડોશી પોતાના વાસનાં પાંચ બૈરાંને લઈ આંકડા ભીડી બહાર નીકળ્યાં અને ઘરઘરમાં ધ્રુજતી બેઠેલી સ્ત્રીઓને આંકડાની લંગરમાં લેતાં ચોક વચ્ચે અફસરને ઘેરીને બોલેલાં કે: 'એ ભાઇ ગોરા! તારી મા-બેન–દીકરીના દેહ દુકાને રોજગારે દીધા છે કે અહીં...'

'કયા બાટ હે?' કહી અફસરે દેશી અમલદારની સામે જોયેલું.

'કુછ નહિ, સાહેબ!' કહેતાં દેશી અમલદારે હરખમાને કહેલું: 'એઇ બુઢ્ઢી! ઘર ભેગી થઇ જા, નહિ તો...'

ત્યાં તો માજી બોલેલાં: 'અરે ભાઈ, ઘર ભેગાં કયાં થઇ જાય! હાલ્ય તારાં ભેગાં જ હાલી નીકળીએ અને તારો છેડો અમારે માથે નાખી દઇએ એટલે તારે નિરાંત થાય. ભાઇ મારા, તને તે કાંઈ લાજશરમ પહોંચે છે કે નહિ? આમ કૂતરાંની જેમ વડછકાં ભરીને અમારા દેહ વટલાવ એના કરતાં અમારો નિવેડો લાવી દે ને એટલે...'

'કયા બાટ હે? કયા બાટ હે?' કહેતાં ગોરા અફસરે વિશેષ પૂછપરછ કરી એટલે એને ડોશીમા કહે: 'અરે ભાઈ ગોરા! તારે ઘેર મા-બેન–દીકરી છે કે નહિ? એલા, તારે માથે ય કોઈ ભગવાન છે કે નહિ? કાંઇ ભગવાનનો ડર તો રાખ...'

અર્ધા કલાકની એ રકઝકને અંતે બન્ને અફસરોને પોતાની બેદરકારીનું ભાન થયેલું અને તેમના ખ્યાલ બહાર તેમની નીચેના માણસોએ કાંઇક નવાજૂની કરી લાગે છે એમ ધ્યાનમાં આવ્યું. તે પછી સાવચેતીનાં પગલાં લેવાયાં ને બહેનો વિશેષ બેઇજ્જતીમાંથી બચી ગઈ.

આટલી વાતો કરી ત્યાં અમે દરવાજે પહોંચ્યા પણ ત્યાં ઊભેલી પોલીસે 'ખડે રહો...'ના હુકમ સાથે અમને અટકાવ્યા અને દરવાજાની અંદર ખુરશી ઢાળી બેઠેલા અમલદારે હુકમ કર્યો : 'એ બન્નેને ગિરફતાર કરો.'

અમને પોલીસો પકડે છે ત્યાં અમલદારની પાસે બેઠેલા કોઈ અધિકારી એમને કંઈક સમજાવી રહ્યા દેખાયા. જોઉં છું તો અમારા રંગપુરને વિશિષ્ટ પરિસ્થિતિમાં સાચવવા આવેલા દિલીપસિંહ પોતે જ મારા તરફ આંગળી ચીંધીને એ અમલદારને કાનમાં હળવે હળવે આવું કાંઈક કહી રહ્યા છે : 'સાહેબ, પકડવાની વાત હવે મૂકો અને એવો ઉકેલ કાઢો, કે જેમાં બન્ને પક્ષોને રાહત રહે.'

પેલા અમલદારે હા–ના કરતાં અમને છોડયા અને દિલીપસિંહે અમને પાસે બોલાવ્યા. મેં કહ્યું : 'કાં સાહેબ! વિશ્વના લોકશાસનની વાત કરનાર બ્રિટિશ સામ્રાજ્યની હરિપુરની નીતિની વાત તમને કેવીક બંધબેસતી લાગે છે?'

દિલીપસિંહ કહે : 'સુધીરભાઈ, આક્ષેપોને સાચા માનીને કોઈ સત્તા શાસન ચલાવી શકે ખરી?'

મેં કહ્યું : 'આમાં આક્ષેપોને સાચા જ માની લેવાની વાત ક્યાં છે? સત્તાને જ જેની ન્યાયશીલતામાં વિશ્વાસ હોય તેને હાથે તપાસ કરાવીને પછી સાચું લાગે તો જ દિલગીરી જાહેર કરવાની વાત છે ને?'

એ પછી અમારે અર્ધો કલાક જે ચર્ચાઓ થઈ એનો સાર એટલો કહી શકાય કે કોઈ પણ શાસનતંત્ર જડ ચોકઠું હોય છે અને તે કોઈ પણ નવી વાતને બંધબેસતી કરવા માટે તૈયાર હોતું નથી. માત્ર દિલીપસિંહની સજ્જનતાએ આટલો માર્ગ કાઢયો કે શંકરભાઈને હરિપુરને આંગણે શાંતિથી ઉપવાસ કરવા દેવા.

અમે હજી વાતો કરીને ઊભા હતા ત્યાં જ સામે નજર કરું તો કુલસુમે કણબી સ્ત્રીનો વેશ પહેર્યો છે અને એવા જ

જુદા જુદા વેશવાળી બીજી ચાર-પાંચ સ્ત્રીઓ સાથે ચાલી આવે છે. એની પણ મારા પર તરત જ નજર પડી ગઈ અને નાક પરથી માખી ઉડાડતી હોય તેમ મને કશું જ નહિ બોલવાની નિશાની કરતી એ દરવાજામાં ઊભી રહી ગઇ કે પોલીસે એમને અટકાવ્યાં. પોલીસ કહે : ' ગામનાં સગાંવહાલાં સિવાય કોઇને આવવાની છૂટ નથી.'

તરત કુલસુમ કહે : ' અરે, બોલાવ ને મારાં હરખુ ફઇબાને.'

તરત આઘે ઊભેલાં હરખમા પાસે આવ્યાં કે કુલસુમ બોલી : ' હરખુ ફોઈ! સાહેબને જરા મારી ઓળખાણ પડાવીને કહો ને કે હું તમારી ભત્રીજી થાઉં તેથી મળવા આવી છું. એમને મોઢામોઢ કરાવી દો ને કે મારા દેવરામ બાપુ તમારા માસીના દીકરા ભાઈ થાય.'

અમલદારની રજા મળી એટલે અમે ગામમાં ચાલ્યાં. રસ્તામાં હરખમા કહે : ' દીકરી, તારું નામ ?'

કુલસુમ કહે : ' ફઇબા ! તમે જ મારું નામ પાડેલું ને ભૂલી ગયાં કે ? કોઇ પૂછે તો કહેજો કે નામ અમરત. કોઈ કહે કે તમારે તો માસીનો દીકરો ભાઈ નથી તો કહેજો કે એક જ અવતારનાં સગાં લઇને થોડીક જ ફરું છું ? આગલા અનેક અવતારમાંથી એકાદ અવતારમાં અમરત મારી ભત્રીજી થતી હતી એ સગપણે મળવા આવેલી.'

આ પછી અમે રંગપુરના માણસો તથા કુલસુમની બહેનપણીઓ ચાર દિવસ હરિપુરમાં રોકાયાં. કુલસુમે આખો દિવસ ફરીફરીને બહેનોને આશ્વાસન આપેલું અને હરખમાને જોર આપેલું. રાતને વખતે એ મને ચારે દિવસ મળવા આવેલી. છેલ્લે છેલ્લે તેની પ્રવૃત્તિના જે કાંઈ સમાચાર મોકલેલા તે પછીના વિગતવાર સમાચાર આપીને એ કહે : ' સુધીરભાઇ ! અમારે સ્ત્રીઓને મન પાકદામન રહેવું એ કેટલું પ્યારું હોય છે એ તમને કેમ સમજાવવું ? પણ મને વિચારતાં એમ થાય છે કે જગતભરમાં આવા અત્યાચારો માટે જાપાનીઓને નીંદતા લોકોમાં આ પાપ ક્યાંથી પ્રવેશ્યું ?'

મેં કહેલું: 'કુલસુમ ! આવા અત્યાચારો માત્ર જાપાનીઓને નામે યુદ્ધક્ષેત્રમાં નોંધાયેલા આપણે સાંભળ્યા છે એટલે એમ થતું હશે. પણ ખુદ આપણા હિંદમાં યે રજવાડાંમાં દિનરાત સ્ત્રીઓની જે છેડતી થાય છે તે પ્રકાશમાં નથી આવતી તેથી જ આપણે રૂડાં લાગીએ છીએ. પણ એને માટે જવાબદાર કોઈ હિંદી રાજવી કે જાપાની અસુરો નથી. એનું કારણ તો માનવીમાં વાસો કરી રહેલી વરુવૃત્તિનો બેકાબુ બહેકાટ જ છે. નદીનાં પૂર કાંઠાનાં બંધનો તોડીને સામે આવતાં ઝાડપાન કે માનવરચિત સંસ્કૃતિનાં ગમે તેવાં સંસ્કારધામોનો વિનાશ કરતાં પાછું વાળીને નથી જોતાં, તેમ માનવીની હિંસક અને આસુરી વૃત્તિઓ રમણે ચડે છે ત્યારે માનવતાનાં તમામ બંધનો તોડી વછો-ડીને ભયંકર વિનાશ વહોરે છે. આ કલંકનું આરોપણ કોઇ ખાસ કોમ, કોઇ જાતિ કે કોઇ પણ રાષ્ટ્ર ઉપર ચડાવવું ખોટું છે. ઇન્દ્ર-સભામાં પણ આવું જ બને. વ્યક્તિઓમાં રહેલાં આ આસુરી બળો જ્યારે સમૂહનું સ્વરૂપ ધારણ કરે છે ત્યારે આ ધરતી ઉપર શિવનું નહિ પણ શયતાનનું તાંડવ ખેલાય છે. આજે જાપાન ચીનમાં કેર વર્તાવે છે ને જર્મની રશિયામાં સિતમો ગુજારે છે. પણ કાલ કયું રાષ્ટ્ર કોના ઉપર કેવા સિતમો વર્ષાવશે એ આજે કંઈ જ કહી ન શકાય. કોને ખબર છે કે આપણા આર્યોએ આ ભૂમિના આદિવાસીઓ ઉપર ધર્મ, સંસ્કૃતિ એને કુલાભિમાનને નામે આથી યે વધુ સિતમો નહિ વર્ષાવ્યા હોય ?'

કુલસુમ કહે: 'માનવીનાં આ આસુરી બળોને નમી જવાથી કે ઢીલાં મૂકવાથી તો એ બળો વધુ બહેકે. એટલા માટે જ અમે એના ઉપર કાબૂ રહે એવો અંકુશ અજમાવવા પ્રયત્ન કરીએ છીએ. આસુરી બળોવાળા લોકોમાં અને પશુમાં ફેર શું ? અને પશુ માટે સમજાવટ ન હોય. એ તો ધોકાથી શી સીધું ચાલે.'

મેં કહ્યું: 'અહીં જ તમે ખોટી સમજણ ઉપર ચાલ્યાં જાઓ છો. આ બહેકાટને કાયમી સ્વરૂપ ન આપો. માનવીમાંથી જેમ

પશુ બનાવાય છે તેમ પશુમાંથી માનવી પણ બનાવી શકાય છે. માનવીને પશુ માની એની હિંસા કરવાથી માનવી નાશ પામે છે પણ પાશવતા જીવી જાય છે. પાશવતાને મોકળું મેદાન મળે છે. આપણે માનવીનો નહિ પણ પાશવતાને જ નાશ કરીએ. માનવીનો નહિ પણ પાશવતાનો નાશ કરવાથી જ આખી માનવજાત હિંસા અને પ્રતિહિંસાની યુગયુગોની ઘટમાળમાંથી બચી જશે. એ સિવાય બીજો એક પણ ઉગાર નથી. થોડા દિવસ પહેલાં હું રાયમલને આ જ વાત કરી રહ્યો હતો. કુલસુમ! તમારો અવળો પંથ ભાળીને મારો પ્રાણ ભારે પીડા અનુભવી રહ્યો છે. પણ મારી વેદનામાં તમને સૌને પાછાં વાળવાનું બળ બહુ ઓછું લાગે છે. ઘણી વાર થાય છે કે સત્તા સામેનો સત્યાગ્રહ છોડીને તમારી સામે જ સત્યાગ્રહ કરું. પણ તમે એને જ સત્ય માનવાની હઠ લઈ બેઠાં છે. ત્યાં મને થાય છે કે તલવારને જ્યાં સુધી થાક ન ચડે ત્યાં સુધી ભલે એ ખેલતી. મને શ્રદ્ધા છે કે થાકીને એ જ તલવાર એક દિવસ અહિંસાનાં ચરણોમાં આવી ઝૂકશે.'

કુલસુમ કહે: 'તમારું આ દુઃખ દૂર રહ્યાં રહ્યાં પણ અમને દમ્યા કર્યું છે. તમારી દૃષ્ટિ કાળના યે સીમાડા ઓળંગીને આગળ વધી જાય છે જ્યારે અમે રહ્યાં બધાં ભૌતિક માણસો. નજીકનો સ્વાર્થ વધુ સમજીએ. એટલે અહિંસા નહિ, આઝાદી એ અમારે મન મુખ્ય વસ્તુ છે. તેથી થોડી પાશવતા આચરીને પણ આઝાદી આજે આવતી હોય તો અમે આવતી કાલની રાહ જોઈએ નહિ. પણ તમે જેને પાશવતા કહો છો તે પાશવતા અમારે મન તો અનિવાર્ય છે.' અને કુલસુમ બરાબર જિતુની જેમ બોલી ઊઠી: 'સુધીરભાઈ! માનવીમાં રહેલાં અશુભ તત્ત્વોને આપણે કેમ જ અવગણી શકીએ? પણ સૌથી પહેલાં બહારથી આવીને આપણી કાંધે ચડી ગયેલાં અશુભ તત્ત્વોનો નિકાલ કરી નાખીએ પછી આપણામાં રહેલાં અશુભ તત્ત્વો સાથે ઘેર બેઠાં કયાં નથી સમજી લેવાતું?'

મેં કહ્યું: 'કુલસુમ! સમગ્ર પ્રજાનાં પ્રાણ પુરવાને બદલે તમારા

થોડાકના જ પ્રાણબળ પર તમે કયાં જઇ રહ્યાં છો એ તો વિચારો. તમે કહો છો કે અમે સરકારને સરકારનાં જ શસ્ત્રોથી મહાત કરવા માગીએ છીએ. પણ આ ચડસાચડસીમાં તમે યુરોપને જ માર્ગે જઈ રહ્યાં છો એ કાં વિસરી જાઓ ? થોડા દિવસ હિટલરે તદ્દન નવાં અને અજાણ્યાં શસ્ત્રોથી યુરોપને વશ કરીને રશિયાને પદદલિત કર્યું. હવે આજે એ જ શસ્ત્રોની સરસાઇ સાધી રશિયા જર્મનીને પાછું હઠાવી રહ્યું છે. આ માર્ગે તમે માનવીમાં રહેલાં દૈવી બળોને દૂર મૂકીને શસ્ત્રના સામર્થ્યને જાણ્યે અજાણ્યે પ્રધાનપદ આપી રહ્યાં છો. દેવના પવિત્ર આસન ઉપર અસુરનું પ્રતિષ્ઠાપન કરીને તમે કયા ફળની આશા રાખો છો ? '

કુલસુમ કહે છે : 'દૈવી અને આસુરી બળોની એવી ઊંડી ચર્ચામાં ઊતરવાનું મન નથી થતું, સુધીરભાઇ ! મને તો એમ થાય છે કે બહારનો અસુર આપણે માથે આધિપત્ય જમાવી બેઠો છે તેને તો એક વખત વિદાય આપી દેવી. એ પછી અંદરનો અસુર આપણા માથે ચડી બેસે તો યે એમાં પરાધીનતાની પામરતા નહિ હોય.'

આ પણ બરાબર જિતુના જ શબ્દો ! હું વિચારમાં ઊંડો ઊતરી જઇને બોલવા લાગ્યો : ' ખરેખર કુલસુમ ! તું કાર્ય અને વિચાર બન્નેની રીતે જિતુની જ પડખે શોભે. પણ ક્યારેક થાય છે કે...' કહેતો હું અટકી ગયો.

'શું ક્યારેક ?...' કુલસુમે પૂછ્યું ત્યાં તો કુલસુમને તેડવા માટે અચાનક રાજનગરના પોલીસ ઉપરીની મોટર આવી. મેં પૂછ્યું: ' કેમ આ મોટરનું તેડું ? કાંઈ લાંબા પ્રવાસે કે શું ? '

કુલસુમ કહે: 'ના, ના, સુધીરભાઈ. પોલીસ ઉપરની દીકરી મારી બહેનપણી છે. કોઈ ઘરકામે જ. તમે ચિંતા કરતા નહિ.'

'ચિંતા કરું તો યે એનો શો અર્થ છે ?' એમ કહીને કુલસુમ કાંઈ બોલે તે પહેલાં મેં કહી નાખ્યું: 'તમારાં ભયાનક કામો વચ્ચે

કયારે જોખમમાં આવી પડો તો કહેવાય નહિ. પણ કોઈ કમનશીબ કાળે મને યાદ કરવો ભૂલતી નહિ. હું ગમે તેમ કરીને યે આવી પહોંચીશ.'

મારી આંખો સામે તાકતી કુસુમ મોટરમાં રવાના થઇ અને હું મોટર પાછળ ઊડતી ધૂળ સામે જોતો ત્યાં ને ત્યાં ઊભો રહી ગયો. ઘડીકવારે આંખો આકાશ સામે મંડાઈ ગઇ અને આકાશમાં ઊગતા ચંદ્ર સામે નોંધાઈ ગઇ. પણ અત્યારે તો આ નજર કયાં મંડાઈ છે એવું પૂછનાર કિંતુ યે પાસે ન હતો.

દરમ્યાન શંકરભાઈના ઉપવાસ ચાલુ છે. એમના નિર્જળા ઉપવાસને આજે ઓગણત્રીસમો દિવસ છે. દિવસે દિવસે એમનાં પાંસળાં દેખાતાં જાય છે અને અવાજ ઊંડો ઊતરતો જાય છે તેમ તેમ એમના આત્માનો પોકાર શતગણો વધી જઈને દેશને વીંટળાઈ વળ્યો છે. છાપાંમાં એમના સમાચારો છાપવાની સરકારે બંધી ફરમાવી છે, પણ રોજરોજ એમની પાસે સમજાવટ કરવા દેશભરમાંથી હજારો લોકો ઊતરી પડયા છે. આ એક માણસના અણુઅણુના તપઃતેજે કૈકનાં હૈયાંને તપાવી મૂકયાં છે અને જાણે જાત્રાએ આવતાં હોય તેમ હરિપુરને પાદરે ઊતરી રહ્યાં છે. પણ શંકરભાઇ શાંતિથી કહી રહ્યા છે કે 'મને બચાવવાની વાત છોડો. મારો આત્મા નારી-સન્માનના જે પાવિત્ર્ય માટે પોકાર કરી રહ્યો છે તેમાં તમારો યે સાદ પુરાવો અને હિંદમાં વસતા કોઇ પણ હિંદી કે ગોરા અમલદારના હૈયાને અકળાવી મૂકે એવો પડઘો પાડો. એ વિના મારા આત્માને શાંતિ વળશે નહિ. જગતના ચોકમાં આપણે હિંદી જીવનની આટલી પણ ઇજ્જત નહિ ઊભી કરી શકીએ તો આપણું જીવ્યું ધૂળ ગણાશે.'

આ ઓગણત્રીસ દિવસ દરમ્યાન મારાં રંગપુરનાં ભરચક કામ વચ્ચે પૂરો વખત કાઢીને હું ત્યાં પાંચ વખત જઈ આવ્યો. પણ પહેલે દિવસ મળેલો ત્યારે એમના મુખ પર જે શાંતિ અને આનંદ હતાં તેટલી જ શાંતિ અને આનંદ પરમ દિવસે જઈ આવ્યો ત્યારે

પણ તરવરતાં હતાં. કુદરતના નિયમોને માથે પણ જાણે પગ મૂકીને હજી શ્વાસ ખેંચી રહેલ શંકરભાઇને મેં પૂછેલું : 'હેં શંકરભાઇ, આ ઉપવાસની તમારા મન પર આંતરિક અસર...'

શંકરભાઇ કહે: 'એ અસર તો કેમ વર્ણવું, સુધીરભાઈ! માથા પર સેંકડો મણનું વજન લઇને આખા દેહને દબાવી દીધો હોય તેમ હરિપુરમાં પ્રથમ દિવસે પગ મૂકતી વખતે અત્યાચારના સમાચારે મારા મનને ભીંસી દીધું હતું. એ વજન જાણે દિવસે દિવસે ઊતરતું જતું હોય તેમ મનને કરાર વળતો જાય છે અને મન હળવું થઇને આનંદ અનુભવતું જાય છે. આવો આનંદ તો મારા જીવનભરમાં મેં ક્યારેય અનુભવ્યો હોય તેવું યાદ નથી.'

શંકરભાઇના તપતેજે દેશને હલાવી મૂક્યો છે. હજી સુધી કોઈ માર્ગ નથી નીકળ્યો એ સાચું, પણ એકલો બેઠો હોઉં છું ત્યારે ઘણી યે વાર વિચારે ચડી જાઉં છું અને મૂલ્યાંકન કરવા બેસી જાઉં છું. એ વખતે છેલ્લા ત્રણ માસમાં બની ગયેલ સામી છાતીએ ગોળી ઝીલનારા કે મોત સામે ઉઘાડી આંખે બાથ ભીડનારા પ્રસંગો માટે 'વાહ! વાહ!' એમ હૈયું પોકારી ઊઠે છે ખરું, પણ વંદન કરવાનું મન તો પળે પળે પોતાના પ્રાણને યજ્ઞની આહુતિમાં ધરી રહેલ કોઈ શંકરભાઇ માટે જ થાય છે. માણસ પોતાની એકેએક લાગણીને મારી પીસીને એક ક્ષણ પૂરતો જાનફેસાની કરવા તૈયાર થઈ જાય એ સમજી શકાય છે. તેવા દાખલા પણ ઘણા મળી આવે. પણ પળે પળે શ્વાસ લઇને જીવનધારણ કરી રહેલ પ્રાણને પોતાને જ હાથે અંતિમ વિદાય આપવા બેસનાર શાંત વીરત્વના આવા દાખલા તો કદાચ ઇતિહાસમાં યે આંગળીને ટેરવે ગણી શકાય એટલા જ મળી આવે.

૯

# અણદીઠેલી ભોમ પર

## કુલસુમની આત્મકથા

બરાબર ખરે ટાણે જ જિતુભાઈ ક્યાં પકડાઈ ગયા ? હજી બધું કામ ગોઠવાતું આવતું હતું અને થોડા દિવસમાં કાર્યક્રમ અમલમાં મૂકી શકાશે એવી વેતરણ કરતાં હતાં એવે વખતે જ એમને આ ક્યાં સૂઝ્યું ? બંદર પરથી બીજા કોઈ એમને જોઈતી તપાસ લાવી દેતા ન હતા, તો હું ક્યાં ન હતી ? હું કદાચ તપાસ કરવા જતાં પકડાઇ ગઈ હોત તો બીજા કાર્યક્રમને વાંધો તો ન આવત.

જિતુભાઈ પકડાઇ ગયા છે એનું આટલું બધું દુઃખ થાય છે. છતાં યે સાચું કહેજે, કુલસુમ ! ક્યારેક ક્યારેક તને એ માટે ઊંડે ઊંડે કાંઇક આનંદ પણ થાય છે ને ? અત્યારે આખો દિવસ જિતુભાઇએ ઉપાડેલાં કામ લગાતાર એક શ્વાસે કરી રહી છે એની પાછળ એકલો કામનો જ ઉત્સાહ છે કે બીજો કોઈ આનંદ પણ છે ? જિતુ-ભાઈ આવે ત્યાં સુધીમાં એમનું કામ એવું ને એવું ચાલુ રાખું, એમની જરા યે ખોટ વર્તાય નહિ અને એ આવે ત્યારે કહે : 'વાહ કુલસુમ, સરસ કર્યું'. એ શબ્દો સાંભળવાની તારી ઇચ્છા છે કે નહીં ?'

થોડા દિવસ પહેલાં મુંબઇથી જિતુભાઈ પર સંદેશો હતો કે' અહીં એક પાર્સલ સચવાતું નથી. પાર્સલ ઉખેળાય એવી ઇચ્છા નથી. તમે સાચવી શકો તો મોકલી આપું. વેર પડયું તમને ઘણું કામ આવશે.' જિતુભાઇએ લખેલું કે 'આવડા મોટા શહેરમાં અમે એક પાર્સલ નહિ સાચવી શકીએ ? મોકલી દો એકદમ.'

બે દિવસ થયા ત્યાં સાડાપાંચ ફૂટનું પાર્સલ આવી ગયું. કહે કે મુંબઇની આંખે ચડી જવાયું છે. મારી સાથે અખતરો કરનારે પૂરી ઓળખાણ આપી દીધી છે. પકડાઈ ને જેલમાં પુરાઈ બેસું એ કરતાં અજાણ્યા ગામે પુરાઈ બેસીને કામ કરવાની ઇચ્છા છે. લાવો કામ.

બીજા દિવસથી એ પાર્સલ કામ કરવા બેસી ગયું છે. આખો દિવસ રસાયણો પર અખતરા કર્યા કરે છે. સવારે આ ચીજ માગે છે અને સાંજે તે ચીજ માગે છે. એક ઓરડી સોંપી છે એની બહાર જમવા સિવાય પગ દેતું નથી.

મારે એમને જોઇતી વસ્તુઓ પૂરી પાડવાનું જિતુભાઇએ સોંપેલું. હું એમને પૂછું છું: 'સાયન્ટીસ્ટ, તમારું નામ ?'

રસાયણોની મેળવણી કરતાં કરતાં ઊંધું ઘાલીને જ સાયન્ટીસ્ટ કહે છે: 'છેલ્લું નામ હરીન્દ્ર.'

હું પૂછું છું: 'તમને આ રસાયણોનો ક્યાંથી પરિચય ? કૉલેજમાં સાયન્સના વિદ્યાર્થી હતા ?'

હરીન્દ્ર કહે છે: 'ના રે બહેન! વિદ્યાર્થી તો હતો રસાયણોના સામા છેડેના વિષય આર્ટ્સનો. પણ લડત આવી ત્યારે સમજાયું કે મેઘદૂત કે શાકુંતલથી લડાઈ ન લડી શકાય. એટલે બીજા દિવસથી રસાયણનાં થોથાં લઇને બેસી ગયો. મુંબઇમાં કામ આવે એવા ચાર અખતરા સફળ થઈ ગયા. પણ આપણે અહીં કામ આવે એવા અખતરામાં કોણ જાણે કંઇક ખૂટે છે.'

બીજે દિવસથી એમને કામ આવે એવી ફૉર્મ્યુલા પર ફૉર્મ્યુલા લાવીને આપું છું. ફૉર્મ્યુલાની રકમો વાંચી એ એકદમ જૂની ફૉર્મ્યુ-લાઓ સાથે સરખામણી કરવા લાગી જાય છે ને માથું હલાવે છે. કાંઇક ખૂટે છે.' એમ કહેતાં કહેતાં યે એમની નાની સરખી લેબોરેટરીમાં તે અખતરા કરવા વળગી જાય છે. અખતરો કરતાં કાંઇક ઉત્સાહમાં આવી જાય એટલે ગાવા લાગે છે: 'પિયા મિલનકો જાના...' અને

ધાર્યું પરિણામ ન આવે એટલે સાધનો સમેટતાં ગાવાનું શરૂ કરે છે: 'કરું કયા આશ નિરાશ ભઈ...' આસપાસનાં સાધનો અભેરાઈએ મૂકી એમને જૂને અખતરે તરત જ ચડી જાય છે અને ધીમે ધીમે ગણગણવા લાગે છે: 'રૂકના તેરા કામ નહિ...'

એનો કંઠ સરસ છે અને ટણણન ટણણન સાધનો ખખડાવતાં ગાવા લાગે છે ત્યારે ઓરડી ધીમે ધીમે ગુંજ્યા કરે છે. હું પૂછું છું: 'અરે હરીન્દ્ર, કયાં આ રસાયણો અને કયાં તમારાં આ સિનેમાનાં ગાયનો? એ બેનો મેળ કેવી રીતે મેળવી રહ્યા છો?'

હરીન્દ્ર કહે છે: 'આ અંધારી ઓરડીમાં એકલાં રસાયણો કયાંક શુષ્ક ન બનાવી મૂકે એટલે સમતુલા જાળવવા કાંઈક તો આધાર રાખવો જોઈએ ને?'

જિતુભાઈ ગયા પછી અનેક કામોની દોડાદોડી વચ્ચે યે એમની પાસે પહોંચી જાઉં છું અને અખતરો સફળ કરવા માટે હું યે એમને કામ કરાવવા બેસી જાઉં છું.

એક બપોરે હરીન્દ્ર બેઠો બેઠો અખતરા કર્યા કરતો હતો અને હું એમની પાસે બેઠી બેઠી થોડી ચીજો ખાંડી આપતી હતી ત્યાં 'ધડીમ...' કરતો અવાજ સંભળાયો. રસાયણોની મેળવણીમાં મશગૂલ હરીન્દ્રના હાથમાં એકદમ એપેરેટસ થંભી ગયું. થોડીક ક્ષણ વીતી હશે ત્યાં તો 'ધડીમ...' કરતો એવો બીજો અવાજ સંભળાયો કે એપેરેટસ હેઠે મૂકી દઈને હરીન્દ્ર ઊભો થઈ ગયો. માથે ટોપી નાખતાં કહે: 'અહીં રહેજો તો બહેન! આ અવાજ કાંઈક જુદી જાતનો. જરા જોઈ આવું.'

ઓછામાં ઓછું બહાર નીકળતા હરીન્દ્રને આમ ખરે બપોરે એકદમ બહાર નીકળતો જોઈને મેં પૂછયું: 'કઈ જાતનો અવાજ છે? શું જોઈ આવવું છે?'

હરીન્દ્ર કહે : 'આપણા અખતરા જેવો જ અવાજ. આવો અવાજ અહીં ક્યાંથી ? કાંઈ પત્તો લાગે તો...' કહેતાં એ બહાર નીકળતો હતો એટલે મેં કહ્યું: 'ચાલો, હું પણ આવું. તમે અહીં આવે વખતે એકલા બહાર જાઓ એ સારું નહિ.'

દાદર ઊતરી બહાર નીકળ્યાં અને જોઈએ તો ત્રીજી પોળ પાસે લોકોની ભીડ જામી છે. કોઈ લોકો ભાગતાં જાય છે ને કોઈ લોકો ઊલટાં ભીડ જમાવે છે. બધાંનાં મોં પર ભય અને નવીનતાના ભાવ ફરક્યા કરે છે. 'શું છે ? શું છે ?' એમ સૌ પૂછે છે પણ કોઈ જવાબ આપતું નથી. માત્ર પોળની અંદર એક કોટડી તરફ આંગળી ચીંધ્યા કરે છે.

ભીડ વચ્ચે માથાં મારતાં અમે એ કોટડીથી થોડે દૂર આવીને જોઈએ તો કોટડી પાસે બે ત્રણ પોલીસો ઊભા છે. કોટડીની અંદર પોલીસો કોથળા-કોથળીઓનો કબજો લઈ રહ્યા છે અને એની પાછળ...અરે આ કોણ ? સતીશ ? લોહી-તરબોળ થઈને લોહીના ખાબડામાં પડયો છે. બન્ને પગના સાથળમાંથી લોહી ચાલ્યું જાય છે. હાથની કોણીમાંથી લોહી ટપકે છે. ગાલ ચિરાઈ ગયો છે અને માથાના વાળ પણ લોહીથી ખરડાઇ ગયા છે. આખું અંગ ખેંચાયા કરે છે અને કયારેક કયારેક આંખો ઊઘડતાં મોઢા પર હાસ્ય ફરકી જાય છે.

લડત શરૂ થઇ ત્યારથી સતીશના મિત્રો એને સરઘસમાં ને સભામાં, પિકેટીંગમાં કે પ્રવાસમાં આવવા માટે આગ્રહ કર્યા કરતા હતા. પણ સતીશ ના પાડયા કરતો હતો અને કહ્યા કરતો હતો : 'તમે કોઈ ન કરી શકો એવું મારે કરી બતાવવું છે. સભા-સરઘસમાં મારું કામ નહિ.' મિત્રો એને શું કરી બતાવવાનો છે એ પૂછતા તો તે કહેતો: 'કરીશ ત્યારે કહેવા જેવું નહિ રહે. તમે પોતે જ જોવા દોડયા આવશો.' સતીશે આજે એવું જ કરી દેખાડયું છે. વગર કહ્યે સેંકડો લોકો એને જોવા ઊમટયાં છે.

મારી પાછળ ઊંચે થઈને જોતાં જોતાં હરીન્દ્ર કહે છે: 'હં, એ જ ! હં, એ જ લાગે છે !' તરત જ મારો હાથ દબાવીને એ પાછો ફરી ગયો. પોળને નાકે આવતાં કહે: 'આપણે જોઈએ છે તેવી જ આ વસ્તુ છે. પણ બનાવનાર છેલ્લી સ્થિતિમાં છે. એણે આ કેમ બનાવ્યું એ હવે કેમ જાણવા મળે ?...'

મેં કહ્યું : 'તમે કોટડીએ જાઓ. હું પ્રયત્ન કરી જોઉં.'

દોડાદોડ હું કાર્યાલયે પહોંચી. શુશ્રૂષાદળનાં બહેનોનો ગણવેશ પહેરી, સાથે શુશ્રૂષાદળની બે સૈનિકાઓને લઈને ફરી પાછી એ પોળ તરફ ઊપડી. કોટડીએ આવતાં જોયું તો કોટડી બંધ છે. સિલ લાગી ગયાં છે. એક પોલીસ પહેરો ભરતો બેઠો છે. ઘાયલ થનારના સમાચાર અમને શુશ્રૂષાદળનાં સભ્યોને પૂછતાં શો વાંધો ? પૂછતાં ખબર પડી કે ઘાયલ થયેલને હોસ્પીટાલે લઇ ગયા છે. છેલ્લી સ્થિતિમાં છે. તરત અમે સિવિલ હોસ્પીટાલે ઊપડયાં.

માંડ માંડ માર્ગ કરતાં અમે ઓપરેશન થિયેટર પાસે પહોંચ્યાં. પણ બહાર ઊભેલો પોલીસ અટકાવે છેઃ 'અંદર જવાની મનાઈ છે.'

હું ઘણી યે સમજાવું છું કે 'હું શુશ્રૂષાદળની અધિષ્ઠાત્રી છું. મને અંદર જવાની છૂટ હોય છે.' પણ પોલીસ કહે છે: 'દરદી છેલ્લી સ્થિતિમાં છે. અંદર જવાની ના છે.'

હવે ? ઊંચીનીચી થાઉં છું અને અંદર જોયા કરું છું. અચાનક ડૉ. ત્રિવેદી દેખાયા. તરત જ હાથ ઊંચો કરીને પોલીસ તરફ આંગળી ચીંધતાં મારી અંદર આવવાની ઇચ્છા બતાવી. ડૉ. ત્રિવેદીએ બારણા પાસે આવીને કહ્યું: 'અંદર આવવું છે, કુલસુમ ? આવ. આવ.'

અંદર ગઈ એટલે ડૉ. ત્રિવેદી મારા કાનમાં ધીમેથી કહે: 'કેસ ખલાસ છે. માંડ છ–આઠ કલાક કાઢે તો. ભારે બહાદર જુવાન લાગે છે. હરફ પણ સિસકારતો નથી. મેજીસ્ટ્રેટ આવી ગયા છે. ડાઈંગ ડેકલેરેશન લખી રહ્યા છે.'

હળવેથી સરકીને હું પાસે ગઈ. વેદનાથી આખું અંગ ખેંચાયા કરે છે. થોડી થોડી વારે આંખો તણાઇ જાય છે તો યે હળવે હળવે સતીશ મેજીસ્ટ્રેટને લખાવી રહ્યો છે: ' મારા વિના આ બનાવટ કોઈ જાણતું નથી. થોડા વખત પહેલાં ઉત્તર હિંદુસ્તાન તરફ ગયેલ ત્યારે હું શીખતો આવેલો. મારી આ બનાવટની ખબર અહીં મારા કોઇ મિત્રને નથી. એમાં જોઇતી વસ્તુઓ હું મારી મેળે એકલો જ આડે-અવળેથી ભેગી કરી આવ્યો હતો. ક્યાંથી લઈ આવ્યો હતો એ મને પૂછશો નહિ. પૂછશો તો યે હું કહીશ નહિ. મેં મારા મિત્રોને કહેલું કે તમે કોઈ ન કરી શકો એવું મારે આ લડતમાં કરી બતાવવું છે. પણ એવું કરી બતાવું તે પહેલાં દૈવે મને ઝડપી લીધો છે. મારી પાસે ત્રણ ચીજ તૈયાર હતી. બીજી બે ચીજ તૈયાર કરીને એકલે હાથે મારે કામ પતાવવું હતું. પણ એ નથી પતાવી શક્યો એનું મને દુઃખ થાય છે. હું મરું તે પહેલાં મારા દેશની ગુલામીના એકાદ પ્રતિકને મારે ઉડાડી દેવું હતું. છતાં યે હું મરી જાઉં છું એનું મને દુઃખ નથી. આઝાદીની લડતમાં અણખૂટ બલિદાનોની જરૂર છે. એવી બલિદાન-ધારામાં એક બિંદુ બનીને એ ધારાને અણખૂટ રાખી શકાય તો યે મારા જેવા એક જુવાનનું જીવન સફળ છે. બસ, ઈન્કિલાબ ઝીંદાબાદ...કરેંગે યા મરેંગે.'

વેદના વધતી જાય છે. વારે વારે સતીશ બેભાન થઈ જાય છે. બેભાન હોય ત્યારે મુખ-રેખાઓ ધનુષ્યની જેમ ખેંચાઇ જાય છે. પણ ભાનમાં આવે છે કે હળવે હળવે ગણગણ્યા કરે છે: ' ઈન્કિલાબ... ઝીંદાબાદ! ઈન્કિલાબ...ઝીંદાબાદ...'

એની આસપાસ ઊભેલાં સગાંવહાલાંની આંખમાંથી આંસુ પડી રહ્યાં છે. મારી આંખમાંથી યે આંસુ ટપકી ગયાં. મારી પાસે ઊભેલી નર્સ પૂછે છે: ' તમને કાંઇ સગા થાય?'

હું કહું છું: ' હા, બહેન! સગી માસીના દીકરા ભાઇ. એ જ

મને અહીં ભણવા તેડી લાવેલા ને પરીક્ષા વખતે ત્રણ-ત્રણ કલાક રોજ ભણાવતા...'

સ્થિતિ ગંભીર થતાં સગાંવહાલાંઓને બહાર જવાનું કહેવામાં આવે છે. પણ હું શુશ્રૂષાદળની અધિષ્ઠાત્રી તરીકે રહી ગઈ. વિશેષમાં માસીની દીકરી બહેન પણ ખરી ને ? હું સતીશના માથા પાસે બેઠી પંખો નાખ્યા કરું છું. હળવે હળવે માથામાં હાથ ફેરવી રહી છું. ચોકી કરવા મૂકેલો પોલીસ બારણા પાસે બેઠો બેઠો નર્સ સાથે મશ્કરી કરી રહ્યો છે. સતીશ જાગે ત્યારે એને આનંદ આવે તેવી લહેરની વાતો કરું છું. બે કલાક બાદ મોકો મળતા મેં પૂછી જોયું : 'સતીશભાઇ, તારો વારસો આપતો જા તો તારું શ્રાદ્ધ અમે કરાવીએ. શ્રાદ્ધની વિધિ તું કહે તેમ કરીએ. શ્રાદ્ધ કરાવવા માટે કયો બ્રાહ્મણ કામમાં લઈએ એ કહીશ ? અમને વિધિ બતાવી દે તો પછી બીજા ગમે તે બ્રાહ્મણને હાથે શ્રાદ્ધ કરાવી લેશું.'

બે કલાકની વાતો બાદ સતીશને વિશ્વાસ બેઠો. એણે હળવેથી નામ દીધું : 'અજિતકુમાર રાય. આનંદપુરનો એન્જિન-ડ્રાઇવર...જૂનો ક્રાંતિકારી...ત્યાં સંતાઈને રહે છે...'

છઠ્ઠે કલાકે સતીશનો દેહત્યાગ. એની અંત્યેષ્ટિક્રિયામાં ભાગ લઇને દોડાદોડ કાર્યાલયે પહોંચી. કિશોરને પકડયો : 'જા ભાઈ, આનંદ-પુરના એન્જિન-ડ્રાઇવરનો સંબંધ બાંધી આવ...'

કિશોર આનંદપુર ઊપડયો. એનો કોઈ મુસલમાન મિત્ર એન્જિન સાફ કરે છે. એની ઓળખાણે સવાર-સાંજ પાવર-હાઉસમાં ઊપડે છે. પણ અજિતકુમાર માનતો નથી. એ કહે છે : 'હું તો એન્જિન ચલાવી જાણું. બીજું મને ન આવડે.'

કિશોર કહે છે : 'કુલસુમબેન, થોડુંક જોખમ ખેડી નાખીએ. એન્જિનિયર સાહેબને સંબંધે એને પિગળાવી જોઈએ...'

પ્રમોદભાઈ મારફત એન્જિનિયર સાહેબ સાથે સંબંધ અને

એમની મારફત અજિતકુમાર રાય સાથે સંબંધ. પાંચમે દિવસે એ જ્યારે અમારી લેબોરેટરીમાં આવીને બેઠા અને બનાવટ બનાવવા લાગ્યા કે, આંખો ચમકાવતાં હરીન્દ્ર ગાવાનું શરૂ કર્યું : 'અબ આઈ...બસંત બહાર...'

'બસ, આટલું જ ખૂટતું હતું, આટલું જ ખૂટતું હતું...' કહેતો હરીન્દ્ર કામે લાગી ગયો છે. ખાવા માટે યે ઊઠતો નથી. હું પૂછું છું તો કહે છેઃ 'વળતી વખતે થોડું પાંઉ-દૂધ લેતાં આવજો ને? અને એક શેર શિંગ–ગોળ. હવે લોજમાં જવાનો વખત નહિ રહે.'

હરીન્દ્રને ખાવાનું ભાન નથી, નહાવાનું ભાન નથી, વાળનું ભાન નથી. મિશ્રણ પર મિશ્રણ કર્યે જ જાય છે. અજિતકુમાર કહે છે : 'આ બનાવટ ભારે કામયાબ છે, પણ ટાઇમ-લિમિટ અમે પચીસ વર્ષ પહેલાં કરતા હતા ત્યારે યે મેળવી શકયા ન હતા.'

હરીન્દ્ર કહેછેઃ 'ટાઇમ–લિમિટ મેળવી આપવી એ મારું કામ.' અને હરીન્દ્ર એપેરેટસ માથે ઝૂકી પડે છે. દેશપરદેશની વિવિધ અને મજાકભરી વાતો કરતાં અજિતકુમાર કહે છે : 'આ ચીજ ભારે ભયાનક છે. તે હાથમાં લેતાં આજના જુવાનો થરથરી ઊઠે છે. પચીસ વરસ પહેલાં અમારી ટોળીના જુવાન તો એને દડાની જેમ રમાડતા...'

હરીન્દ્ર કહે છે : 'અહીં પણ દડાની જેમ રમાડી શકે તેવા જુવાનો મળી રહેશે. જુઓ તો ખરા...!

હરીન્દ્ર મને એકાદ કામ સોંપી વળી કામે વળગે છે ત્યાં અજિત-કુમાર કહે છેઃ 'આ ચીજ ભારે ભડકણુ છે...કયારે ભડકી ઊઠે એ કહેવાય નહિ...પુરા વિશ્વાસથી કામ કરતા હોઇએ અને...'

ધડીમ્...કરતો અવાજ થયો.

શું થયું ?—એવું હું કાંઈ પૂછું એ પહેલાં તો આખો ઓરડો ધુમાડાના ગોટાથી ભરાઇ ગયો હતો. ધડાકાના અવાજે ચાંપ દબાતાં

પૂતળી ઊભી થાય તેમ ઊભા થઇને અજિતકુમારે પાસેની ખાળમાંથી ડોલ ઉપાડી તૈયાર માલ પર પાણી છાંટી દીધું અને એની વાસ અમારા નાકમાં જાય તે પહેલાં મને કહેઃ 'તમે પાસેના ઘરમાં ઘૂસી જાઓ. અને હરીન્દ્ર, તમે મારી સાથે હેઠે ઊતરી જાઓ. પણ બહાર આવી ઉતાવળે ન ચાલતા. હળવે હળવે આ સિગારેટ ફૂંકતા પાછલે માર્ગે...'

એક ક્ષણમાં જ સૂચના દેતા અજિતકુમાર હરીન્દ્રને લઇને સડસડાટ દાદર ઊતરી ગયા. મેં ગભરાટને રોકીને આંખો બંધ કરી પાસેનું બારણું ખટખટાવ્યું. કોઈ ડોસાએ બારણું ઉઘાડયું કે અંદર જઈને તરત બંધ કરી દીધું અને ડોસા કાંઈ પૂછે તે પહેલાં જ મેં એમને કહી દીધું: 'બાપા, જરા મુશ્કેલીમાં છું. ઘડીક વાર રસોડામાં...

ધડાકાનો અવાજ બાપા સમજી ગયા હશે. કાંઇ પણ બોલ્યા વગર એમણે મને રસોડું બતાવ્યું ને હું રસોડામાં જઇને રોટલી કરતાં બાઇને મદદ કરવા લાગી ગઈ. પેલાં બાઈ મારી સામે તાકી રહે એ પહેલાં બાપાંએ કાંઇક ઇશારો કર્યો કે એ ચૂપ થઇ ગયાં.

રોટલી ચોડવી રહી છું ત્યાં પોળમાં ધકબક મચી રહી છે. ધડાકાના અવાજે લોકો બારીઓમાંથી ડોકાઈ ડોકાઇને જોઇ રહ્યાં છે. ટોળાં વધી રહ્યાં છે અને પોલીસ પણ આવી પહોંચી છે. રોટલીવાળા હાથે ઊઠીને થોડી વાર પછી ઘરની તિરાડમાંથી હું જોઉં છું તો અમારી આખી ઓરડી ફેંદાઈ રહી છે. બધાં રસાયણોનો કબજો પોલીસ લઈ રહી છે. હરીન્દ્રનાં જૂનાંપાનાં કપડાં પોલીસ ધારીધારીને જોઇ રહી છે અને સામે રસ્તા પર ટોળાંમાં ઊભા ઊભા પેન્ટનાં ખિસ્સાંમાં હાથ નાખી અજિતકુમાર લહેરથી આ બધું જોયા કરે છે. રસ્તાનાં બીજાં માણસો પર ભયની જેવી અસર દેખાય છે તેવી એકાદી યે રેખા એમના મોઢા પર નથી.

હું ઊભી છું ત્યાં પેલા બાપા પાસે આવીને કહેઃ 'અરે દીકરી! આટલી બધી આ વાસ તારી પાસેથી...

'શેની વાસ?' હું પૂછું છું.

મારાં કપડાં સામે નાક માંડતા કહેઃ 'આ કપડાંમાંથી જે કાંઈક...'

અરે હા, પેલાં રસાયણોની જ વાસ તો. અમસ્થાં કાચાં રસાયણો ફેરવતાં યે હાથમાંથી સાબુ દેવા છતાં પાંચ કલાક વાસ નથી જતી તો આ ધુમાડાએ...પોલીસો આ વાસથી આજકાલ ક્યાં ઓછાં પરિચિત છે!

તરત રસોડાવાળાં બાઈ પાસેથી કપડાં લઈને બાથ રૂમમાં ઊપડી. નાહી નાખ્યું અને મારાં કપડાં આખી ડોલ પાણીથી ભરીને બોળી દીધાં.

સાંજને વખતે ત્યાંથી નીકળી ગઈ. કોઈ અણધારી મુશ્કેલી બાદ ગોઠવી રાખેલે મળવાને સ્થળે કિશોર મારફત તપાસ કરાવી તો હરીન્દ્રના સુખરૂપના સમાચાર આવી ગયા હતા. હવે જુદા મકાનને બદલે કિશોર હરીન્દ્રને પ્રમોદભાઇના વિશાળ બંગલામાં મૂકી આવ્યો છે.

બીજા દિવસથી પાછું હરીન્દ્રનું કામકાજ પ્રમોદભાઇના બગીચામાં આવેલ એક ઓરડીમાં શરૂ થઇ ગયું છે. એને ખૂટતી કડી અજિતકુમાર પાસેથી મળી ગઈ છે. સવારે જાઉં છું અને કહે છેઃ 'આજે ચાર વસ્તુ તૈયાર...'સાંજે જાઉં છું અને કહે છેઃ 'અત્યારે આઠ વસ્તુ તૈયાર. લાવો અખતરા કરનાર માણસ. માણસ જોરદાર જોઇશે. જંગલમાં જઈને અખતરો કરવો પડશે.'

અમારા મંડળની સભા હતી તેમાં વાત મૂકી.

'જોખમી અખતરો છે! લાવો ને ત્યારે! ઘણા દિવસથી બેઠા માખીઓ મારીએ છીએ ત્યારે—' કહેતો રણજિત ઊભો થયો.

ગામડામાં કામ કરતા આ રણજિતને જોરદાર માણસ તરીકે સુધીરભાઈએ અમને સોંપેલ છે. સુધીરભાઇનાં અહિંસક કામ સાથે ઝગડીને એ આ બાજુ આવતો રહેલ છે. અહીં આવ્યા પછી યે એક ઘા ને બે કટકા જેવી જ વાતો કરતો હોય છે. અમને યે

સંભળાવ્યા કરે છે: 'આ તમારા અખતરા તે કયાં સુધી ચાલ્યા કરશે? સોઢી શણગાર સજી લે ત્યાં બજાર ઊઠી ન જાય હો?' ચર્ચા કરવી એને ફાવતી નથી. એ કહે છે: 'ચર્ચા જ કરવી હતી તો લડાઈ કાં ઊભી કરી? લડાઈ વિના ચર્ચા ઊલટી વધારે શાંતિથી કરી શકાત.' થોડે થોડે દિવસે કહ્યા કરે છે: 'કાંઈ કામ આપો છો કે પછી કામની ભીખ માગવા બીજે નીકળું?'

આ અખતરાની વાત થતાં એ ઊભો થઈ ગયો. હરીન્દ્ર સાથે એને મેળવી દીધો છે. માલ–મસાલો લઈને એ લહેરથી ઊપડે છે. એના ભરાવદાર શરીર માથે કયારેક એ ટપાલીનો વેશ ચડાવે છે, કયારેક પટાવાળાનો વેશ ચડાવે છે, કયારેક કડિયારો થઈ જાય છે તો કયારેક પટેલિયો. મૂછો આમળતાં જ્યારે એ ગામડિયાં લૂગડાં ખંખેરતો આવીને બગીચાની ઓરડીએ ઊભો રહે છે ત્યારે કોઈ ન જાણે કે આ રણજિત હશે. જ્યારે જે વેશ પહેરે છે ત્યારે એના આબેહૂબ ભાવો પણ કરી શકે છે અને ગામડાંમાં જીવન ગાળ્યું છે તેથી એમની ભાષામાં વાતો પણ કરી શકે છે.

હમણાં થોડા દિવસ પહેલાં એ અખતરો કરવા ગયેલ. એકલપંડે અને સાથે પંદર શેરનો ભાર. લઈને રેલને રસ્તે ચાલ્યો જાય. પુલ પર તો ભરી બંદૂકે પોલીસચોકીઓ બેસી ગઈ છે. પણ લાંબો પુલ દેખી એને છોડી લાંબે માર્ગે જંગલમાં કયાં આંટો લેવા જવો–એ વિચારે તે પુલ પર ચાલ્યો ગયો.

પોલીસે અર્ધે પુલે પકડયો. વેશ હતો બ્રાહ્મણનો. ઘણું યે સમજાવી જોયું કે હું તો અંબાજીએ જાત્રાએ જાઉં છું, પણ પોલીસ શાના માને? પોલીસ પકડીને બેસાડી રાખે તેનો વાંધો ન હતો. પણ સાથે રહેલ મસાલા સહિત પકડાઈ જાય તો તો પછી રામ રામ! સમજાવતાં સમજાવતાં પુલને છેડે ઓરડીએ આવ્યો. છેવટ પોતાની પાસે પાંચ સાત રૂપિયા હતા તે આપીને યે છટકવા પ્રયત્ન કર્યો તો પોલીસને કાંઈક વધારે

વહેમ આવ્યો. પોલીસ ન જ માન્યા એટલે જાણે નિરાંતવો હોય તેમ ઓરડીએ લાંબો થઈ ને સૂતો. થોડીક વારે નસકોરાં પણ બોલાવવા લાગ્યો. પોલીસ પાસે જ બેઠા હતા. પણ આવા ઊંઘણશીને ઊંઘતો દેખી બંદૂકો હેઠી મૂકી જરા નિરાંતે વાતે વળગ્યા કે અચાનક રણજિતે ઊભા થઈને ધડ...કરતી લપાટ એક પોલીસને લગાવી, ધડ...કરતી પાટુ બીજા પોલીસને મારી અને સાથેના મસાલા સહિત પાટાની હેઠે ઊતરી વગડા તરફ દડવડતી દોટ દીધી. થોડીક વારમાં તો એ જંગલમાં ગેબ થઈ ગયો. પાછળથી પોલીસોએ બાર કર્યા, પણ ગોળીઓ ઝાડનાં થડ સાથે ટકરાઈને હેઠે પડી હશે.

પાછા આવીને રણજિત કહે : 'પાંચ રૂપિયા લઈને મને છોડી દીધો હોત તો એના બાપનું કાંઈ જાત ? પાંચ રૂપિયા મળત તો બે જોડ લૂગડાં થઈ જાત. આ તો એ પણ ખોયું.'

અને આ રણજિત જેવા તો ફૂલગુલાબી આઠ–દસ જુવાન રાત-દિવસ દોડાદોડી કરી રહ્યા છે. જિતુભાઈ પાછા આવે ત્યાં સુધીમાં કેટલું બધું કામ કરી બતાવવાની ઇચ્છા છે ? પેલો સુરેશ અને રવીન્દ્ર, પેલો મહેશ અને વીરેન્દ્ર, પેલો દિનેશ અને લલિત–કેવા હસતા–રમતા જાય છે, વિગતો મેળવતા જાય છે અને વસ્તુઓ લાવતા જાય છે ? પણ વિગત લાવવામાં આ લલિત જેવો જબરો કોઈ નથી. કોણ જાણે શું યે કરે છે અને સાંજ પડતાં તો પોલીસ ખાતું તો શું, છૂપી પોલીસમાંથી યે વિગતો જાણી લાવે છે.

અખતરાની સફળતા મળવાની કાંઇક આશા બંધાઈ છે ત્યાં બીજી મુસ્કેલીઓ ઊભી થઈ છે. રણજિત આવીને કહે છે : 'આ વેજાનું કરવું શું ? સમજે નહિ કે બોરનું બી કેવું હોય અને વાડી વાવવાની વાત કરી રહ્યા છે.'

હું પૂછું છું : 'શી વાત છે ?'

રણજિત કહે છે : 'જુઓ ને પેલા છોકરા ! છે તો માંડ પંદર

વરસનાં, ત્યાં ચોડેધાડ પુલ ઉડાડવાની વાતો કર્યા કરે છે. કહે છે કે આજે પુલ ઉડાડશું કે કાલે ઉડાડશું. એ વેજાથી કાંઈ થશે નહિં અને નકામાં આપણાં કામ મુશ્કેલ કરી મૂકશે. કહે છે કે મુંબઈની કોઈ પાર્ટીએ અહીંનું કામ તેમને સોંપ્યું છે. થોડાક વખતમાં જ વસ્તુઓ આવી જશે અને...

'જો મુંબઈની પાર્ટી તરફથી એમને કામ સોંપાયું હોય તો તો અટકાવી શકાશે.' હું કહું છું.

બીજે જ દિવસે મુંબઈની પાર્ટીના પ્રતિનિધિ શાંતિકુમારને મળીને તેમની પાસે વાત મૂકી. એ કહે : 'અમારી પાર્ટીને અને તમારા મંડળને સંબંધ તો ખરો, પણ પહેલો વિશ્વાસ તો એ પાર્ટીના સભ્યો પર જ મૂકી શકાય.'

હું કહું છું : 'પણ આમાં વિશ્વાસની વાત ક્યાં છે ? તેઓ ફેંફેરો કરીને કામ વણસાડે છે એની વાત છે.'

'એ બાબત હું પાર્ટીની મિટીંગ પાસે મૂકી જોઈશ. પણ એ વાતને બાજુએ મૂકો ને ? પેલું મશીન તૈયાર થઈ ગયું છે. એનો ઉપયોગ કરવા તૈયાર છો ?'

મેં કહ્યું : 'હા, હા, લાવો ને ! ગમે ત્યારે એને માટે તૈયાર છીએ. એ માટે બે બંગલા પણ ભાડે લઈ રાખ્યા છે.'

શાંતિકુમાર કહે છે : 'પણ એવાં મોંઘાં મશીનો અમે એમ ને એમ વાપરવા ન દઈ શકીએ. અમે લખી આપેલા મુદ્દા પ્રમાણે જ કરાય અને બીજું જે કરાય એની અમારી પાસેથી મંજૂરી લેવાય તો જ...કેમકે અમારી પાર્ટીની નીતિથી વિરુદ્ધ...'

હું કહું છું : 'તમે આ પાર્ટી, પાર્ટી શું કરી રહ્યા છો ? અત્યારે આપણી પાર્ટી એક જ છે અને તે સૈનિકોની, અને એક જ નીતિ છે અને તે લડવાની. એમાં તમે આવી મર્યાદાઓ અને ટૂંસાતૂસી કરીને નકામું કામકાજ વણસાડો છો.'

શાંતિકુમાર કહે છે : 'તમને એમ લાગે, પણ લડાઈને અંતે જે પાર્ટીએ સૌથી વિશેષ કામ કર્યું હોય તેની નીતિની અસર સમગ્ર દેશના કારોબારમાં પડે જ. એવી દીર્ઘ દૃષ્ટિને ખ્યાલમાં રાખીને જ...'

'ભેંસ ભાગોળે, છાશ છાગોળે અને ઘેર ધમાધમ જેવી આ શી વાત કરી રહ્યા છો? તમારા નિયમો અનુસાર મશીન વાપરવાની જરૂર પડશે ત્યારે કહેવરાવીશ.' કહીને હું ચાલતી થઈ.

અમારા મિલન–સ્થાને પહોંચી ત્યાં કિશોરે સમાચાર આપ્યા : 'પેલા મિલ–મેનેજર તમને મળવા આવ્યા છે.'

'કોણ? મિલ–મેનેજર? અહીં? આ સ્થાનની તેમને કેમ ખબર પડી?' હું પુછું છું.

કિશોર કહે : 'કોણ જાણે. એ કહે છે કે હું તો તમારો અંતરંગ સભ્ય છું. મને બધી યે ખબર પડે છે.'

રોષને મનમાં શમાવીને મેં મિલ–મેનેજરને મળવા બોલાવ્યા. હસતાં હસતાં ખુરશી પર સ્થાન લેતાં એ કહે : 'આશ્ચર્ય ન પામતાં. તમારા છેલ્લામાં છેલ્લા સમાચાર મારી પાસે હોય છે. તમે શાંતિ-કુમારને મળીને......'

'તમારે એ વાત સાથે શી નિસબત...' મેં વાતને અધવચ્ચેથી કાપીને કહ્યું: 'તમારે શું કામ છે એ કહો ને?'

તોયે પોતાની વાત જારી રાખીને એ કહે : 'જિતુભાઈનો હું અંતરંગ મિત્ર છું. મારે ને લાલભાઈને ગઈ લડતનો સગા ભાઈ જેવો સંબંધ. જુઓ એમની આ ચિઠ્ઠી. જેલમાંથી ગઈ કાલે જ એમની પાસેથી લખાવીને આવું છું.'

ચિઠ્ઠીમાં લખ્યું છે : 'મારા પર વિશ્વાસ રાખો એટલો...... ભાઈનો રાખશો.'

હું ચિઠ્ઠી વાંચી રહી અને મેનેજર સાહેબ કહી રહ્યા છે: 'જિતુ-

ભાઈને જોખમીમાં જોખમી વસ્તુઓ પૂરી પાડનાર હું છું. હજી એ જોઈએ તેટલી મેળવી આપું તેમ છું. મારા બે–ચાર માલેતુજાર મિત્રોમાંથી આઠ–દસ હજારનાં વચન પણ મેળવી આવ્યો છું....

પણ આ બધી વાતોની શી જરૂર છે ? એવી જ બીજી અર્ધો કલાકની વાતો પછી મેનેજર સાહેબ કહેઃ 'મારે તમારું થોડુંક કામ છે. આ મિલની સામે પિકેટીંગ ચાલી રહ્યું છે તે હવે ઉઠાડી લેવાની જરૂર છે. નકામી આપણા સૈનિકોની શકિત વેડફાય છે અને મિલમાલેકનો રોષ વહોરીએ છીએ એ વધારામાં. મારી અંગત માહિતી પ્રમાણે હવે મિલમાંથી સરકારને માટે કાપડ પણ...'

'હજી થોકબંધ જાય છે.' એમ મારે એમને અટકાવીને કહેવું પડયું. તો તરત જ કહેઃ 'ચાલો, અત્યારે ને અત્યારે. તમને સાથે ફેરીને આખી મિલ બતાવું. એક ટુકડો પણ...'

'પણ મને એ બતાવવાની શી જરૂર છે ? સત્યાગ્રહ સમિતિને બતાવો એટલે પતી જાય. મારે ને એ પિકિટિંગને નિસબત શી ?

મિલ–મેનેજર કહે : 'તમારે નિસબત નથી એ વાત સાચી, પણ સત્યાગ્રહ સમિતિને યે એની સાથે નિસબત નથી. હવે સમિતિ જેવું રહ્યું છે જ કયાં ? પણ પેલો રામલાલ નામનો સૈનિક, મૂરખનો જામ, આઠ દિવસથી એના પાંચ જોડીદારને લઈને મિલને દરવાજે પડયો છે. એને સમજાવી જોયો તો કહે કે કુલસુમબેન કહે તો પિકેટીંગ છોડી દેવા તૈયાર છું. હવે તો અમસ્થા યે મજૂરો કામે આવવા લાગ્યા છે, ત્યારે એ નકામા...'

'તો પછી એમને અટકાવવાની જરૂર જ કયાં રહે છે ?' મેં કહ્યું.

'જરૂર તો એટલા માટે કે આટલો સાથ આપણે આપીએ તો આપણને મિલમાલેક તરફથી સારો સાથ મળી રહે.' મિલ–મેને-જર કહી રહ્યા છે.

મારે કહેવું પડ્યું: 'એ ભાઈને મારામાં વિશ્વાસ છે અને કહી રહ્યા છે એ જુદી વાત. પણ આ વાત સાથે મારે નિસબત હોય તો યે હું કોઈને એવી ના ન પાડું. લડાઈમાં આવા સોદા ન હોય અને એની મારી પાસે માગણી ન હોય.'

'તો પછી મારે માર્ગ કાઢી લેવો પડશે.' કહી એ ચાલતા થયા.

અને બીજે દિવસે કિશોરે સમાચાર આપ્યા કે મિલને દરવાજે પિકેટીંગ કરનારા રામલાલ અને બીજા ચાર સૈનિકોને મરણતોલ માર મારીને કોઈ રાતને વખતે પાસેના ડુંગરામાં ફેંકી આવ્યું છે.

બીજે દિવસે બપોરે હરીન્દ્રને મળવા ગઈ ત્યારે કિશોર ત્યાં બેઠો હતો. સાંજે ગઈ ત્યારે પણ કિશોર ત્યાં બેઠો હતો. મેં પૂછ્યું: 'કેમ અહીં બેઠો છે? બજારમાં કામ નથી?'

કિશોર કહે: 'તમારા અખતરા સફળ થાય છે કે નહિ તેની તપાસ રાખવી જોઈએ ને? એ પણ કામ જ છે ને?'

ત્રીજે દિવસે બપોરને વખતે બજારમાંથી ચાલી આવું છું ત્યાં પેલી શાળા પાસે મોટરોની ઠઠ જામી છે, પોલીસો દોડાદોડી કરી રહ્યા છે અને લોકોનાં ટોળાં જામ્યાં છે. અંદરોઅંદર લોકો વાત કરી રહ્યાં છે: 'બરાબર હેડમાસ્તરસાહેબ ભાષણ કરવા ઊભા થયા કે પ્લેટફોર્મ ઊડી પડ્યું. બિચારા બે પાંચ મિનિટે ભાનમાં આવ્યા ત્યારે ભાષણનું કાગળિયું તો કયાં યે જઈ પડ્યું હતું!'

કોઈ માણસ પૂછી રહ્યો છે: 'પણ અહીં વળી શેનો ધડાકો થયો?'

પાસે ઊભેલો કોઈ છોકરો કહી રહ્યો છે: 'આઠ દિવસથી હેડ-માસ્તરસાહેબ શાળાનો વાર્ષિક ઉત્સવ ઊજવવાની વાતો કર્યા કરતા હતા. છોકરા કહે કે આ લડાઈને વખતે ઉત્સવ ન હોય, તો સાહેબ કહે: 'મારે ને લડાઈને શી નિસબત!'

થોડેક આગળ ચાલી ત્યાં પોલીસની મોટર પાસે ઊભો ઊભો કિશોર બધું જોયા કરે છે અને ખિસ્સામાંથી દાળિયા ફાકયા કરે છે.

થોડેક આઘે ચાલી ત્યાં કિશોર આવી મળ્યો. મેં પૂછ્યું : 'આ શી ધમાલ છે, કિશોર ?'

કિશોર કહે : 'કાંઈ નહિ, કુલસુમબેન ! એ તો લડાઈને અને હેડમાસ્તરસાહેબને શી નિસબત એનો બોધપાઠ.'

બીજે દિવસે બપોરે રણજિત અખતરાની વાતો કરતો હતો ત્યાં આવીને કિશોરે સમાચાર આપ્યા : 'હડતાળ હવે તૂટવા લાગી છે. વેપારીઓ બધા પાછલે બારણેથી વેપાર કરી રહ્યા છે. વખતચંદ શેઠે તો પોતાનો દોઢ લાખનો માલ એક સોદામાં સરકારને આપી દીધો છે. સત્યાગ્રહ સમિતિ તરફથી સમજાવવા ગયા તો કહે છે કે લડત કાંઈ આખી જિંદગી ન હોય અને આખી જિંદગી અમારાથી હાથ જોડીને બેસી ન રહેવાય.'

રણજિત કહે : 'માત્ર આપણાથી જ બેસી રહેવાય, એમ ?'

કિશોર કહે : 'હવે તો અમારી વાનરટોળીનાં અડપલાંથી પણ વેપારીઓ નથી બીતા. બીજું થાય પણ શું ?'

'અને આપણો અખતરો તો ચાલ્યા જ કરશે, એમ ?' રણજિત વિચારમાં પડીને બોલી રહ્યો છે.

સાંજને વખતે ઘેર પાછી ફરતી હતી ત્યાં 'આગ-આગ....' એવા પોકારો સંભળાતા હતા અને લોકો કાપડબજારમાં દોડાદોડી કરતાં હતાં.

હું લોકોને પૂછી રહી છું : 'આગ ક્યાં ?'

કોઈ બોલ્યું : 'કાપડ બજારમાં તો વખતચંદ શેઠનું અર્ધું ગોદામ બળી ગયું. હજી આગ કાબૂમાં નથી આવી. ગોદામ બળ્યે જ જાય છે.'

ગોદામ પાસે જઈને જોઉં છું તો બંબાવાળા તડામાર પાણી છાંટી રહ્યા છે. પાસે ઊભેલો ગુમાસ્તો કોઈને કહી રહ્યો છે : 'હજી આજે બપોરે તો પાંચ વેપારીઓને ફરીફરીને આખું ગોડાઉન

દેખાડેલું અને માલના નમૂના બતાવેલા. એમણે આ માલ સવાયા ભાવે લેવાનો સોદો કરી નાખેલો. હજી પાંચ કલાક પણ નથી થયા ત્યાં...'

બીજે દિવસે આવીને કિશોરે સમાચાર આપ્યા : 'કુલસુમબેન, હડતાલ સજ્જડ. હવે કોઈ પાછલે બારણે એક કટકો યે નહિ વેચે.'

બે દિવસ પછી સુધીરભાઈ આવેલા. તે મારી સાથે ચર્ચા કરી રહ્યા હતા : 'કુલસુમ, બીજું તો કાંઈ નહિ! પણ હવે આ લડત માર્ગ ચાતરતી જતી લાગે છે. સરકારને બદલે આપણા જ વેપારીઓ અને શાળાઓ સામે પગલાં ભરાય અને શાળા-બજાર બંધ રહે એ કાંઈ સારું કહેવાય?'

પાસે બેઠેલો રણજિત કહે : 'દેશના હિત આડા તેઓ આવીને ઊભા રહે તો બીજું થાય પણ શું?'

સુધીરભાઈ કહે: 'પણ દેશ એટલે શું? દેશ એટલે કાંઈ ભૂગોળનો નકશો નહિ. આ બધા માણસો જ ને? એમને ઠીક લાગ્યું તો ગઈ કાલ સુધી તેઓ લડતા હતા. હવે નથી લાગતું તો ન લડે. એમના પર કાંઈ આપણી ભાવનાની લડત ઠોકી બેસારી શકાય?'

રણજિત કહે : 'ઠોકી ન બેસારીએ અને સૌને ઠીક પડે એમ ચાલવા દઈએ તો દેશ સ્વતંત્ર શાનો થાય? વર્ષોથી ગુલામીમાં સબડી રહેલ આ દેશના લોકો સમજે ત્યાં સુધી રાહ જોઈને કાંઈ બેસી રહેવાય છે? એવી સમજનું પ્રજાતંત્ર તો સ્વતંત્ર દેશમાં ચાલે. આપણે ત્યાં આવે વખતે થોડીક સરમુખત્યારી વાપરવી પડે તો એમાં વાંધો નહિ.'

સુધીરભાઈ કહે : 'તો તો પછી લોકોની ગુલામી ગઈ જ ક્યાં? ગઈ કાલ સુધી તેઓ સરકારની ગુલામી નીચે જીવતા હતા. આજે આપણી ગુલામી નીચે જીવે. એમાં એમનામાં ક્યાં તાકાત આવી અને પ્રજા ક્યાં ઊંચે ચડી?'

મેં કહ્યું: 'ત્યારે, હવે આપણે કરવું શું? લડાઈ આટોપી લેવી?'

સુધીરભાઈ કહે: 'સ્વાતંત્ર્યની લડત કદી આટોપાતી જ નથી. એમાં આવા અનેક તબક્કા આવે અને જાય. તેથી કાંઈ નિરાશ થવાની જરૂર નથી. કદાચ આ તબક્કો આપણને પૂરો થતો લાગે તો આજથી જ આપણે બીજા તબક્કાની શરૂઆત કરી દઈએ. પણ આવી રીતે આપણે પોતે આપણી પ્રજાનું ખમીર ન તોડીએ.'

હમણાં હમણાં ચમનભાઈની અવરજવર અમારે ત્યાં વધી પડી છે. લડતની 'શેડો' કમિટીના એ સભ્ય છે. મારી પાસે માગણી કર્યા કરે છે કે: 'સૈનિકો આપો, સૈનિકો આપો. આ દિન ઊજવવો છે ને તે દિન ઊજવવો છે.'

હું કહું છું: 'પણ સૈનિકો કાઢવા ક્યાંથી?'

ચમનભાઈ કહે છે: 'તમારી પાસે તો ઘણા યે અનામત પડયા છે. છૂપી પોલીસ પણ કહે છે.'

છૂપી પોલીસના ખાતાની વાત આમની પાસે ક્યાંથી? વાત દબાવીને હું કહું છું: 'પણ તમે પોતે જ પકડાઈ જાઓ ને? તમે શા માટે પકડાતા નથી?'

ચમનભાઈ કહે છે: 'તો તો પછી લડત કોણ ચલાવે?'

હું કહું છું: 'સૈનિકો નથી તો લડત ચલાવવાની ક્યાં રહે છે? અને ગાંધીજીએ તો છુપાઈને લડવાની ના પાડી છે ને?'

ચમનભાઈ કહે: 'ગાંધીજી તો કહે. આપણે ક્યાં એમના જેટલા સંપૂર્ણ અહિંસક છીએ.'

પાસે બેઠેલો કિશોર કહે છે: 'એમ તો ગાંધીજી પોતે પણ ક્યાં સંપૂર્ણ અહિંસક છે? એમની અપૂર્ણતા આ રીતે દૂર કરવી એ આપણું શિષ્યોનું જ કામ છે ને?'

ચમનભાઈ કહે: 'એમ નહિ તો યે, સૌ સૌની શક્તિ અને સમજ અનુસાર લડે ને?'

મારી સામે જરા આડી આંખ કરી લઈને કિશોર કહેઃ 'આપણામાં શકિત હોય તો આ પોલીસોને આપણા જ ન બનાવી દઈએ? પછી લડવામાં વાંધો જ ન આવે.'

'મારા ભાઇ!' કહેતાં ચમનભાઈએ વાત ઊપાડી લીધી. 'કાર્યાલયે આવીને જોઈ જાઓ તો તમને સવાર-સાંજ છૂપી પોલીસના માણસો અને પોલીસો જ જોવા મળે. લાલભાઈ હતા ત્યારે એ લોકો આપણા કાર્યાલયથી એક ગાઉ દૂર ચાલતા. હવે તો આપણને ચોવીસ કલાક પહેલાં જ ખબર પડી જાય કે કાર્યક્રમ કરશું ત્યારે સૈનિકોને પકડવાના છે કે છોડી મૂકવાના છે. એ રીતે આગળથી સમજીને કાર્યક્રમ ગોઠવી દઈએ અને સુંદર કરી બતાવીએ. બન્ને ખાતાં આપણા હાથમાં હોય તેવી જ વાત.'

અને બીજે દિવસે કિશોરે આવીને સમાચાર આપ્યા કેઃ 'પેલા ભારતી-નિવાસમાં રહેતા પાંચ સૈનિકોને પોલીસ પકડી ગઈ છે અને મારફૂટ કરી રહી છે.'

મેં પૂછ્યુંઃ 'મારફૂટ શા માટે?'

કિશોર કહેઃ 'પોલીસ અને છૂપી પોલીસનું ખાતું આપણા હાથમાં છે એટલા માટે!'

ન સમજાતાં મે પૂછ્યુંઃ 'એટલે?'

'એટલે એમ કે-' કિશોરે કહ્યુંઃ 'એ સૈનિકોને કાર્યક્રમમાં ભાગ લેવા ચમનભાઇએ કહેલું. પણ એ સૈનિકો કહેઃ 'માત્ર પકડાવાના કામમાં અમારે નથી પડવું.' અને સાંજે જ છૂપી પોલીસને એવી બાતમી મળી કહેવાય છે કે શાળામાં ધડાકો કરનાર અને વખતચંદ શેઠના ગોદામને આગ લગાડનાર ભારતી-નિવાસમાં બેઠા છે. બસ, પછી ગિરફતારી અને મારફૂટને કેટલી વાર?

'પણ ભડના દીકરા છે એ સૈનિકો. કહે છે કે અમે એ નથી

કર્યું. એમને મનાવવા પોલીસ મારતી જાય છે પણ એક સિસકારો યે બોલાવતા નથી. આપણા હાથમાં આવા સૈનિકો હોય તો—' કિશોર કહે છે.

અને પાંચમે દિવસે એ સૈનિકોને થાકીને પોલીસે છોડી મૂકયા ત્યારે કિશોર એમની ભરતી કરી લાવ્યો છે. એમનો માર રૂઝાય કે તરત શું કામ આપવું એ વિચારતાં અમે રાતને વખતે બેઠાં છીએ ત્યાં બત્તી બંધ. ઊભા થઈને રણજિતે સ્વીચ જોઈ તો બરાબર હતી. છતાં બત્તી કાં બંધ?

'હો...હો...'

અરે! આ અવાજ શા? બારીએ જઈને જોઈએ તો આખા ગામમાં અંધારું છે. વીજળી બંધ થઈ છે કે શું?

બે મિનિટ, પાંચ મિનિટ, અર્ધો કલાક, કલાક, બે કલાક. સવારના પાંચ વાગે છ કલાક બાદ વીજળી શરૂ થઈ. કિશોર રાતનો દોડાદોડી કરીને સવારે અધૂરા સમાચાર આપી રહ્યો છેઃ 'અહીંનાં સ્ટેશન બરાબર છે. અહીંનાં મશીનમાં કશો વાંધો નથી આવ્યો. પાંચ માઇલ દૂરના પાવર–હાઉસમાંથી વીજળી આવે છે ત્યાં રસ્તામાં જ કાંઇક થયું લાગે છે.'

હળવેથી હસતો રણજિત કહે છેઃ 'ત્યારે એ રાયમલ હોવો જોઈએ.'

હું પૂછું છુંઃ 'રાયમલ કોણ?'

રણજિત કહેઃ 'હરિપુરમાંથી મોરચો ઊભો કરીને ભાગી ગયેલો જુવાન કોળી વકીલ રાયમલ. કહે છે કે ઉઘાડે બહારવટે ચડયો છે. એની આ પાવરહાઉસ માથે નજર છે એમ મેં સાંભળેલું.'

બીજે જ દિવસે હરિપુરમાં અત્યાચારો થયાની વાત આવી. અમરત પટલાણીનો વેશ લઇને ત્યાં હું ઊપડી ત્યારે મનમાં બે

ઇચ્છા હતી. એક તો ત્યાંની બહેનોને આશ્વાસન આપવાની અને બીજી બની શકે તો રાયમલની તપાસ કરતા આપવાની. સદ્‌ભાગ્યે સુધીરભાઈ પણ ત્યાં જ હતા. તેમણે પોતે રાયમલના બધા સમાચાર આપ્યા. મેં કહ્યું : 'મારે એમને મળવું છે. બની શકે?'

સુધીરભાઈ કહે : 'એ ચાર દિવસ લાગી જાય ત્યાં સુધી રંગપુર રહે તો પત્તો મેળવી આપું અને મુલાકાત કરાવી આપું.'

આ વાતો થતી હતી ત્યાં મોટર આવીને ઊભી રહી. મોટર–ડ્રાઇવર કહે કે: 'કુલસુમબેન છે?' હું તરત હેબતાઈ ગઈ. અમરતને નામે હરિપુરમાં આવેલી મને કુલસુમને નામે કોણ તેડવા આવ્યું છે? જઈને જોઉં તો અરુણાના બાપુજીનો મોટર–ડ્રાઇવર. મેં પૂછ્યું : 'કેમ કાસમ?'

રોતીસૂરત જેવા અવાજે કાસમ કહે : 'ચાલો બહેન! અત્યારે ને અત્યારે બાપુજીએ તમને તેડાવ્યાં છે.'

મેં પૂછ્યું : 'પણ કાંઈ કામકાજ? અચાનક?'

ડ્રાઇવર કહે : 'કાંઈ કહેવાની ના પાડી છે. કહ્યું છે કે કુલસુમ મારે દીકરી જેવી છે એટલું કહીશ એટલે ગમે એવું કામ હશે તો યે ચાલી નીકળશે. એક ઘડી પણ રોકાવાની ના પાડી છે.'

શી વાત હશે? કાસમ પણ હમણાં રોયો કે રોશે એવો થઈ ગયો છે. સુધીરભાઈની રજા લઇ હું મોટરમાં બેસી ગઇ. કાસમે મોટર મારી મૂકી અને આંખના પલકારામાં તો મોટર અરુણાના બંગલામાં આવીને ઊભી રહી. ઊતરીને જોઉં છું તો આસપાસ ઊભેલાં માણસોનાં મોઢાં પર પણ નૂર નથી. કોઇનો બોલવામાં ચેતન નથી. હું બંગલાને પગથિયે ચડી કે નોકર કહે: 'ઉપર અરુણાબેનના ઓરડામાં જ બાપુજી તમારી રાહ જુએ છે.'

શું છે આ? એવા વિચારથી ભારે હૈયે જેવો મેં અરુણાના ઓરડાની ઓસરીમાં પગ મૂકયો ત્યાં તો હૈયાફાટ રોતાં અરુણાનાં બા મને

વળગી પડયાં. રૂએ છે, રૂએ છે, ચોધાર રૂએ છે. મને છોડતાં નથી. શી વાત છે આ? મારે આશ્વાસન પણ કેવી રીતે આપવું? 'માસી ..માસી...' હું બબડયા કરું છું, પણ રોતાં અટકતાં જ નથી.

બીજી જ ક્ષણે રોતો રોતો અરુણાનો ભાઇ પણ આવ્યો. મેં પુછ્યું: 'શી વાત છે અનિલ?'

રોતો રોતો અનિલ કહે: 'અરુણાબેન...' એટલું બોલી વળી એ રોવા લાગ્યો.

શું છે અરુણાને?—એમ વિચારું છું ત્યાં બીજાં સગાંઓએ આવીને અરુણાનાં બાને પકડી રાખ્યાં અને હું અરુણાના ઓરડા તરફ ચાલી. જઇને અંદર જોઉં તો ઓરડામાં ટાંગેલા પર્દા પાસે અરુણાના બાપા નીચે આંખો ઢાળીને બેઠા છે અને આંખોમાંથી ટપ ટપ આંસુ પડી રહ્યાં છે. મને જોઇને કહે: 'આવી કુસુમ? લે આ વાંચ.' કહી એમણે એક કાગળ આપ્યો.

કાગળ હાથમાં લેતાં મેં પુછ્યું: 'શું બન્યું છે, માસા?'

'મારું કમનસીબ, બેટા! બીજું કાઇ નહિ.' કહેતા રડવા લાગ્યા.

કાગળ ઉઘાડીને જોઉં તો અરુણાના જ અક્ષર. અંદર લખ્યું છે: 'જો હું દેશનું કાર્ય કરી જેલમાં જાઉં છું તો મારા પિતાને હું કલંક સમાન લાગું છું અને તેઓ મારા વતી માફી માગીને, દંડ ભરીને મને છોડાવી લાવે છે. આ રીતે હું બહાર આવું છું તો હું મને પોતાને આ દેશને કલંકરૂપ લાગું છું. મને લાગે છે કે મારી હસ્તી જ કલંકરૂપ બની જતી હોય તો મારે એ હસ્તીને મિટાવી દેવી અને બન્ને કલંકને ધોઇ નાખવાં.

'મારા બાપુજીને હું મારી વાત નથી સમજાવી શકતી. એમને લાગે છે કે આખું જીવન જેનું અન્ન ખાધું એ સરકારને તેમણે વફાદાર રહેવું જોઇએ અને એ વફાદારી મારે પણ અદા કરવી

જોઇએ. એમને એ વાત ગળે જ ઊતરતી નથી કે એમણે આખી જિંદગી આ દેશનું જ અન્ન ખાધું છે.

'આજે કુસુમ અહીં નથી અને ચાર દિવસ સુધી હજી આવવાની નથી. સુભાગી છે એ. મરતાં પહેલાં એને મળવાની ઇચ્છા હતી. પણ આ ઘરમાં ચાર દિવસ રહી શકું તેવી મારી સ્થિતિ નથી. કુસુમને કહેતી જાઉં છું કે બહેન, મારા કુટુંબને એકની એક દીકરી તરીકેની મારી ખોટ લાગે તો તું પૂરી પાડજે. પરલોકમાં બેઠાં બેઠાં યે મારો આત્મા તારા કામ સાથે જીવવા તલસતો હશે.

'મારો અંત ઝેરથી લાવવાની તૈયારી હતી. પણ એના કરતાં જેને બાપુજી પોતાની વફાદારીનું પ્રતિક માને છે એ પિસ્તોલનો જ કાં ઉપયોગ ન કરું ? એનું પણ જો કાંઇક કલંક ધોઇ શકું તો—

'મારા દેશને માટે કાંઈ કરી શકી તો નથી. અંધારે ખૂણે મરી શકું તો યે ગનીમત.

## ' करेंगे या मरेंगे '

પૂરો કરતાં જ કાગળ મારા હાથમાંથી હેઠે પડી ગયો કે તરત જ રોતાં રોતાં અરુણાના બાપાએ બીજો કાગળ મારા હાથમાં મૂક્યો. એમના જ ખાતાના વડાને ઉદ્દેશીને લખેલો પત્ર. સાર આટલો જ: 'I beg to resign...' રાજીનામું આપું છું.

એ કાગળ પૂરો કર્યો કે તેમણે પર્દો હટાવી લીધો. અંદર નજર કરું તો એક સુંદર બાજઠ ઉપર, આખે શરીરે સફેદ વસ્ત્રો પહેરીને પલોંઠી બીડેલ અરુણા આડી પડી ગઇ છે, પણ દીવાલના ટેકાને કારણે તદ્દન હેઠે પડી ગઇ નથી. એક બાજુ દીવો કરેલ કોડિયું છે, બીજી બાજુ ધૂપસળી પડી છે. બાજઠની પડખે ટકરાઈને પિસ્તોલ આડી પડી છે અને ગળા સોંસરવી ચાલી જઈને ગોળીએ ખોપરીનો પાછલો ભાગ ઉડાડી દીધો છે. સ્વમાની માનવીની જેમ ગોળીના થડકે માથું સહેજ

પાછળ નમી ગયું છે. લોહીના રેલાએ વસ્ત્રોને ખરડી નાખ્યાં છે. મોઢા પર નથી હાસ્ય, નથી શોક. કૃતનિશ્ચયતાની ગંભીરતા છાઈ ગઈ છે.

દૃશ્ય જોતાં જ હું ન રહી શકી. 'અરુણા, અરુણા, બહેન...' કહેતી દોડી અને એને વળગી પડી. મારી નાનપણની સાથીદાર, મારી અંતરની વાતોની જાણનાર, દુઃખને વખતે હૈયું ઠાલવવાનો એક જ માત્ર આધાર-અરુણા–બસ ચાલી ગઈ? પણ આ લડતના દિવસોમાં મારી એ લાગણીને કયાં વ્યક્ત કરવા બેસું? જ્યારે મને અરુણાના બાપાએ અરુણાથી અળગી કરી ત્યારે બે કલાક વીતી ગયા હતા. એની અંત્યેષ્ટિ–ક્રિયા કરીને પાછાં આવ્યાં ત્યારે રાત હતી કે દિવસ તેનું યે ભાન ન હતું. મને ઘર સુધી મૂકવા આવેલો કિશોર ગાયા કરતો હતો:

**દિલા ન સકે યદિ, તુમ વતનકો આઝાદી,**
**ખૂને ખંજર કો, કલેજેમેં મ્યાન કરતે રહો...**

એ મને મૂકીને કયારે પાછો ગયો એની યે ખબર ન રહી. અચાનક મારે કાને અવાજ પડવા લાગ્યો. જાણે કોઈ ફકીર ગાઈ રહ્યો છે:

**હર નગરી ઢુંઢા ફીરા મૈં બન બનકે ભિખારી,**
**જોગી કા બરના હમને લિયા યાર કી ખાતિર...**

અરે? આ તો પરિચિત અવાજ લાગે છે. જિતુભાઈ તો નહિ? જોઉં તો ઘડિયાળમાં અગિયાર વાગ્યા છે. અત્યારે એ અહીં કયાંથી હોય? હજી એમને તો અઢી માસની જેલ બાકી છે ને?

અવાજ પાસે ને પાસે આવવા લાગ્યો. બારણું ઉઘાડીને ઊભી રહી ત્યાં તો જિતુભાઈ ચાલ્યા આવે છે. પાસે આવતાં પાછળ નજર ફેંકીને તરત ઉપર આવતા રહ્યા. કાંઈ જ બોલ્યા વગર પગથિયાં ચડવા લાગ્યા. પાછલા ઓરડામ મારી બુઢ્ઢી મા સૂતાં છે, એને ખબર ન પડે તેમ ઉપરને ઓરડે આવવા ઈશારત કરી. જઈને ઉપર બેસતાં મેં પૂછ્યું: 'અત્યારે? અચાનક? તમે તો જેલમાં હતા ને?'

'જેલમાં હતો તે કાંઇ જેલમાં રહેવા માટે નહિ.' જિતુભાઇએ કહ્યું.

'પણ તમે ત્યાંથી ભાગી આવ્યા કેવી રીતે?' મેં પૂછ્યું.

'કોઈ મોટી બહાદુરી નથી કરી, કુલસુમ. ત્યાં નવાં ઝૂંપડાં બાંધવા વાંસડા લાવ્યા છે. વાંસડા દીવાલને અઢેલીને જ રાખ્યા છે. સાંજે છ વાગ્યે બધા જમવા ગયા ત્યારે મેં વાંસડે ચડીને બીજી બાજુ પોલજંપ કર્યો. બસ, આટલું જ. હજી રાતના નવ વાગે કદાચ ગણતરી થઈ હશે ત્યારે એક કેદી ખૂટયો લાગશે. કયો કેદી એ તો બીજા ચાર કલાકે ખબર પડશે. એ વખતે તો હું આરામથી ઊંઘતો હોઇશ. બોલ, શા સમાચાર છે? કામની શી સ્થિતિ છે? અત્યારે જ કહી જા એટલે વહેલી સવારથી કામે ચડી જવાય. અને ઘરમાં કાંઈ ખાવાનું હોય તો લાવ. મારા ભાગનું જેલનું રેશન કોણ જાણે કોને મળ્યું હશે.'

૧૦

# ફનાને પંથે

## જિતુની આત્મકથા

એક પછી એક મારા અતરંગ મંડળના સભ્યો મળવા આવે છે અને પુછ્યા કરે છેઃ 'જિતુભાઈ, તમે? જિતુભાઈ, તમે? તમે તો જેલમાં હતા ને કયાંથી આવી ગયા?' અરે ભાઈ, જેલમાં ગયો હતો ખરો, પણ ગાંધીજીએ જ આ લડત શરૂ કરવા ટાણે કયાં કહ્યું ન હતું કે આ વખતની લડાઈ જેલભરતીની નથી. જેલમાં ગયે સ્વ-રાજ્ય મળતું હોત તો દસ વરસ જેલમાં કાઢતાં યે વાંધો ન આવત.

'પણ તમે ભાગી આવ્યા કેવી રીતે?' એમ બધા પૂછ્યા કરે છે. અરે ભાઇ મૂકો ને એ બધી પંચાત. કેવી રીતે શું? સરકારકા કાયદા તોડ દિયા. મોટી બહાદુરી નથી કરી. નાની જેલમાંથી છૂટીને પારતંત્ર્ય ભોગવતા આ દેશની મોટી જેલમાં તો હજી બેઠો છું જ ને? એ જેલમાંથી દેશને કેમ મુક્ત કરવો એ મુદ્દાની વાત પર જ આવો ને? પણ એ વાત પર આવતાં બધા નિરાશાને પાટલે બેસીને વાતો કરે છે.

હરીન્દ્ર કહે છે: 'પરમ દિવસ સુધી ક્રાન્તિ, ક્રાન્તિની વાતો કરતા વિદ્યાર્થીઓ ગઇ કાલ સુધી, અમે 'અન્ડરગ્રાઉન્ડ' છીએ એમ કહીને ફર્યા કરતા હતા અને આજે તો શાળામાં ભણવા બેસી જઇને ટર્મના દિવસોની ગણતરી કરી રહ્યા છે. કહે છે કે હવે તો લડાઈ પતી ગઇ. હવે બહાર રહીને અમારે કરવું શું? 'કેરીઅર'નો પણ સવાલ છે.'

કિશોર કહે છેઃ 'એક વાત ખૂટે છે, હરીન્દ્રભાઇ. વિદ્યાર્થીઓ તો કહે છે કે બરાબર ભણીને સરકારી ઊંચી નોકરીમાં ગોઠવાઈ જવાની જરૂર છે, જેથી આવતી લડત વખતે ટપોટપ રાજીનામાં આપીને સરકારના હાથપગ ઢીલા કરી દેવાય. આ વખતે અમલદારોએ રાજીનામાં ન આપ્યાં એટલે જ સરકાર ટકી ગઈ. હવે ' ફાઈટ ફ્રોમ વિધિન : અંદરખાનેથી લડવાનો મોરચો' ઊભો થઈ ગયો છે. '

પ્રમોદભાઇ કહે છે : ' મૂકો ને વિદ્યાર્થીઓની વાત. પણ આ બધા વેપારીઓ કાલ સુધી પાછલે બારણે બેઠા વેપાર કરતા હતા તે આજે શરમ છોડીને સીધા સરકારી કોન્ટ્રાક્ટ લેવા માટે પડાપડી કરી રહ્યા છે.'

પ્રશાન્ત કહે છેઃ 'એ તો લોકોએ લડત પડતી મૂકી એટલે વેપારીઓ યુદ્ધ–ઉત્પાદનમાં ઘૂસીને સરકારને અંદરથી અર્થહીન કરી રહ્યા છે. સરકારને જ પૈસે સરકાર ભાંગી પડે એવો આ યુદ્ધનો બીજો તબક્કો છે, પ્રમોદભાઇ. '

પેલો રણજિત કહે : ' વિદ્યાર્થીઓ કે વેપારીઓ કદી આખી લડતમાં સાથે રહે એમ માનીને ચાલવાની તો કોઇ મુર્ખાઈ ન કરે. પણ આ મજૂરો અને ગામડાના લોકો ભાંગી ગયા એટલે તો આપણી લડત ભાંગી ગઈ જ ગણવી ને ?'

પ્રશાન્ત કહેઃ 'મજૂરોએ અને ગ્રામજનોએ આ વખતે કાંઈ ઓછી તાકાત નથી બતાવી. પણ એમના પર જે દમનો થયાં છે એની તો આપણે કલ્પના પણ નહોતી કરી.'

કુલસુમ કહે છેઃ 'આપણે જ શા માટ, આપણા કોઈ નેતાએ પણ એવી કલ્પના ક્યાં કરી હતી ? બધા એમ જ માનતા હતા કે લોકો લડશે એમ સરકાર કશું જ દમન કર્યા વગર પીછેહઠ કરતી માર્ગ મૂકતી આવશે અને આપણા હાથમાં સ્વરાજ્ય આપી દેશે. અને મજૂરો કે ખેડૂતો દમનથી દબાઈ ને બેસી ગયા એ વાત જવા

દઇએ, તો ગઇ કાલ સુધી આપણી સાથે લડતમાં કામ કરનારા જ સરકારે રેશનીંગ ઓફિસો ઊભી કરતાં એની અંદર ઓફિસરો બની બેઠા છે એનું શું ?'

હું કહું છું: 'જુઓ ભાઈ, આપણી નિર્બળતાઓને જ ગણવા બેસશું તો કશું કામ નહિ થાય. એક વાત ચોકખી છે કે આવી લડત સાંગોપાંગ સમગ્ર પ્રજા લડે એમ માનવાની કશી જરૂર નથી. એ પ્રજામાંથી આપણને સૈનિકો મળતા રહે એટલે બસ. પણ આજે આપણને સૈનિકો યે મળતા બંધ થયા છે. પરંતુ હજી આપણે તો જીવતા બેઠા છીએ ને ? આપણને આપણી તાકાતમાં વિશ્વાસ છે ને ? આપણે મુઠ્ઠીભર માણસો કાંઈ હવે આ સલ્તનતને નહિ મિટાવી શકીએ, પણ હવે આપણી લડતના સ્વમાનનો પ્રશ્ન ઊભો થયો છે. આઝાદીની લડતનો ઝંડો અણનમ રાખતાં અને આપણી લડાઈ ચાલુ છે એનું સરકારને તેમ જ પ્રજાને સતત ભાન રખાવતાં જો આપણા જેવા થોડાકનાં બલિદાન અપાઈ જાય તો યે આપણાં જીવન હું ધન્ય માનું. આટલી તૈયારી હોય તે જ હવે લડતમાં રહેવાની વાત કરે. બોલો, કેટલા તૈયાર છો ?'

પણ અહીં એ પ્રશ્નની જરૂર જ ક્યાં હતી ? મારા જેવી જ ભાવ-નાથી ભેગા થયેલા આ બધા તો શું કરવું અને શું નહિ એની મથામણમાં જ આટલા દિવસોથી ધમધમતા બેઠા છે. માત્ર દેશની નિરાશાના સમાચાર આપે છે એટલું જ. હું જેલમાં ગયો ત્યારથી અત્યાર સુધીમાં તેમણે જરા જેટલો પણ સમય નિરર્થક ગુમાવ્યો નથી. તૈયારી, તૈયારી, તૈયારી, સિવાય બીજી વાત કરી નથી. પણ હું પૂછું છું: 'આ અખતરા પાછળ આટલો બધો વખત શા માટે આપ્યો ? કોઈ કાર્યક્રમ કરતી વખતે પોલીસોને ડરાવવા સિવાય કે એમનું ધ્યાન બીજે ખેંચવા સિવાય એની વધારે ઉપયોગિતા આંકવી ન જોઈએ. ત્રાસવાદી પ્રવૃત્તિ તે આપણું નિશાન છે જ

નહિ. આપણે ત્યાંના જૂના ક્રાંતિકારીઓનાં જીવન બોધપાઠ રૂપે પડેલાં છે છતાં કેમ ભૂલી ગયા ?'

હરીન્દ્ર કહે છે : 'એ વસ્તુની એટલી જ ઉપયોગિતા અમે આંકી નથી. ભાંગફોડમાં સીધું મદદગાર થાય એવું શોધવાના જ અમારા પ્રયાસો હતા. પણ આપણે માટે તદ્દન નવું જ ક્ષેત્ર, કશાં જ સાધનો નહિ, ઊલટાંનાં બંધનો જ બંધનો. એટલે ધાર્યાં પરિણામ નથી મેળવી શકાયાં.'

મેં કહ્યું: 'મૂકો એ વાતો. હવે સીધાં કાર્યક્રમ પર આવીએ.'

પહેલો જ કાર્યક્રમ પેટ્રોલની ટાંકીની વાત પતાવવાનો હતો. એને માટે જ આ પંદર દિવસ બગાડવા પડ્યા છે ને? એ પતાવવા મારે પોતાનં જ જવું છે. પણ બધાએ વાંધો ઉઠાવ્યો: 'એક તો તમે નારીનિ આપો છો. તમારે માટે રૂ. ૫૦૦) નું ઇનામ જાહેર પણ થઈ ગયું છે. પણ તે સિવાય, સૈન્યની દૃષ્ટિએ જોઈએ તો દરેક મોરચે સેનાપતિ ખુદ જાય અને પકડાઈ જાય તો સંચાલન કેમ થાય? આટલા દિવસ બગડ્યા તો યે ખ્યાલ નથી આવ્યો કે?'

મારે આગ્રહ છોડવો જ પડ્યો. રણજિત અને કુસુમે વાત માથે ઉપાડી લીધી છે. રણજિત કહે કે અમને વિગતો આપી દો એટલે આવતી કાલે સવારે તમારા હાથમાં પરિણામ. પછી કાંઈ? કિશોર કહે: 'સાથે મારી પણ ગણતરી રી લેજો. એકલા દોડામાં હવે રસ તથી રહ્યો.' પ્રશાન્ત કહે છે: 'આવા જોખમી કામમાં તને ક્યાં લઈ જવો? ઊલટો ક્યાંક ભારે પડી જાત' કિશોરે કહે : 'હું કેવો કામમાં આવીશ એ કુસુમબેન સાથે જ સમજી લઈશ.'

બસ, જેમને કામ સોંપ્યું છે તે યોજના વિચારવા બેસી ગયાં. મેં કહ્યું : 'આવાં કામ કરવા જતી વખતે હંમેશાં એક તૈયારી સમજીને જ ઊપડતાં રહેજો. કદાચ પકડાઈ જવાય તો સત્તાવાળા વાત કઢાવવા આકાશ–પાતાળ એક કરવાના જ. એવે વખતે બધા જ

ટકી શકે એમ આશા ન રાખી શકાય. પણ કદાચ કહેવું જ પડે તો ઓછામાં ઓછા બે–ચાર દિવસ ખેંચી જ કાઢવા, જેથી એટલા વખતમાં પાછળનાં વગેસગે થઈ જાય અને સાધન–સામગ્રી ફેરવી નાખી શકાય. કહેવાનું પણ જેટલું બની શકે તેટલું બિનજોખમી રાખજો.'

એ પછી આખો દિવસ બીજી પાર્ટીઓને મળતાં કેમ પસાર થયો એ ખબર પણ ન પડી.

પેલા શાંતિકુમાર આવેલા. એ કહે કે અમે આગાખાન મહેલમાં લાગવગ લગાડી જોઈ છે અને ભરોસાપાત્ર સ્થળેથી સાંભળવા મળ્યું છે કે ગાંધીજી ભાંગફોડના કામની વિરુદ્ધ નથી.

પેલા ગાંધીવાદી વિષ્ણુભાઈ આવેલા. તે કહે કે અમને પણ સમાચાર મળ્યા છે કે ગાંધીજી આ વખતે આવી કોઈ પ્રવૃત્તિ સામે વાંધો ઉઠાવવાના નથી.

ત્યારે અહિંસક સંગ્રામના સંચાલક ચમનભાઈને જેલમાંથી મનસુખભાઈ તરફથી સંદેશો મળ્યો છે કે આ ભાંગફોડનાં કામ કરનારાને કશી મદદ ન આપતા. એમને આપણી પ્રવૃત્તિ હોય ત્યાં ઊભા પણ રહેવા ન દેતા. લાગતાવળગતાને પણ કહી દેજો. અમને ભરોસાપાત્ર રીતે જાણવા મળી ગયું છે કે ગાંધીજી આ પ્રવૃત્તિની વિરુદ્ધ છે.

ગાંધીજી આગાખાન મહેલમાં પુરાઈને કલ્પવૃક્ષ બની ગયા છે કે શું ? સૌને મનવાંછિત ફળ એમના નામમાંથી મળી રહ્યાં છે !

પણ વિષ્ણુભાઈને હજી કાંઈ ન કરી શકવાનું ભારે દુઃખ છે; એ કહે છે: 'હજી કાંઈ સાધનો મળ્યા નહિ ત્યારે કરવું શું ? કામ વગર સાથીદારો હવે કંટાળ્યા છે. કાંઈક ન થાય તો છેવટ ચોડેધાડે કાંઈક કરીને પકડાઈ જવાનું મન થાય છે. આમ ને આમ હાથ ઝાલીને કેમ બેસી રહેવું ?'

હું કહું છું : 'હજી ધીરજ રાખો. બની શકશે તો થોડા વખતમાં આપણે સાથે રહીને જ કાંઈ યોજના વિચારી નાખશું.'

પેલા સોમાભાઇનાં હજી ડગલો–ચશ્માં દૂર નથી થયાં. એ કહે: 'હજી સુધી કાંઇ ભલે ન કરી શકાયું, જિતુભાઇ! પણ હવે બે–ચાર દિવસમાં ધડાકો થયો જાણો. આ વખતે તો એવું રસાયણ શોધી કાઢયું છે કે ઓરડામાં એક ટીપું નાખો કે અંદર બેઠેલા એકેએક બેભાન. આપણે જ સભાન. ગમે તે કરીને લહેરથી ચાલ્યા આવો ને.'

હું કહું છું : 'જોજો ભાઇ, એ ટીપું લાવીને ક્યાંક મારે જ ઓરડે ન અજમાવતા!'

રાતના ચાર કલાક હરીન્દ્રે એના અખતરા બતાવવામાં વિતાવ્યા. ગજબનો છે આ છોકરો. ઘેર બેઠાં એણે આપઉકલતથી ઓછામાં ઓછા ને સસ્તામાં સસ્તા માલે કેવાં સાધનો ઊભાં કર્યાં છે? બરાબર સમય પ્રમાણે કામ આવે તેવાં સાધન, દૂરથી ફેંકી શકાય તેવાં સાધન, હાથોહાથ ફેંકી શકાય તેવાં સાધન, ચાર ફૂટની દીવાલને પણ અસર કરે તેવાં સાધન. માત્ર એને જોઇએ તેવો માલ પૂરો મળતો નથી એટલો જ વાંધો છે. એક ભયંકર રસાયણ શોધવા હજી યે બેઠો બેઠો એ મિશ્રણો કર્યે જ જાય છે.

એક પછી એક રસાયણનાં ટીપાં એ નાખતો જાય છે અને મિશ્રણો કર્યે જાય છે ઘડીક ભડાકો થાય છે, તો ઘડીક ધુમાડો. ઘડીક મિનિટોની મિનિટો ચલી જાય છે અને હરીન્દ્ર વાતો કર્યે જાય છે. એની વાતોમાં ક્યારે ઊંઘ આવી ગઇ તેની ખબર પણ ન પડી.

સવારે મારે સલામત સ્થળે જતો હતો ત્યાં જ ટણણન્ ટણણન્ કરતા બંબા પેટ્રોલની ટાંકીઓ તરફ દોડયે જતા હતા.

સ્થળે પહોંચતાં જ કિશોરે આવીને ફરિયાદ કરી: 'તમારે કહી દેવું હોય તો કહી દેજો આ કુલસુમબેનને. આમ જુઓ, અમને આટલો બધો માર ખવડાવ્યો.' આમ કહીને પહેરણ ઊંચું કરે તો આખે શરીરે સોળ ઊઠયા છે.

મેં પૂછયું: 'કુલસુમબેને તને માર ખવરાવ્યો? કેમ કરતાં!'

કિશોર કહેઃ 'કેમ કરતાં શું ! કાલે અજવાળી રાત હતી એટલે કહે કે અમે નિશાની કરીએ ત્યાં સુધી તારી સેનાને લઇને બંદરકાંઠે નાગેલિયો દા રમજે. અમારાથી કાંઈ ના પડાય છે ? રમવા ગયા તો મિલિટરીના સોલ્જરો ના પાડવા આવ્યા. મારે તો મારા સેનાપતિનો હુકમ માનવો ને ? કહ્યું કે અમે તો રમવાના જ. બસ, ચાર ચાર કલાક સુધી લાલ બત્તી ન થઈ ત્યાં સુધી નાગેલિયો દા રમવો પડયો અને આટલો માર ખાવો પડયો. એ પછી નિશાની થઈ, એની સાથે એકદમ ભડકા થયા એટલે ભાગતાં ભાગતાં બે વાર પડી જતાં ગોઠણુ ભાંગ્યા તે વધારામાં.'

કિશોરે વાત પૂરી કરી ત્યાં રણજિત અને કુલસુમ આવી પહોંચ્યાં. સાથે એમના છ જોડીદારો પણ છે. બધાનાં કપડાં કાદવ કાદવ ભરેલાં છે, પણ મોં પર ઉત્સાહનો પાર નથી. આવતાં વેંત અંદરના ઓરડામાં આડાં પડતાં ખિખિયાટા ગજવવા લાગ્યાં અને એકબીજા સામે જોઈ ડોળા ફાડતાં કહેવા લાગ્યાંઃ 'ભૂ..ત ! વોય બાપ રે...ભૂ..ત !'

હું પૂછું છુંઃ 'અરે શી વાત છે ? ગાંડાં તો નથી થઈ ગયાં ?' બધા કુલસુમની સામે જોઈને કહે છેઃ 'ભુ...ત...ભૂત... !'

માંડ માંડ અરધી કલાકે બધાં હસતાં બંધ થયાં પછી રણજિત વાત કહી શકયો તે આ હતીઃ 'અમે આવે ખાડીમાંથી પડીને તરતા તરતા ટાંકીથી દૂર એકાદ માઇલે બંદર ઉપર આવતાં રહ્યાં. ટાંકી પાસે આવ્યા ત્યારે જોયું તો કિશોર બંદરકાંઠે શહેર બાજુ નાગોલિયા દા રમી રહ્યો હતો અને પહેરેગીરો એને તગડી રહ્યા હતા. અમે ઉત્સાહમાં ને ઉત્સાહમાં ટાંકી પાસે આવીને જોઇએ તો એક પહેરેગીર પાયામાં જ સૂતો ઘોરે. કદાચ એ જાગી જાય તો ? એને દબાવ્યા વગર છૂટકો નહિ. મેં કહ્યુંઃ 'બોલો કુલસુમબેન, કયું કામ કરો છો ? ટાંકી પર ચડવાનું કે પહેરેગીરને દબાવવાનું ?' કુલસુમબેન કહેઃ 'જોખમી કામ મારું.' તરત એ બીજા બેને લઈને પાછાં ખાડીએ ઊપડયાં. આખે

શરીર, મોઢે કાદવ ભૂંસીને પહેરેગીર માથે બેસી પડયાં. હાથમાંથી હથિયારો ખેંચતાં ડોળાં તાણીને કહે: 'ભૂ..ત!' બિચારા પહેરેગીરના-યે ડોળા તણાઈ રહ્યા. બોલે કે ચાલે, દરમ્યાન અમે ટાંકી માથે ચડીને મૂકવાની વસ્તુ મૂકી દીધી. પણ કદાચ પાછળથી પહેરેગીર બૂમ મારે તો? એ બીકે 'ભૂ...ત!' 'ભૂ..ત!' કહેતાં એની બંદૂક બતાવતાં બતાવતાં મોં આડા ડૂચા દઈને ટાંકીથી દૂર મોટા પત્થર સાથે બાંધી દીધો. બંદૂક ઉપાડીને ખાડીમાં ફેંકી દીધી અને અમે ભાગી છૂટયાં. પણ તરતાં તરતાં પાછળ જોઈએ તો ભડકા નીકળે અને આગળ જોઈએ તો એક માછીમાર હોડી લઈને છાનાંમાનાં માછલાં મારે. અમને જોઈને બિચારો ડરી ગયો. એને થયું કે પહેરેગીરો આવ્યા. બિચારો હાથે પગે લાગવા લાગ્યો. કુલસુમબેન કહે: 'હમણાં ને હમણાં ખાડી પાર કરી દે તો સાહેબને તારો રિપોર્ટ ન કરીએ.' બિચારે હલેસાં મારીને તીરવેગે ખાડીપાર કરી દીધા. અમે ઊતર્યાં કે એ ભાગ્યો આથમણી તરફ અને અમે ભાગ્યાં ઉગમણી તરફ. શહેરમાં પ્રવેશ કર્યો ત્યારે ટણુણુન્ કરતી ફાયર બ્રિગેડની મોટરો ટાંકી તરફ દોડી રહી હતી.'

બસ, બીજા દિવસ સવારથી પોલીસની દોડધામ શરૂ થઈ ગઈ છે. જોગજોગે આ અરસામાં જ લાલપુર–અંકોડા વચ્ચે એક ટ્રેન ઊથલી પડી છે. પછી તો બાકી શું રહે? સ્ટેશને પોલીસો, શહેરમાં પોલીસો, પરામાં પોલીસો. ચારે બાજુ દોડધામ મચી ગઈ છે.

બીજે દિવસે વિષ્ણુભાઈ આવેલા. તે કહે: 'ટાંકી તૂટતાં તો કરોડોનું નુકસાન થયું. ગજબનું કામ થયું કહેવાય. કોણે કર્યું હશે?'

હું કહું છું: 'રામ જાણે, ભાઈ! મને તો હજી મળવા–કરવામાંથી કોઈને પૂછવાનો યે કયાં વખત રહે છે?'

ત્યાં તો બપોરે આવીને પેલા શાંતિકુમાર કહે: 'બસ, મજૂરોમાં કામ કર્યું તે આ વખતે કામ આવી ગયું.'

હું પૂછું છું: 'કયાં કામ આવી ગયું?'

શાંતિકુમાર કહે છે: 'બંદર પર જ તો. ત્યાં કામ કરતા આઠ મજૂરોએ ગઈ રાતે કામ પતાવી દીધું.'

હું કહું છું : 'જોજો, ખોટે નામે ન કહેતા હોય.'

શાંતિકુમાર કહેઃ 'ના રે, ઘણા દિવસથી અમારે વાતો ચાલતી જ હતી. માત્ર સોદામાં વાંધો આવતો હતો. એ કહેતા હતા ચાર હજાર, અમે કહેતા હતા દોઢ હજાર. છેવટ કાલે રાત્રે ન રહી શકયા તે પતાવી નાખીને સવારે દોઢ હજાર ગણી ગયા. કામ કરતાં કપડાં પેટ્રોલવાળાં થયેલાં એ પણ મૂકતા ગયા છે ને?'

સાંજે આવીને પ્રમોદરાય કહેઃ 'ગજબના કહેવાય હો?'

હું પૂછું છું: 'કોણ?'

પ્રમોદરાય કહે છેઃ 'પહેરેગીરો જ તો. પહેરો ભરતાં ભરતાં પોતાને માથે ન આવે તે રીતે ટાંકીનું કામ પતાવી દીધું. મારા બાપુજીને કહે કે પકડાઈ જઈએ તો બૈરાં—છોકરાં બે–પાંચ વરસ કાઢી શકે એટલી જોગવાઈ કરી દો,શેઠ. બાપુજીએ પણ કામ જોઈને રોકડા અઢારસો કાઢી દીધા.'

રાતને વખતે ગોગલ્સ ચડાવીને સોમાભાઈ આવ્યા. એ કહેઃ 'સાંભળ્યા ને આપણા ધડાકા?'

મેં પૂછ્યું: 'કયે સ્થળે વળી?'

સોમાભાઈ કહેઃ 'આખી દુનિયાએ સાંભળ્યા અને તમે જ નહિ? આ બંદર પર અને રેલ્વે પર. બબ્બે મોરચે બે ધડાકા. તમારી રાહ જોઈને બેસી રહેવાય છે?'

હું પૂછું છું: 'શું કહો છો, સોમાભાઈ?'

સોમાભાઇ કહેઃ 'તમે સાંભળો છો તે જ. બીજું શું? પરમ દિવસે લાલપુર જઈને રાત રહેલો. સાથે એક જ જણને લેતો ગયેલો. આગળથી સાધનો વગેરે ત્યાં જ દટાવીને તૈયાર રાખેલાં. ટ્રેનનો સમય

વગેરે પુરતી તપાસ કરી લીધેલી. બસ ટ્રેન આવે તે પહેલાં દસ મિનિટમાં કામ પતાવીને ચાલી નીકળેલા. માઈલ દૂર જતાં ભુફફાંગ અવાજ સાંભળ્યો ને શહેર ભેળા. હજી થાક નહોતો ઊતર્યો ત્યાં કાલે રાતે બંદરની વાત પતાવી નાખી. ધરમના કામમાં વળી ઢીલ શી ?'

'બંદરની વાત કેમ પતાવી ?' મેં પૂછ્યું.

'કેમ શું ? કળેબળે જ તો. ત્યાં પહેરો ભરતા પહેરેગીર જેવો જ પોષાક પહેરી લીધેલો. લહેરથી પહેરેગીરની સાથે જ ત્રણ કલાક પહેરો ભર્યો. વહેલી સવારે પહેરેગીર ઝોલે ગયા ત્યારે કામ પતાવીને રવાના. ભલે ને બધા શોધ્યા કરે. રેલ્વેનું કામ પતાવવા એક જણને સાથે લીધેલો. બંદર પર એકલે જ હાથે પતાવી નાખ્યું.'

હું કહું છું : 'સાવજને તે વળી સાથની જરૂર હોય ! શાબાશ, સોમાભાઈ. પણ આવા કામમાં નાણાં માટે શું કરો છો ?'

સોમાભાઈ કહે: 'શું કરે, કામ જ ઘેર બેઠાં નાણાં અપાવે. કાલે રેલ્વેના કામ માટે છગનભાઈ શેઠ પાંચ હજાર આપી ગયેલા-અને આજે આ બંદરના કામ માટે ધરમચંદ શેઠ છ હજાર આપી ગયા. છગનભાઈએ પણ-ઓફર કરી, પણ કહ્યું કે નથી જોઈતા. વધારે જોઈશે ત્યારે ક્યાં નથી માગી લેવાતા ?'

પોલીસની દોડધામ વધતી જાય છે તેમ પેલા મિલ-મેનેજર મને મળવા માટે છેલ્લા બે દિવસમાં આઠ વખત આવી ગયા.

હું અંદરના ઓરડામાં બેઠો છું અને બહાર બેઠા તે પૂછી રહ્યા છે: 'કુલસુમબેન, જિતુભાઈને મળવાની કાંઈ સગવડ...'

કુલસુમ કહે છે : 'તપાસ કરવી પડે. પત્તો મેળવતાં એકાદ-બે દિવસ ચાલ્યા જાય. પછી યે મળવાની તો મુશ્કેલી. એ કરતાં કામ હોય તો મને જ કહો ને ? હું સંદેશો પહોંચાડી દઈશ.'

મિલ-મેનેજર કહે છે : 'સંદેશાથી કામ પતે તેમ નથી. રૂબરૂ જ મળવાની જરૂર છે. એમને માથે સારી પેઠે જોખમ છે, તેથી તો...'

કુલસુમ કહે છે : ' પણ શું થાય ? હજી તપાસ કરાવતાં...'

મિલ-મેનેજર કહે છે : ' તમારે તપાસ કરાવતાં વળી વખત શેનો જાય ? ખબર તો મને ય છે કે કયાં જિતુભાઈ બેઠા છે. પણ સીધેસીધા મળવા જવું એ આપણી ટેકટીકસમાં શોભે નહિ. આ તો આપણે હાથે નિયમન જળવાય એટલું વધારે સારું, તેથી...'

કુલસુમ કહે છે : ' એમાં કશો વાંધો નહિ, સાહેબ. તમે જિતુભાઇને સીધેસીધા મળવા ચાલ્યા જાઓ. એમાં કોને ખોટું લાગવાનું છે ? ત્યારે તમે સીધા જ મળી લેશો ને ?'

' હા, હા, હું સીધો જ મળી લઇશ...' કહેતા મેનેજર રવાના થાય છે. એમને વળાવીને કુલસુમ આવે છે કે હું કહું છું : 'કુલસુમ, એમને કેમ પાછા કાઢયા ? એ તો વિશ્વાસપાત્ર માણસ છે...'

કુલસુમ કહે છે : ' મને એમનામાં વિશ્વાસ નથી બેસતો. તમારે એને મળવાની જરૂર નથી. નહિ મળો તો કામ નહિ અટકી જાય.'

જુદે જુદે સ્થળે ફરી પાછા બીજા બે દિવસમાં મિલ-મેનેજર છ વખત મને મળવા આવી ગયા. પણ હું કયાં હોઉં છું તેની એને કયાંથી ખબર પડી જાય છે ? પેલો લલિત કહે છે : ' એ આખો દિવસ પોલીસ-અધિકારીઓને ત્યાં બેઠા હોય છે. એમનાથી ચેતવા જેવું, હો જિતુભાઈ ? એક માણસે તો કહ્યું છે કે મેનેજર સાથે ખાતાએ સીધો કૉન્ટ્રાકટ કર્યો છે. એક એક વિગતે એક સો.'

પાંચમે દિવસે મેનેજર સાહેબ કહી ગયા છે : ' મારાથી છુપાઇને રહેવામાં સાર નથી. લડતના કામ માટે હું આટલા બધા દોડા કરું અને મારા પર આટલો બધો અવિશ્વાસ ? હું આપું તો માથું આપું, તેમ લઉં તો માથું લઉં તેવો છું. કહી દેજો જિતુભાઈને.'

કુલસુમ કહે છે : ' સાહેબ, ભગવાને માથાં કયાં બે આપ્યાં છે કે બે વખત મરવું પડે. એક જ વખતની ચિંતા છે ને ?'

*

બસ, બીજા દિવસથી ધમાલ બોલવા લાગી છે. દોડાદોડ કિશોર સમાચાર આપવા લાગ્યો છે : ' આપણો ગાંધીરોડ પરનો સ્ટોર પકડાઈ ગયો, પોલીસો માલ મેળવી રહ્યા છે ને નોંધ કરી રહ્યા છે.'

' આપણું પ્રમોદભાઈને ત્યાં હતું તે કારખાનું ઝડપાઈ ગયું છે. પ્રમોદભાઈ પકડાઈ ગયા છે. હરીન્દ્ર છેલ્લી ઘડીએ છટકી ગયો છે.'

' કામ પતાવવા જતાં દિનેશ અને રવીન્દ્ર પકડાઇ ગયા છે. છેલ્લી ઘડીએ થાપ આપીને એક લલિત છટકી ગયો છે.'

લલિતે સમાચાર મેળવ્યા છે કે મારા રહેઠાણનો પણ પત્તો પોલીસને લાગી ગયો છે. દોડાદોડ એ મને ફેરવવા માટે બીજા સ્થળનું નામ આપી ગયો છે. કિશોર મને એ સ્થળે લઈ જઇ રહ્યો છે. હું મજૂરનો પોષાક પહેરી એની પાછળ ચાલ્યો જાઉં છું. એક શેરી પસાર. બીજી પોળ વટાવું ત્યાં કોઈ વાઘરણે મને ધક્કો દીધો : ' મર રે, મર, મારા રોયા ! ઊંચી આંખ રાખીને હાલતાં......'

' માફ કરજો બહેન...' કહેતો ચાલવા જાઉં ત્યાં વાઘરણે મિચકારો માર્યો અને હળવેથી બોલી : ' જિતુભાઇ, આ બાજુ ચાર પોળ મૂકતાં પોલીસ ઊભા છે. એકદમ મારી પાછળ......'

' પણ કિશોર મને લલિતે કહેલા મકાન તરફ લઇ જાય છે.'

' લલિતભાઈને કદાચ છેલ્લી ખબર નહિ હોય. એકદમ....'

કહેતાં વાઘરણ વેશે કુલસુમ ઝડપથી આડી પોળ તરફ ફંટાઈ. હું બેધ્યાન નજર રાખી એની પાછળ ઊપડયો. વળી પાછી એક ગલી પસાર, બીજી પોળ પસાર, ત્રીજી પોળમાં એક ખડકી મારફત થઇને એક આલીશાન મકાનમાં આવીને વાઘરણે અવાજ કર્યો : ' એ...બા...દાતણ લઇ લેજો...હો.'

તરત અંદરથી આવી એક કોલેજિયન છોકરીએ દાતણ લઈ લીધાં અને મને અંદર આવવા ઇશારો કરી દીધો. અંદર જતાં વેંત

રસોયાનાં કપડાં પહેરાવી દીધાં અને રસોડામાં બેસારી દીધો. મને પૂછે છે: 'કેમ મહારાજ! આ કપડાં ફાવશે કે?'

હું કહું છું: 'હા, હા, આ તો શું, તમે પહેર્યાં છે એ આપો તો એ પણ ફાવી જશે. શું રાંધવાનું છે એ કહી નાખો ને?'

બહેન કહે છે: 'રોટલી, દાળ, ભાત, શાક...'

હું પાટલી–વેલણ હાથમાં લેતાં કહું છું: 'રાંધેલું ખાવાનું જ હોય તો એક મીઠાનું પ્રમાણ આપતાં જજો. રોટલીના ગમે એટલા ખૂણા હશે તો ગળે ઉતારવામાં વાંધો નહિ આવે.'

વાઘરણનો બીજે દિવસે કામ કરવાવાળીનો અવતાર થઈ ગયો છે અને દસ રૂપિયાના પગારથી આ આલેશાન મકાનમાં કામ કરવા લાગી ગઈ છે. ગોળામાં પાણી ભરતાં પૂછી રહી છે: 'મહારાજ, હવે શું રાંધશું? અર્ધો ભાગનો લોટ ચક્કીએ દળાવતાં બળી ગયો.'

હું કહું છું: 'જેટલો લોટ હોય તેટલાની રોટલી કરી નાખીએ. ભૂખે મરવા કરતાં બે રોટલી પેટમાં જાય તો યે સંતોષ.'

અને બીજા દિવસથી કામ શરૂ થઈ ગયું છે. પણ ત્રીજે દિવસે વાસણ માંજતાં માંજતાં હળવે હળવે કામવાળી કથા કરે છે: 'સુરેશ માલ લઈને કારખાના તરફ જઈ રહ્યો હતો. પોળની બહાર નીકળતાં જ સામે પોલીસનો ખટારો નીકળ્યો અને એના હાથમાંથી થેલી પડી ગઈ. પડતાં વેંત ધડાકો બોલી ગયો અને પોલીસોએ ખટારામાંથી ઊતરીને સુરેશને પકડી લીધો. એ જ રીતે ગઈ કાલે રાત્રે માલ લઈને રમેશ મિલ તરફ જઈ રહ્યો હતો. કોણ જાણે કેમ, પણ વહેલી સવારે સમાચાર મળ્યા કે ધનેશ્વર પરાને છેવાડે ધડાકો થયો છે અને ત્યાંથી એક છોકરો પકડાઈ ગયો છે. ત્યાં પહેરો ભરતા પોલીસે લખાવ્યું છે કે મેં તો સવારે આલબેલનો પડકારો કરતાં ભડાકો થયો અને છોકરાને પકડી લીધો. પણ મને થાય છે કે મિલ તો છે ગામને ઉત્તર છેડે અને રમેશ આમ દક્ષિણ છેડે ક્યાંથી નીકળ્યો?'

હું કહું છું: 'એ તો આપણે ત્યાં આ અખતરો આપણા જુવાનો માટે નવો છે તેથી એમ થતું હશે. હજી આ વસ્તુને હાથમાં લેતાં મગજ પરનો કાબૂ ગુમાવી બેસતા હશે. પેલા અજિતકુમાર નહોતા કહેતા કે એમણે પણ પચીસ વરસ પહેલાં આ કામ શરૂ કર્યું ત્યારે આવા દાખલાઓ બની ગયેલા. પણ આપણા ગુજરાતના માયકાંગલા જુવાનો આજે એ લઈને ચાલી નીકળે છે તો આવતી કાલે એને દડાની જેમ રમાડતા થઈ જશે. મૂંઝાવાની જરૂર નથી.'

કામ થોડું થોડું પણ ચાલવા લાગ્યું છે. પાવરહાઉસનું એક એંજીન ખોટવાયું છે, મિલ ચાર દિવસ બંધ રાખવી પડી છે, રેલ્વેના કારખાનામાં અગત્યનાં સાધનો ભાંગી ગયાં છે. પણ સાથોસાથ પકડાપકડી પણ વધતી જાય છે. પકડાયા છે બધા જ જુવાનો અને કોલેજિયનો. એમને મારકૂટ થયાના સમાચાર વધતા જાય છે અને બીજી બાજુ મારા નામ પર ઇનામ પણ વધવા લાગ્યું છે. ગઈ કાલે એક હજારના વધારીને બે હજાર જાહેર કરવામાં આવ્યા છે. પોલીસને વધારે બાતમી મળતી જતી લાગે છે.

પણ લલિત સમાચાર લાવવા લાગ્યો છે કે રમેશના બાપા અને રવીન્દ્રના ભાઇ—બન્ને ગામના આગેવાન વકીલો બોલી રહ્યા છે કે 'બસ, આ લડત ચલાવનારા લહેરથી કોઈના ઘરમાં બેઠા મોજ કરે છે અને આવા નિર્દોષ છોકરા હોળીનાં નાળિયેર બની જાય છે.'

પણ આવા નાના કાર્યક્રમે કેમ ચાલશે? હજી રાજનગર સાથે બધા વ્યવહારોને સાંધતો સંગમેશ્વરનો જંગી પૂલ ઊભો છે. એનું કંઈ કર્યા વગર છૂટકો છે? એને માટેનો માલ બનાવવા માટે હરીન્દ્ર આઠ દિવસથી ઉજાગરા કરી રહ્યો છે, પણ હજી સફળતા મળતી નથી. આજે તે આ ઘેર લાકડાં નાખવા આવેલો. કામવાળી કહેઃ 'હવે આને બેય હાથે ઠૂંઠો કરવો છે કે શું?'

હું પૂછું છું: 'કેમ?'

કુલસુમ કહે છે: 'જુઓ ને એનો જમણો હાથ.' જોઉં છું તો જમણે હાથે પાટો બાંધ્યો છે. પાટો ઉખેળીને જોતાં હરીન્દ્રનો આખો હાથ થરથરી ઊઠયો. છેવાડાની ત્રણ આંગળીઓ ઊડી ગઈ છે. કાંડા પાસે પણ ઘારું પડી ગયું છે.

હું પૂછું છું: 'કેમ કરતાં થયું આ?'

કુલસુમ કહે છે: 'પેલું રસાયણ બનાવતાં કડાકો થયો અને હાથ ઝડપી લીધો. એ તો કિશોરે પોતાના બે સાથળ વચ્ચે દાબી દીધો એટલે...'

હરીન્દ્ર કહે છે: 'હજી ડાબો હાથ સાબૂત છે ત્યાં સુધી વાત નથી મૂકવી. પકડયે છૂટકો છે.'

કુલસુમ કહે છે: 'આના કરતાં તો લલિત સમાચાર લાવ્યો છે તે પાર પાડીએ તો તૈયાર માલ મળી જાય.'

હું પૂછું છું: 'શા સમાચાર છે?'

કુલસુમ કહે: 'અહીંથી પાંચ માઇલ દૂર સરકારી કારખાનામાં ઝૂંપડીના પેટાળમાં આવો માલ છે. ભરી બંદૂકે પહેરો છે. પણ મળે તો પચાસ પૂલ ઉડાવવાનો માલ હાથ લાગી જાય.'

વિગતો સાંભળી જોઈ. હરીન્દ્રને કહી દીધું: 'આજથી અખતરા મૂકી દેજે. તૈયાર માલ છે, પછી શું?'

બીજે દિવસે લલિતે બધી માહિતી આપી દીધી. બસ બે જ પહેરે-ગીર છે. હું પોતે જ તૈયાર થાઉં છું. બધા ના પાડે છે. હું કહું છું: 'બધો વખત પાછળ બેઠાં કામ ન કરાય. ગામના લોકો વાતો કરે એનો વાંધો નથી, પણ આપણા સૈનિકોને યે કોઈ દિવસ શંકા ન થાય માટે આગેવાને નૈતિક ધોરણ સાચવી રાખવા જોખમી કામમાં કયારેક જવું જ જોઈએ.

કુલસુમ ઘણી ના પાડે છે, પણ મારો વિચાર મક્કમ છે.

પકડાઈ જાઉં તો કુલસુમે બધું કામ સાંભળી લેવાનું છે. સાથે રણજિત, પ્રશાન્ત અને લલિત આવવાના છે.

સમી સાંજે ચાલી નીકળ્યા. દસને સુમારે જાપ્તાના વિસ્તારમાં. કાંટાની વાડ સામે જ ઊભી છે. દૂર દૂર ભરી બંદૂકે કાળા ઓળા ફરી રહ્યા છે. કાળા ઓળાની પાછળ આઘે આઘે મોટું ધાબું દેખાય છે. એ જ ઝૂંપડી. અમે ચારે જણાએ કેમ આગળ વધવું તે આગળથી જ નક્કી છે. બોલવાની વાત નથી. એક પછી એક પગલાં ઊપડતાં આવે છે. આવ્યા, આવ્યા, આવ્યા, ઝૂંપડી પાસે આવ્યા.

'આ...લ . બેલ...' પોકારતો પાસેથી પહેરેગીર નીકળ્યો. અમે જમીન પર સૂઈ ગયા. પણ પહેરેગીર ત્યાંથી ખસતો જ નથી. છાતી ઊંચે લઈને હાથને જોરે ઘસડાતા ઝૂંપડી તરફ જઈ રહ્યા છીએ. જોજે છાતી, જમીન સાથે ઘસાઈને અવાજ ન કરતી. આવ્યા, આવ્યા, ઝૂંપડીને બારણે. પહેરેગીર દૂર બંદૂક જમીને ટેકવીને બેઠો છે.

રણજિતે રસાયણ લગાડયું. બારણું ઉઘાડયું. પતરાનું બારણું બોલ્યું ચરૂરૂરૂ. જાણે આભ ચીરતો અવાજ. અમે થંભી ગયા. પહેરેગીરે સાંભળ્યું હશે? એક ક્ષણ પસાર. જાણે એક યુગ. પહેરેગીર બેઠો જ છે. અમે અંદર દાખલ. બહાર પ્રશાન્ત ઊભો છે. અંદરનું ખાનું ખોલ્યું. ભોંયતળિયાનું તાળું રસાયણે તોડયું. આખો માણસ સમાઈ જાય તેવડું ખાનું. રણજિત અંદર ઊતરી પડયો. હાથ ફેરવતાં એક ખૂણેથી હથિયાર હાથ આવ્યાં. બીજે ખૂણે સરંજામ. ત્રીજે ખૂણે અમારે જોઈતો માલ. એક પેટી, બે પેટી, પચાસ પેટી પડી છે. પણ અમે તો બબ્બે ઉપાડી જઈએ તો યે બસ છે. આઠ પેટી ઉપાડી લીધી. રણજિતે બહાર છલંગ મારી.

દરેકે બબ્બે પેટી લઇ લીધી. પ્રશાન્તને આપવાની બે પેટી રણજિત આપે છે ત્યાં ફડ...સનન કરતી ગોળી છૂટી. પ્રશાન્તે બારણે ટકોરા દીધા. ભયની નિશાની. અમે બહાર છલંગ દીધી. ઉત્તરમાં ભાગી

છૂટયા. એ બાજુ પણ પહેરેગીર. આથમણા ફંટાયા. ત્યાં પણ પહે-રેગીરો. અરે, બે જ પહેરેગીરોની વાત સાંભળેલી ને આટલા બધા કયાંથી ફૂટી નીકળ્યા ?

દક્ષિણ તરફ નાઠા ત્યાં ફડ......કરતી ગોળી રણજિતનો સાથળ ચરકાવતી ચાલી ગઈ. પહેરણ ફાડી રણજિતે પાટો કસકસાવ્યો અને અમે ઉગમણો દરિયાનો રસ્તો લીધો. ત્યાં તો પ્રશાન્તની પીંડી વીંધતી ગોળી ચાલી ગઈ અને પ્રશાન્ત પડી ગયો. પ્રશાન્તને ઉપાડી લેવા રણજિત નીચે નમ્યો પણ પ્રશાન્ત કહે : 'તમે ભાગી છૂટો. મને ઉપાડીને નહિ ભાગી શકો. બધા ગે કયાંક...'

ત્યાં તો ફડ્ ફડ્...ધા વધવા લાગ્યા. પહેરેગીરો અમારી પાછળ આવી રહ્યા છે. એમનાં બૂટના અવાજ પછડાઈ રહ્યા છે. એક ગોળી મારો કાન ઉપાડતી ચાલી ગઈ. મગજમાં તમરાં બોલી ગયાં. રણ-જિતનો હાથ પકડી લીધો. સહેજ ડાબી તરફ ગોળી આવી હોત તો ખોપરી ફાડી નાખત ને ? અહીં જ રામ રમી જાત ને ? બસ, કાંઈ કરી શકું તે પહેલાં અહીં જ અંત આવી જાત ?-એક ક્ષણ વિચાર ફરકયો ન ફરકયો ત્યાં તો રણજિતે મારો હાથ ખેંચી આગળ લીધો અને પોલીસનાં બૂટ ગાજવા લાગ્યાં. લલિત હેમખેમ આગળ જઈ રહ્યો છે. હમણાં પોલીસો આવી લાગશે અને...

ત્યાં તો ફડ્ ફડ્...બીજા અવાજ બોલવા લાગ્યા. આખું લશ્કર ઊતર્યું છે કે શું ? અમે એક ક્ષણ થંભી ગયા. પણ હવે પોલીસ પાછળ કાં નથી આવતી ? ફડ્ ફડ્...ગોળીઓ તો ગાજ્યા કરે છે.

રણજિત ઝીણી આંખે જોતાં કહે છે : 'પોલીસો ઊભા રહી ગયા લાગે છે. ચાલો ભાગી છૂટીએ.'

ભાગી છૂટયા. હજી ગોળીબાર તો થયા કરે છે. જાપ્તાનો વિસ્તાર પસાર. અચાનક ઘુવડ બોલ્યું. પણ આ અવાજ ઘુવડથી કાંઈક જુદો કાં ? ગોળીઓમાં તરત જ ઘટાડો. સાવકલો ખખડે છે. અરે, અહીં

સાયકલો કયાંથી? લલિત આઘો નીકળી ગયો છે. અમે એક નાળા પાસે પહોંચીએ ત્યાં એક ઓળો ઊભો થયો. અમે ભાગવા જઇએ ત્યાં ધીમો અવાજ આવ્યો : 'જિતુભાઈ? આ બાજુ, એકદમ !'

અરે, આ તો કિશોર. એકદમ નાળા નીચે લઇ જઇને સાયકલો બતાવી. કહે છે: 'આના પર ભાગી છૂટો. અમે આવી પહોંચીએ છીએ.'

હું પૂછું છું: 'અમે એટલે કોણ ?'

કિશોર કહે છે : 'કુસુમબેન અને હરીન્દ્રભાઈ. પાછળથી અમને સમાચાર મળ્યા કે અચાનક અહીં પહેરેગીરો વધી ગયા છે, તેથી કુસુમબેને પહેરેગીરોને બીજે રસ્તે દોરવવા આ બધું ગોઠવ્યું છે. તમે ભાગી છૂટો. નક્કી કરેલે મકાને ન જતાં સીધા બંગલે જ જજો. બહારને મકાને પણ મુશ્કેલી છે.'

હું ને રણજિત સાયકલો પર ભાગી છૂટયા. લલિત આગળથી ભાગી છૂટયો છે એટલે ચિંતા નથી. એક પ્રશાન્ત રહી ગયો. અમે વહેલાં અંધારાંમાં જ બંગલે પહોંચી ગયા.

સવાર પડી ત્યાં તો 'એ દૂધ લઈ લ્યો આ...' કરતી દૂધવાળીએ આવીને દરવાજો બંધ કરી દીધો. એક બોઘરામાંથી દૂધ દેતાં બીજું બોઘરું રસોડામાં ધકેલી દીધું. જોઉં છું તો પ્રશાન્તે સોંપેલી પેટી. દૂધવાળી કહે છે : 'માલ તો મળ્યો, માલનો લાવનારો પકડાઈ ગયો.'

સવારે પાછી કામવાળી કામે આવી ગઈ છે. શહેરમાં પોલીસની દોડધામ વધી ગઈ છે. લલિત હેમખેમ આવી ગયો છે. માત્ર એની પેટી એણે દૂરને કોઇક સલામત સ્થળે મૂકી દીધી છે.

ફરી પાછો કાર્યક્રમ શરૂ થાય છે. નાનાં નાનાં કામ અમલમાં મુકાય છે અને મારા નામ પર જાતજાતનાં પરાક્રમોની વાત વધતી જાય છે. લલિતે કિશોરને સમાચાર આપ્યા છે: 'તને ખબર છે કિશોર, પોલીસખાતામાં તો વાતો થાય છે કે આ બધાં કામ કરનાર જિતુભાઈ જ છે. પણ જિતુભાઈ વિષે પોલીસોમાં ખ્યાલ છે છ ફૂટના

કદાવર માણસનો. ચાર પોલીસને તો એક બથમાં લેતાં યે ભીંસી નાખે એવા મજબૂત મનાય છે. રેઇડ પાડવા જતાં. એકલો પોલીસ ઘરમાં પગ મૂકતો જ નથી.'

ફરી પાછી ધરપકડો શરૂ થઇ છે. બીજો એક સ્ટોરરૂમ પકડાયો. પ્રશાન્તને પોલીસખાતામાં ખૂબ મારકૂટ થયાના સમાચાર આવ્યા છે. કહે છે કે ભડ નીકળ્યો, હરફ બોલતો જ નથી. આંખો બંધ કરીને બેસી ગયો છે.

ઘરમાં કોઈ માણસ નથી. કામવાળી પાણી ભરવા ગઈ છે. હું બેઠો બેઠો રોટલી વણું છું ત્યાં ટપ્ કરતો પાણો આવીને પડયો. ઊંચી નજર કરું ત્યાં બીજો પાણો...કાંઇક ભયની જ નિશાની. તરત ખભે ફાળિયું નાખી બહાર નીકળ્યો. દરવાજે આવું ત્યાં કોઈ મુસલમાન જેવો માણસ બેઠો છે. બારણામાં પગ દેતાં મારો હાથ ઝાલ્યો. દૂર દૂર બીજા માણસો પણ ફરી રહ્યા છે.

હું ગરીબડે અવાજે પૂછું છું : 'કાં, ભાઇસાબ, કાંઈ વાંકગનો ?'

પેલો પૂછે છે: 'કોણ છો તું ?'

પેલો પૂછે છે : 'આ બંગલામાં કોઈ માણસ છુપાઇને બેઠો છે ?'

હું ધીમો અવાજ કરીને વાત કરું છું ત્યાં બીજા માણસો પણ ભેગા થઈ ગયા: 'બંગલામાં પાછળના ભાગમાં ત્રીજા ઓરડાની અંદર પટારાની પાછળ એક ઓરડી છે ત્યાં જ, મારા સાહેબ ! નામ કાંઇક જગુભાઈ કે એવું...'

'જિતુભાઈ નહિ ?' પેલો કહે છે.

'હા, હા, જિતુભાઈ જ. પણ બે હાથમાં બે રિવોલ્વર રાખીને જ બેસે છે. થાળી પીરસવા જાઉં ત્યારે મને તો ભાઈસા'બ, ભારે બીક લાગે. ઘરનાંને એકેએકને કહી દીધું છે કે ખબર પડી તો તમારો જીવ લઇશ, પછી પકડનારનો...જોજો, ભાઇસા'બ, મારું નામ ન આવે. મારા રાંક બ્રાહ્મણનો...'

'જા, જા, તારું નામ કોઈ નહિ લે.' કહેતા પેલા માણસે ધક્કો માર્યો અને પાણો આવેલો એ ગલ્લી તરફ વળ્યો કે કામવાળી એકું લઈને ઊભેલી દેખાઈ. તરત મારી પાસેથી પસાર થતાં કહે: 'ઊંડી પોળમાં...ભગવાન દવેને ઘેર...'

ઊપડયો. પહોંચી ગયો.

બીજા દિવસથી કામ શરૂ. સ્થળ બદલી નાખ્યું છે. પણ કાર્યક્રમ અમલમાં મૂકવો છે. શહેર બહાર બધાને ભેગા થવાનું છે. કુલસુમ કહે છે: 'હમણાં ધમાલ બોલી રહી છે. થોડા દિવસ થોભી જઈએ તો...'

હું કહું છું: 'આવું ચાલ્યા જ કરશે. થોભ્યે કામ કેમ થાય?'

શહેર બહાર જઈ રહ્યો છું. સ્થળે આવીને ઊભો. તદ્દન શાંતિ. ઓરડે ટકોરા દીધા. બારણું ઊઘડયું. અંદર પગ મૂકું ત્યાં તો—

અરે, આ શું? બન્ને બાજુ પોલીસો બેઠા છે. તરત જ તેમણે મારો હાથ ઝાલી લીધો. થીજી ગયો. સામે ખુરશી પર છૂપી પોલીસના ઉપરી રાવસાહેબ વ્યાસ બેઠા છે. મને જોતાં કહે: 'અરે કોણ? જિતુભાઈ તો નહિ?'

મારું નામ સાંભળતા મારા હાથ ઝાલી ઊભેલા પોલીસોએ દાઝી ઊઠયા હોય તેમ મારા હાથ છોડી દીધા.

હું કહું છું: 'હા, સાહેબ. જિતુભાઈ પોતે. રાજી થયા?'

રાવસાહેબ મોઢા પર દુઃખ લાવી કહે છે: 'તમારી આશાથી અહીં આવ્યો નહોતો. ખરેખર, જિતુભાઈ! ફરજ છે એટલે પકડું છું; પણ દુઃખ સહિત.'

થોડી વાર પછી શેરીમાં કાંઈક સિસોટી જેવો અવાજ આવે છે. પોલીસો બહાર દોડે છે. કાંઈક ખબર પડી ગઈ લાગે છે. હવે કોઈ પકડાય તેમ લાગતું નથી, તેથી મને બંધ ખટારામાં પૂરીને ચાલી નીકળ્યા. મારી પહેલાં કોણ અને કેટલા પકડાયા છે તે ખબર

પડતી નથી. મન વિચારે ચડે છે : કુલસુમ પકડાઈ હશે ? રણજિત પકડાઈ ગયો હશે ? હરીન્દ્ર, કિશોર....

દક્ કરતી મોટર પોલીસથાણે ઊભી રહી. અમારી પાછળ બીજી મોટરો પણ આવી. પણ મારી મોટરને ઠેઠ અંદરના ભાગમાં લઈ જવાનો હુકમ થયો. મને ઉતારીને રાવસાહેબ કહે છે : 'મારો કાર્યપ્રદેશ પૂરો થાય છે, જિતુભાઇ ! તમારા નામનું ઇનામ મને મળશે, પણ એનું પ્રાયશ્ચિત તમે કહો એ જ કામમાં વાપરીને કરી શકું.'

હું કહું છું : 'જેલમાં ગયેલા સૈનિકોના ફંડમાં આપી દેજો, સાહેબ, લાલભાઈ શેઠની દુકાને...'

ઓરડીમાં પુરાયો. ત્રીજે કલાકે મિ. જાલમસિંહ આવી પહોંચ્યા. 'ઓહો, પધારો પધારો, જિતુભાઈ ! તમે અમારાં આંગણાં પાવન કર્યાં. અમારાં ધન્ય ભાગ્ય, ધન્ય ઘડી, તમારા જેવા પરોણા...' કહેતા સાહેબ મીંઢી આંખો ઢાળતા જાય છે.

'ઠીક ત્યારે, લખાવો આપનાં પરાક્રમો. પરાક્રમો બીજાને મોઢે સાંભળીને થાકી ગયા. હવે તમારા મોઢે જ સાંભળી લઈએ એટલે પુસ્તક પ્રસિદ્ધ કરીએ...'

હું ચૂપ બેઠો છું.

'લખાવો, લખાવો, સાહેબ ! એક વાર ભાગી ગયેલા તે પછી હાથ આવ્યા છો એ ખ્યાલ રાખજો. હવે ભાગી નહિ શકો. જેટલા સીધા ઊતરશો એટલું તમારે લાભમાં અને અમારે ઓછી પંચાત. બોલો, ટાંકી તૂટી, કારખાનાનાં મશીન તૂટયાં, રેલ્વે પડી, ચોકીઓ તૂટી, થાણાં બળ્યાં...એમાં તમારો ભાગ ?'

'કશો જ નહિ.'

'કશો જ નહિ, એમ ? ઊંડી પોળમાં, જોષી પામાં, ગાંધીરોડ પર તમારા સ્ટોરનાં ઠેકાણાં ?'

'શાના સ્ટોર ?' હું પૂછું છું.

'તમારા માલ-મસાલાના. પેલા ભગવાન દવેને ઘેર, પેલા હસમુખ વકીલના વંડામાં, પેલા હરિરામ ગોરની વાડીમાં......'

અરે ? આ સ્થળોની આને ક્યાંથી ખબર ? આ તો અમારાં તદ્દન ખાનગી સ્થળો. કોઈ પકડાયેલાએ કહી દીધાં હશે ?

'બોલો, સાહેબ ! એ સ્થળોએ તમે માલ મૂકેલા ?'

'ના, એ સ્થળો કદી જોયાં પણ નથી. સાંભળ્યાં પણ તમારે મોઢે.'

'અહોહોહો, તદ્દન નિર્દોષ માણસ. બોલો, કુલસુમ, રણજિત, કિશોર, હરીન્દ્ર કયે સ્થળે છુપાયા છે ?'

'કોણ ?'

'કુલસુમ, રણજિત, કિશોર...'

'તમારે મોઢે જ નામ સાંભળ્યાં. પછી સ્થળની વાત તો...'

'એમ ? તમે સીધા નહિ માનો. પ્રમોદભાઈ સાથે તમારે શો સંબંધ ? નાણાં ક્યાંથી મળે છે ?'

'શેનાં નાણાં ?'

'તમારા કામનાં.'

'કયું કામ વળી ?'

'આ ભાંગફોડનું.'

'કામ કરતો જ નથી, પછી નાણાંની ક્યાં વાત છે ?'

'ઠીક, તમે સીધા નહિ માનો. અરે બલવંતસિંગ, હું બહાર જઈ આવું. તમે પૂછપરછ કરી જુઓ ને ? કાંઈ સમાચાર મળે તો. મારા કરતાં તમને વધારે ફાવશે.' જાલિમસિંગ ચાલ્યા ગયા.

અડીખમ બલવંતસિંગની પડખે બીજા બે પોલીસ આવીને ઊભા

રહ્યા. તેઓ પૂછે છે: 'બોલો તમારા-સ્ટોર, ક્યાં કામ, 'તમારા સાથીદારો, નાણાં દેનારા ?'

'કાંઈ જ નથી જાણતો.' મેં કહ્યું.

ધડધડ તમાચા. પડતો રહી ગયો.

'બોલો નામ.'

'નથી જાણતો.'

ધડ઼ ધડ઼ તમાચા. ચક્કર, જમીનભર.

'બોલો નામ...' 'નથી જાણતો...' ધડ ધડ ધડ માથા પર વાંસામાં, પેટ પર, પેડુમાં...... ઓહ...ઓહ...

'બોલો, બોલો, બોલો...' 'ધડ...ધડ...ધડ' 'નથી જાણતો.'

જીભ થોથવાય છે, માથું ભમે છે, ચક્કર આવે છે. એક મિનિટ, પાંચ મિનિટ, પંદર મિનિટ, ધડ ધડ ધડ...'બોલો, બોલો, બોલો'...'નથી જાણતો . નથી જાણતો.' ધડાક...અવાજ સાથે કડાકો બોલ્યો ને જાણે મગજ ચિરાઈ ગયું. અંધારું ધબ્બ...ધડાકા દૂર દૂર જતા લાગે છે. શાંતિ, શાંતિ, શાંતિ...

ધીમે ધીમે ભાન આવતું જાય છે. આંખે અજવાળાં પથરાય છે. આંખો ઉઘાડીને જોઉં તો સાંજનો સમય છે. દીવાબત્તી થઈ ગયાં છે.

કડાપ્ કડાપ્ જોડાના અવાજ સંભળાય છે. ધડાક દરવાજો ઉઘડે છે. બલવંતસિંગ આવે છે. સાથે બીજા બે જણા. પૂછે છે: 'કેમ સાહેબ ? જાગ્યા કે ? ત્રણ કલાકની ઊંઘ આરામ માટે બસ છે. બોલો, હવે નામ આપશો ?'

'શાનાં નામ ? નથી જાણતો.'

ધડ ધડ, હેઠો પડયો. જૂના ઘા સળવળે છે. વેદના વધે છે. ધડ ધડ ધડ...'બોલો નામ .' નથી જાણતો .' બોલો નામ ..' 'નથી

જાણતો.' ધડ ધડ...જાણે અંગ અંદરથી તૂટીને તિરાડો પડી રહી છે. કડાક કડાક બોલે છે. ગળાની પાંસળી દબાવાય છે, પગના ફણા કચરાય છે, કોણીની નસો દબાવાય છે, પેડુમાં અને...

'ઓહ...ઓહ...ઓહ...'

હરીન્દ્ર કહેતો એ વાત સાચી લાગે છે. આવું કદાચ સહન થાય કે ન થાય, હમેશાં સાથે એવું રસાયણ રાખવું કે પકડાતી વખતે જ છુટકારો. જવાબ દેવાની પંચાત જ નહિ. હવે એ શકયતા કયાં છે?

મગજ ઘુમરાય છે, ચકરાવે ચડે છે, જાણે બળવંતસિંગ ફરી રહ્યા છે, બીજા બે જણા પણ ફરી રહ્યા છે, દીવાલો પણ ફરી રહી છે, આખું જગત...ઓહ...ઓહ...ઓહ...નથી સહન થતું, નથી સહન થતું. આના કરતાં તો કહી દઉં ?....ચકરાવાનો વેગ વધે છે. ધરરર, ધરરર, ધરરરર ધડાક...કડાકો બોલ્યો. કહી દઉં ? ના. કહી દઉં ? ના, ના, જિતુ ! ન કહેવાય. આવે વખતે બધી લાગણીઓને મૂઢ બનાવીને બેસી જવાનું તું જ બધાને સમજાવતો અને આજે તું જ કહી દઈશ ? ના, ના, ના, ભૂલી જા કે તું જિતુ છે. ભૂલી જા કે તારે હાથ છે, પગ છે, અંગ છે, મગજ છે, મન છે. ભૂલી જા તારું અસ્તિત્વ... ચક્કર વધે છે. જગત ઘુમરાય છે. શાંતિ ..શાંતિ...શાંતિ.

એક દિવસ, બે દિવસ, ત્રણ દિવસ. ભાનમાં આવતાં ધડ ધડના માર. ભાન રહે ત્યાં સુધી લાગણીઓને મારીપીસીને બેભાન બનાવી દેવાની. બેભાન થયા પછીનું ભાન રાખવાની કયાં જરૂર જ છે?

ચોથે દિવસે જાલિમસિંગ પૂછી રહ્યા છેઃ 'મારા મહેરબાન, જુવાન માણસ છો. હજી ઘણું જીવવું છે. મોજ કરો ને. માની જાઓ ને ? તમને માફી મળશે. તાજના સાક્ષી...'

'નહિ બને, સાહેબ.'

'કયાં સુધી સહન કરશો ? માણસ છો. નહિ સહન થાય.'

'કાંઈ વાંધો નહિ. હજી સહનશક્તિ નથી ખૂટી. ખૂટે ત્યારે વાત.'

ચાર દિવસ, પાંચ દિવસ, છ દિવસ. હવે તો અંગ જાણતાં પણ નથી કે શું થાય છે? મગજ તરત જ ભાન ભૂલી જાય છે એટલે તરત ચિંતા મટે છે.

રોજ સવાર–સાંજ કાર્યક્રમ ચાલે છે: 'ધડ્ ધડ્ ધડ્,' 'બોલો બોલો બોલો,'–'નથી જાણતો, નથી જાણતો.'

દસમે દિવસે જાલમસિંગ પૂછી રહ્યા છે: 'કાં, હવે કાંઈ કહેશો?'

'ના, સાહેબ, હજી સહનશક્તિ નથી ખૂટી. ખૂટે ત્યારે વાત.'

'મરો ત્યારે. મળશે જનમટીપ ત્યારે સમજાશે. અમે તો તમારા લાભમાં...'

કેફિયત લખવાઈ: 'કાંઇ જ નથી જાણતો. તદ્દન નિર્દોષ છું.'

બંધ ખટારામાં ઉપાડે છે. આખે શરીરે સોળ છે. ચલતાં પગ લડથડે છે. હાથ મૂકતાં હાથ દુઃખે છે. મગજમાં કડાકા બોલે છે. હાથ, પગ, પેટ, પેડુના આકાર કેવા થઇ ગયા છે? પોલીસો ટેકો દઈ ખટારે ચડાવે છે. બેસી યે કયાં શકાય છે? આડા પડવાની પણ શરીર કયાં હા પાડે છે? અંગનું એકેએક આણુ પોતાના અસ્તિત્વનો પોકાર ક્ષણે ક્ષણે પાડી રહ્યું છે. ઘરરર...અહોહો, ઘણે દિવસે ઝાડ જોયું, છાણાં વીણતી છોકરી જોઈ, હૂ હૂ...કૂતરું ભસતું સાંભળ્યું, એં એં કરતું રોતું છોકરું સાંભળ્યું.

ઠક મોટર ઊભી રહી ગઈ. બહાર કાઢયો. આ તો સેન્ટ્રલ જેલ.

અંદર લઇ ગયા. દૂરદૂર ખૂણામાં. જુદીજુદી ઓરડીઓ. કાળા કાળા સળિયા. અંદર પૂરી દીધો.

એક દિવસ, બે દિવસ, આઠ દિવસ. અંધારાં અંધારાં. જગતમાં પ્રકાશ હશે કે નહિ? શું ચાલતું હશે ત્યાં? કુલસુમ શું કરતી હશે? હવે અહીં કેટલાં વરસ?... થાક ઉતાર, જિતુ! અંગનો, મગજનો,

મનનો. મનનાં પાટિયાં ભીડી પડ્યો રહે. કાળનું ભાન જ ભૂલી જા. ચાલવાનું મન નથી થતું, બોલવાનું મન નથી થતું. ત્યાં પેલો હવાલદાર સવાર સાંજ વાત કરવા બોલ્યા કરે છે: 'ઓળખાણ પડે છે, જિતુભાઈ? મારા ભાઈને તમે પાંચ વરસની જેલમાંથી બચાવેલો.' પણ એને જવાબ દેવાની યે કયાં ઇચ્છા થાય છે?

કડાક્... બારણું ઊઘડ્યું. 'ચલો મુલાકાત...' પોલીસ કહે છે.

અરે, મને મુલાકાત? મારા જેવા ભયંકર તહોમતવાળાને? જાલિમસિંહ તો ના પાડતા હતા ને?

પોલીસની પાછળ જઈ રહ્યો છું. મુલાકાતને ઓરડે આવીને જોઉં તો મારી બા બેઠાં છે. મને જોતાં જ બોલી ઊઠયાં: 'બેટા, જિતુ! મારા આધાર...' કહેતાં તો બાની આંખમાંથી આંસુ દડી પડયાં. મને છાતીએ દાબી દીધો. એની પાછળ જોઉં તો કોઈ બાઈ સોડિયું વાળીને બેઠી છે. મારી થોડીક લાજ પણ કાઢી છે. અરે, આ કોણ? કુલસુમ? બ્રાહ્મણને વેશે મારી બા સાથે અહીં?...

અંગત સમાચાર સિવાય બીજું કશું બોલવાની બંધી છે. પાંચ મિનિટમાં સમાચાર પતી ગયા. ઊઠતી વખતે પોલીસ કુલસુમને કહી રહ્યો છે: 'તમારા પતિને તમારે પુસ્તક આપવાનું હતું ને? સાહેબે હા પાડી છે. આપી દો.'

કુલસુમે હાથ લંબાવ્યો. આ તો લોકમાન્ય ટિળકનું 'ગીતા-રહસ્ય અથવા કર્મયોગશાસ્ત્ર.' આપતાં આપતાં કહે: 'એનું પૂઠું ઘણી સરસ રીતે બાંધેલું છે. પહેલેથી છેલ્લે સુધી વાંચી જજો.'

ગીતારહસ્ય લઈ ચાલી નીકળ્યો. પાછા ફરતાં જોયું તો પોલીસ કોઈને ત્રીજી સેપરેટમાં પૂરી રહ્યો છે. અરે, કોણ? રણજિત? એ પણ પકડાયો છે કે શું?

ઓરડીમાં દાખલ. બારણાં બંધ. ગીતારહસ્યનું પૂઠું જોયા કરું

છું. કાંઈ નથી દેખાતું. રાત પછી અંધારાં ધબ્બ. પૂંઠું છેડેથી કાપ્યું. કાંઈક ઠકરાયું. વધારે કાપ્યું. મીણમાં ચોંટાડેલી એક વેંતની ચીજ. એક, બે, ત્રણ...૭ ઓહ...સળિયા સાથે કામ આવે તેવી. પૂંઠાંની દીવાલમાં મીણ પણ છે ને શું ?

હવે પેલા હવાલદારની ઓળખાણ તાજી કરવી પડશે. બીજે દિવસે મળતાં વાતો કરી. એ ખુશખુશ છે. ત્રીજે દિવસે કહું છું : 'આસપાસ કોણ છે કેદીઓ ?' એ કહે છે: 'કોળાં, વાઘરાં, બીજા કોણ હોય ?' હું કહું છું: 'તેઓ રાતે ભજન ન ગાઈ શકે ?' હવાલદાર કહે છે: 'જરૂર, ભગવાનનું નામ લેવામાં કયો વાંધો છે?' ચોથા દિવસથી રાતના નવ વાગતાં ભજન શરૂ થાય છે. હોકારા દેકારા વચ્ચે તેઓ ગાઈ રહ્યા છે :

**હોજા હુસિયાર ! અલેક ધણી આગે,**
**દિલ સાબૂત ફિર ડરના ક્યા...**

એ અવાજની વચ્ચે સળિયા ઘસવાનું શરૂ. એક કલાક, બે કલાક, પોલીસ આવે છે: 'એઈ...બડે તહોમતવાલે, ક્યા કરતે ?

'હાજર...!' કહેતાં પોલીસ પસાર. ખરરર ખરરર ઘસવાનું ચાલુ. ઠક કરતો સળિયો જુદો. દબાવ્યો. આઘો થયો. મીણ દબાવી દીધું. બીજી રાત. ભજન શરૂ. ઘસવાનું ચાલુ. બીજો સળિયો જુદો. હવે એમાંથી માથું જઈ શકશે. એમાં યે મીણ દબાવી દીધું. ત્રીજે દિવસ અને બેડી પર કામ. પગની બેડી સાથળ પાસેથી જુદી. પગ પાસેથી જુદી. બસ તૈયાર.

ટણુણુન, ટણુણુન, ટણુણુન, ત્રણના ટકોરા.

'એઈ,...બડે તહોમતવાલે...ક્યા કરતે ?'

'હાજર...' કહેતાં પોલીસ પસાર. તરત જ સળિયામાંથી માથું પસાર. શરીર પસાર. બીજી ક્ષણે ઓરડીની પછીતે. સામે જ ઊંચી ઊંચી દીવાલ. પચાસ ડગલાં દૂર જેલનો ખૂણો. ઓહો, આ તો

છેવાડાનો ભાગ. પછીતે પછીતે આગળ સરતો ગયો. એક લીંબડાનો ઓથ અને પંદર ડગલાં. બીજા લીંબડાનો ઓથ અને ત્રીસ ડગલાં. ત્રણ, ચાર, પાંચ લીંબડા પસાર. એક દોટ, ખૂણામાં ગોઠવાઇ ગયો...

હમણાં બીજી કલાકે પોલીસ કોટડીએ આવશે. હવે? બહાર જવું કેવી રીતે?

ખૂણાની દીવાલ. ખૂણામાં પીઠ. બન્ને બાજુ પગ ભરાવ્યા. બન્ને હાથ અવળા કરી દીવાલને ટેકવ્યા. સબ શરીર ઊંચું. ઓહો... આ તો અખાડામાં ડબલબાર પર ઊડી કરતા તેમ. ધીમે ધીમે એક હાથ...બે હાથ...સાત હાથ...પગ કામ કરતા નથી. હાથ કળે છે. હજી પંદર હાથ બાકી.

ધીમે...ધીમે...ઓહ...ઓહ...અવાજ નીકળી જાય છે.

આલબે...લ.. પાસેથી જ પોલીસ નીકળ્યો. ક્યાંક નજર પડી જાય તો? ધડૂ ધડૂ હૃદય ધબકે છે. હૃદય બહાર નીકળી જશે કે શું? પોલીસ પસાર...

ધીમે...ધીમે...ખચૂ ખચૂ...ખચૂ...ઓહ......ઓહ...

એક હાથ બાકી...એક હાથ અને દીવાલ પર...હાથ લંબાવ્યો... ઓહ, દીવાલ પર. થાક ખાઈ લેવા દે.

આલબે...લ...ટણુણન...ચારના ડંકા.

થાક ખાવાનો વખત નથી. હમણાં જ કોટડીએ તપાસ થશે અને... ધુબ્બાંગ કરતો હેઠો કૂદકો...ઓહ...ઓહ પગનાં તળિયાં ચિત્કાર કરી ઊઠયાં. જરાક આરામ...શરીર! જરાક આરામ કરી લે...

'કેદી ભાગ ગયા, કેદી ભાગ ગયા...દોડો, દોડો, દોડો...'જેલની અંદરથી અવાજ આવી રહ્યા છે.

આરામ નહિ લેવાય, જીવ! ભાગી છૂટ. સીધી દોટ ખેતરમાં. વોંકળામાં થઈને આડબીડ ખેતરને માર્ગે.

ટણુણુન, ટણુણુન, ટણુણુન...જેલનો ભયઘંટ વાગી રહ્યો છે.

પગમાં જેટલું જોર હોય તેટલું દોડી લો પગ મારા, દોડો, દોડો. ઢેફાં પર, પત્થર પર. પડતાં, આખડતાં. કાંટા વાગે છે, ઉઝરડા થાય છે, દોડો, દોડો, દોડો પગ.

પેલી મોટી સડકે મોટરો દોડી રહી છે. બત્તીઓ ફેંકાઈ રહી છે. ઘડીક ખાડામાં, ઘડીક વોંકળામાં સંતાઈ જા, જિતુ! મોટર પસાર. ભાગી છૂટ જિતુ, મૂઠીઓ વાળીને...

ક્યાં જાય છે? સામે દેખાય છે તે ગામમાં જ તો. માંડ આઠ–દસ ખેતરવા બાકી છે. હવે પાંચ–છ ખેતરવા. પણ ગામ આસપાસ માણસો ફરી રહ્યાં છે. સામે જ કોઇ મોટર પણ ઊભી છે. માણસો ટોળે વળ્યાં દેખાય છે. મારી શોધમાં નીકળેલી કોઇ મોટર તો નહિ? ગામમાં નહિ જવાય, જીવ! અંધારાં છે ત્યાં સુધી આડબીડ જ ભાગ્યે જા.

એક ખેતર, બે ખેતર, છ ખેતર...આછાં અજવાળાં વધતાં જાય છે. પગ તૂટતા જાય છે. જોર કરો પગ મારા, જોર કરો. સામે જ ગઢિયા ડુંગરની ગાળીઓ છે ત્યાં સુધી અરુણનાં અજવાળાં આવે તે પહેલાં પહોંચાડી દો ગમે તેમ કરીને. એક ડગલું અને પગ ખેંચાય છે. બીજું ડગલું અને પગ તણાય છે, ઝલાય છે, તૂટે છે. ધબ્બ જમીન પર.

દિવસો સુધીનો માર, ગોટલે ગોટલાં બાઝેલાં. એ પછી બંધિયાર કેદ. પગનો યે શો દોષ છે?

પગને ઊભા કરવા માટે હે હાથ! મદદમાં આવો ભાઈ! માંડ માંડ ઉઠાય છે એકાદ ખેતરવા ચાલતાં તો જાણે એક જોજન કપાઈ ગયો. એકાદ ખેતરવા જમીન પાર કરતાં આઠ વખત પગે ખેંચાઈને હેઠો પાડ્યો. પેલી ગાળીઓ તો જાણે ક્ષિતિજની યે પેલે પાર પગ કરીને દૂર જઇ રહી છે કે શું? કેમ પહોંચાશે?

ધબ્બ જમીન પર. જોર કરો. હાથ! પગને ઊભા કરવા જોર કરો.

ઊભા થતાં લથડિયાં આવે છે. દોડવાની વાત ઘેર રહી, ચાલવાની યે ઘેર રહી. ઊભા યે નથી રહેવાતું ત્યાં...હવે ?

આ સામે શું દેખાય છે ? કોઈ ખેતર વચ્ચે કૂબો ઊભો છે. ત્યાંસુધી તો પગ પહોંચાડો.

કૂબે પહોંચતાં જાણે કલાકો વીતી ગયા. કૂબા આડાં આઠ ડગલાં, ચાર ડગલાં, બે ડગલાં...

ધબ્બ, ભુફફાંગ...જમીન પર...

'હે...હે...અરે મોતી, આ પાડો પાછો કૂબે આવ્યો. આઘો કાઢ તો...' અંદરથી કોઇ ડોસા જેવું બોલી રહ્યું છે.

કોણ હશે એ ? મને જોતાં શું ધારશે ? શું થશે ? પણ મગજ હવે વિચારવાની યે હા કયાં પાડે છે ? એકેએક અંગ થાકયું છે તો એ પણ આરામ ન કરે ?

'એ...બાપા...કોઇ ભાયડો...' કહેતી છોકરી ચીસ પાડે છે.

કોઈ ડોસા બહાર નીકળે છે. મારી પાસે આવે છે. પૂછી રહ્યા છે : 'કોણ છો ભાઇ ? કેમ આવ્યા છો ?'

જીભ ઘણું યે બોલવા જાય છે, પણ બોલી શકતી નથી. હાથ પગ, શરીર વગેરે બતાવવા ઊંચા નીચા કરું છું. કોઇ બોલી રહ્યું છે : 'પગમાં બેડી...કોઇ કેદી...હાય...હાય...' કોઇ સ્ત્રીનો અવાજ.

'ચૂપ કર. ચૂપ કર. કેદી હશે સરકારનો. આપણે આંગણે તો મે'માન કે'વાય. મે'માન દેવ બરોબર...અને આ તો માત્મા ગાંધીનો માણસ લાગે છે...' ડોસા બોલી રહ્યા છે. મને કહે છે : 'હાલો ભાઇ કૂબામાં. અહીં વળી કોઈ જોઈ જાશે.'

પણ પગમાં ચેતન કયાં છે ? મગજ ઘુમરાય છે. આંખે અંધારાં પથરાય છે...જાણે કોઇ ટેકો દઇને લઈ જઈ રહ્યું છે...કયાંક સુવરાવે છે. પવન નાખે છે. પગે કટ કટ અવાજ થઇ રહ્યા છે. આંખે અંધારાં વધારે ઘેરાય છે... અનંત શાંતિ...

૧૧

# સમર્પણના નવા રાહ

**ફુલસુમની આત્મકથા**

હું શુકન–અપશુકનમાં તો કયે દિવસે માનું છું? પણ પેલે દિવસે આટલી ધમાલ વચ્ચે યે જિતુભાઇએ વિચારણા કરવા શહેર બહાર મળવાનું નક્કી કરેલું તે દિવસે મારાથી બોલાઈ ગયેલું: 'ના, જિતુભાઇ! હમણાં થોડાક દિવસ બંધ રાખો. તમારા પર ઇનામ વધતાં જાય છે, જાપ્તો વધતો જાય છે. રખે ને કયાંક પકડાઈ જાઓ તો...'

અને તે જ દિવસે જિતુભાઈ પકડાઈ ગયા. દિવસો સુધી મારા એ સવારના બોલ મારા હૈયાને કોરતા રહ્યા છે. હું યે શહેર બહાર જઈ રહી હતી ત્યાં કિશોરે સામેના મકાનની અગાસીએથી ભયની સિસોટી મારી અને હું બીજી બાજુ ખસી ગઇ. એકદમ મને મળીને કિશોરે પૂછ્યું: 'જિતુભાઈ પકડાઈ ગયા લાગે છે. હવે શું કરશું?'

'શું કરશું?' એ સવાલનો જવાબ દિવસો સુધી હું પોતાને યે કયાં આપી શકી હતી? જિતુભાઇએ સોંપેલાં કામ યંત્રવત કરવાનાં હતાં જ. પણ જિતુભાઇને છોડાવવા કેમ? એ અશકય વાતને શકય બનાવવા મગજ નસેનસને ખેંચીને નિચોવ્યા કરતું હતું, પણ સૂઝ પડતી ન હતી.

હું અરુણાના બાપુજીને કહેતી હતી: 'બાપુજી, કાંઇક માર્ગ કાઢો. તમારે તો જૂની ઓળખાણો. જિતુભાઇને મળવાનું ન બની શકે?'

એ કહેતા હતા: 'બેટા, જિતુ હજી પોલીસ–તપાસ નીચે છે. તે તપાસ પૂરી થયા પછી કાંઇક થઈ શકે.'

દિવસો પર દિવસો પસાર થતા જતા હતા અને પળેપળ હૈયું વેદનાથી ભીંસાઇ રહ્યું હતું કે જિતુભાઇનું શું થયું હશે? અને કેટલા દિવસ પછી એક બપોરે એમની મુલાકાત શકય બની. પણ મુલાકાતમાં તો સગાં જ જઇ શકે એવું કડક નિયમન હતું. બાપુજી કહે: 'જિતુની બાને જવાની રજા મળશે. તું કઇ રીતે જઈ શકીશ, કુલસુમ?'

મેં કહેલું: 'હું પણ તેમની નિકટની સગી છું. મુલાકાતમાં નામ લખાવજો જિતુભાઈની પરણેતર કુન્દન. પછી કાંઈ?'

આ સાંભળીને અરુણાની બા મારી સામે તાકી રહ્યાં. મારાથી એમને થોડું જ કહી શકાય છે કે માસી! એ જ એક સાચું સગપણ છે!

અમારી મુલાકાત તો ચાલી માત્ર પાંચ મિનિટ. એ દરમ્યાન જિતુભાઈના અંગેઅંગના ઘાને ઓઢણી આડેથી નીરખતાં હૈયું વેદનાથી ચિરાઈ રહ્યું હતું. એ જ વખતે જીવનમાં કદી યે સંતોષ નથી લઇ શકી તેવો એક સંતોષ વેદનાની કિનાર પર ફરકી રહ્યો હતો. એ કેવી રીતે વર્ણવું? પાંચ મિનિટ, માત્ર પાંચ જ મિનિટ દુન્યવી દૃષ્ટિએ હું તેમની પત્ની તરીકે પાંચ માણસોની સામે બેઠી હતી એ ખ્યાલે અંતરના ઊંડાણમાંથી ઊઠતા કોઇ આનંદે મારા હૈયાની વેદના પર કેવો મૃદુ હાથ ફેરવી દીધો હતો?

મુલાકાત પતી ગઈ. જિતુભાઈને વસ્તુ મળી ગઈ. હવે આકાશ પાતાળ એક કરીને યે એ બહાર આવશે એવા વિશ્વાસે મેં અમારાં અધૂરાં કામ ચાલુ કર્યાં અને ચોથે જ દિવસે શહેરમાં દોડધામ બોલી રહી હતી કે જિતુભાઈ જેલ તોડીને નાસી ગયા છે, નાસી ગયા છે. આટલું વહેલું પતાવી શકાશે એવો તો મને પોતાને યે ખ્યાલ ન હતો. ઠેર ઠેર પોલીસો ઘૂમી રહ્યા હતા અને કિશોરના કહેવા પ્રમાણે તો એકેએક નવીન દેખાતા માણસનાં મોં સૂંઘીને પોલીસ જવા દે છે ત્યાં છઠે દિવસે સમાચાર મળ્યા કે રણજિત પણ ભાગી છૂટેલ છે.

કિશોરનું યે નામ પોલીસ-ડાયરીમાં ચડી ગયું છે. પણ ઘડીક

ભિખારી તો ઘડીક વાઘરી, ઘડીક ભરવાડ તો ઘડીક છોકરીનો યે વેશ પહેરીને રખડતા કિશોરને શહેરને આ છેડેથી બીજે છેડે રાતદિવસ રખડયા કરવામાં વાંધો આવતો નથી. કાંઈક કામ હોય અને તે તરત છલાંગ મારતો ખડો થઈ જાય છે. હું એને કહું છું : 'સાચવજે, ભાઈ!' તો એ જવાબ આપે છેઃ 'હવે લૂંટાયા પછી શો ભો છે!'

એ સમાચાર લાવે છે કે રણુજિત તો કોર્ટમાં લઈ જતા હતા ત્યારે બીજા કેદીઓની સાથે મળીને પોલીસો સાથે મારામારી કરીને ખરે બપોરે દરવાજા બહારથી નાસી ગયેલ છે. પોતે તો ભાગી ગયા, સાથે બીજા પાંચ કેદીઓને પણ ભગાતડા ગયા.

દરમ્યાન અમારાં મથકો પર પોલીસોની રેઈડ આવતી જાય છે. મારાં તથા જિતુભાઈની જ જાણનાં માત્ર બે જ સ્થળ બચી ગયાં છે. પેલા એરોડ્રોમ પરથી લાવેલ કિંમતી ચીજો સચવાઈ છે. લલિત હજી પકડાયો નથી. એ મને પૂછયા કરે છે : 'કુલસુમબેન, બધું જ પકડાઈ ગયું. હજી યે કાંઈક બચાવી શકાય તેવું હોય તો કહો. ફેરવી નાખીએ.' હું કહું છુ : 'નારે ભાઈ, હવે કાંઈ બાકી રહ્યું છે જ કયાં?'

પણ જિતુભાઈના અને રણુજિતના હવે શા ખબર? કયાં સંતાયા હશે? ફરીથી કદાચ પકડાઈ જશે તો—એ વિચારે દિવસો પસાર થઈ રહ્યા છે ત્યાં આઠમે દિવસે હરિજનવાસમાં એક ડોસો આવીને ઊભો રહ્યો. છોકરાંઓને પૂછયા કરે છે : 'અહીં કયાંક કંકુબાઈ રહે છે ને?'

હરિજનવાસના આ ગુપ્ત સ્થાનકમાં મારું નામ લેનાર આ ડોસો કોણ?—એવા વિચારે લોટ મસળતી હું જાળિયામાંથી નજર કરું ત્યાં તો ડોસો ઘરમાં આવી લાગ્યો હતો. મારા હાથમાં લોટનો પીંડો જોઈને કહે છે : 'બેટા કંકુ, રોટલો જરા પોચો કરજે. મારા જેવા બોખલાથી હવે કઠણ રોટલો નહિ ચવાય.' કહેતાં કહેતાં ડોસાના બોખા મોઢામાંથી થૂંકના છાંટા ઊડી રહ્યા છે.

'કોણ છો તમે? કોનું કામ છે?' મેં પૂછયું.

લાકડી ફેંકીને ભીંતને ઓઠીંકણે આડો થતો ડોસો કહે છે : 'અરે બેટા, ભૂલી ગઈ કે ? ઘરડાં હારે કોણ ઓળખાણ રાખે ભાઈ ! હવે તો આવતે અવતારે 'ભૂ...ત' થઈને અવતરું તો તું ઓળખે.'

પેટ્રોલની ટાંકી વખતની 'ભૂ...ત'ની વાત જાણનાર આ છે કોણ ? એ સમજવા પાંચ મિનિટ તાકી રહી તોયે ન ખબર પડી ત્યારે ડોસો કહે : 'મને રઘુ ડોસાને ન ઓળખ્યો, બેટા ?'

અરે કોણ, રણજિત ? જુવાનજોધ રણજિત સાચેસાચ પોતે જ આ ડોસાને વેશે આવેલ છે ? એના મોઢામાં દીપતા દાડમ કળી શા ગામડિયા દાંત ક્યાં ગયાં ? મેં પૂછ્યું : 'રણજિતભાઈ, તમારા દાંત ?'

એની હંમેશની રીત મુજબ ટૂંકમાં જ એ કહે : 'પોલીસ સાથે ઘણા દિવસ ભાઈચારો કર્યો. અંધારી રાતેય નજર નાખતાં ઓળખી જાય તેટલી નિકટતા થઈ ગઈ. વેશપલટો કરવા કરતાં દાંત પાડીને મુખપલટો જ કરી નાખ્યો. કામ કર્યા વગર કાંઈ ચાલશે ?'

'બત્રીસે બત્રીસ સાબૂત દાંત પાડી નાખ્યા ?' મારાથી જોરથી ચીસ પડાઈ ગઈ : 'કેવી રીતે પાડ્યા ?'

રણજિત કહે : 'દવાખાનામાં જઈને દવા લગાવીને નહિ. વગડા વચ્ચે મૂઠી જેવડો કાળમીંઢ પથ્થર લઈને, બીજી કેવી રીતે વળી ! પણ બેટા કંકુ, વાતોનાં વડાં નહિ થાય. ઉતાવળે ચાર રોટલા ટીપી નાખ. એટલે ઝીણા પટેલને ભાત પહોંચાડીએ. આઠ દિવસથી વાટ જુએ છે.'

દરમ્યાન કિશોર પણ આવી પહોંચ્યો. કિશોર રઘુ ડોસાને ખભાનો ટેકો આપીને આગળ ચાલ્યો જાય છે. પાછળ ભાત લઈને હું ચાલી જાઉં છું. પોલીસચોકી પાસેથી નીકળતાં યે લહેરથી તડાકા મારતાં રઘુ ડોસા કહી રહ્યા છેઃ બેટા કંકુ ઝીણા પટેલ તો કહે છે કે શહેરમાં ગાડીભાડાં કરવા કરતાં રામા કોળી સાથે ગામડાંમાં ભાગવી ખેડ કરવી સારી. ગાડીભાડાંમાં તો સાંજ પડે દનિયું પડે, ન પડે. વળી સિપાઈ

સપરાંની હારે રાતદી પનારાં પાડવાં પડે. એના કરતાં આ કામ નિરાંતવું. વરસ દીએ ખળે જે આવે તે આપણુ બાપનું. કોઈની સાડીબાર તો નહિ.'

પેલા હરિપુરમાંથી નીકળી ગયેલ રાયમલ ચોહાણુ સાથે મળવાની વિચારણા તો આ પહેલાં ઘણી વાર કરી નાખી છે. પણ કામની ધમાલ વચ્ચે એમને મળવાનું બની શકયું નથી. જિતુભાઈ ભાગીને ત્યાં પહોંચી ગયા છે? બે બહારવટિયા ભેગા થઇ ગયા છે?

ઝપાટાબંધ અમે રસ્તો કાપી રહ્યાં છીએ. બપોરે એક કૂવાકાંડે બેસીને ભાત છોડી બપોરા કરી લીધા. વળી ચાલી નીકળ્યાં. સાંજ વખતે અંધારાં ઘેરાયાં કે રઘુ પટેલે આડબીડ માર્ગ લીધો. સામે જ ગઢિયા ડુંગરની હારમાળા ચાલી જાય છે. એના કાળા ભમ્મર ઓછાયા આભને આવરી રહ્યા છે. શિયાળાના દિવસો છે. ટાઢ શરૂ થઇ ગઇ છે. ટાઢથી અંગ ભીડતાં અમે ગઢિયાની ભેંકાર ગાળીઓમાં પગ દીધો ત્યારે મારગ દેખાતો બંધ થઈ ગયો હતો. રઘુ પટેલ આગળ ચાલ્યા જતા હતા. તેની લાકડી ઝાલીને પાછળ કિશોર અને કિશોરનો ખભ્ભો ઝાલીને હું ટેકરા-ટેકરીઓ પર ઠેબાં ખાતી ચાલી જતી હતી.

કલાક, બે કલાક, અઢી કલાક. અર્ધો અર્ધો કલાકને અંતરે ધડ કરતો પાણો પગ પાસે આવીને પડે છે અને રઘુ પટેલ કયારેક શિયાળની લાળી જેવો, તો કયારેક શેઢાઇની ખરેરાટી જેવો અવાજ કરે છે. તુરત અંધારામાંથી કોઇ ખોપને પછવાડેથી કે કોઇ ઘટામાંથી હથિયાર બીડેલો કાળો ઓળો ઊભો થઇને હાથ મિલાવી આગળ વધવાનો માર્ગ બતાવી પાછો અંધારામાં ગેબ થઈ જાય છે.

ચાર-પાંચ ટેકરીઓ વટાવી, એક ટૂંક પસાર કરી, ચાર ગાળીઓ વીંધી એક કાળી ડિબાંગ હારમાળાને ઘસાઇને ચાલતી કેડીએ કેડીએ ચાલતાં લગભગ મધરાતે એક ખોપ પાસે આવીને ઊભાં રહ્યાં કે ઝબ ઊભા થઇને એક ઓળાએ રઘુ પટેલનો હાથ ઝાલ્યો. તરત રઘુ પટેલે 'રામ ભાઈ, રામ રામ.' એવો હળવી રીતે અવાજ કરતાં ઓળાએ રઘુ

પટેલને આખે શરીરે હાથ ફેરવ્યો. અમારાં આખાં શરીર તપાસ્યાં અને 'અમારે તો રાતવાસો રહેવો.' એવો સવાલ રઘુ પટેલે કરતાં ઓળો ઇશારો કરીને એમને બેસારી ગયો. થોડી વારે પાછા ફરી ઓળાએ મારી અને કિશોરની આંખે પાટા બાંધ્યા અને ચાર પાંચ ઘૂમરીઓ ખવરાવી, ત્રણ ચાર વખત આસપાસની ટેકરીઓ ચડાવી ઉતરાવી અર્ધે કલાકને અંતે પાટા છોડયા ત્યારે અમે કોઈ ગુફાને બારણે આવીને ઊભાં હતાં. પેલા ઓળાએ ગુફાને બારણે ટકોરા દેતાં બે બાજુથી બીજા બે ઓળા ઊભા થયા અને રઘુ પટેલને ખભે ટકોરા દઈ અમને ગુફામાં જવા દીધાં. અંધારી ઘોર ગુફામાં ચાર ડગલાં આમ અને ચાર ડગલાં તેમ વટાવી, પેટ ઘસાતાં આગળ વધ્યાં તો સામે મોટા ઓરડા જેવડો ઘૂમટ દેખાયો. ઘૂમટની કોરે નાની ટગ ટગ દીવડી બળી રહી છે. અંદર પાંચ-છ જણ સૂતા છે. મોઢા આગળ બે જણા જાગતા બેઠા છે.

ઠેઠ છેવાડે સૂતેલા આદમી પાસે જઇને રઘુએ એના પગના અંગૂઠાને ટકોરા દીધા કે ઝબ દેતો આદમી ઊભો થયો. જાડું ધોતિયું અને કબજો પહેરેલ એ આદમીએ માથે ફાળિયું અને મોઢે બોકાનું બાંધેલ છે. લાંબી મૂછો ફરકી રહી છે અને જમણા હાથ નીચે રિવોલ્વર દબાવેલી છે. 'ઝીણા પટેલ !' એમ રઘુએ કહેતાં જોયું તો-ઓહો, આ તો જિતુભાઈ!

'આવ કંકુ !' કહેતાં જિતુભાઇએ મને પાસે બેસાડી. સવાર સુધી એમની સાથે વાતો થઈ. દિવસો સુધી મરણતોલ માર પડયાની વાતો સાંભળી મારું દિલ ન રહી શક્યું. હાથની પાંચે આંગળીએ જીવ આવીને બેસી ગયો અને જિતુભાઈને માથે હાથ ફરતો રહ્યો. જોઉં છું તો આખે અંગે ઠેકઠેકાણે ગાંઠો બંધાઈ ગઈ છે, ગોટલાં જામી ગયાં છે અને ઝળેળા પડી ગયા છે. થોડીક વાર પછી મારો હાથ અટકાવતાં કહે : 'રહેવા દે કંકુ, હાથ ફરતાં ગાંઠો ઊલટી વધારે દુઃખે છે.'

સવારે રાયમલભાઈ ઊઠતાં તેમની સાથે ઓળખાણ કરાવી. આખે અંગે હથિયાર બીડેલો આ આદમી એક દિવસ કોર્ટમાં વકીલાત કરતો

હશે એમ કોણ કલ્પના કરી શકે તેમ છે ? દિવસ અને રાત, ટાઢ અને તડકા વચ્ચે, ડુંગર–ગાળીઓમાં આથડીને ધગેલ ત્રાંબા જેવું થઇ ગયેલ એનું શરીર એક વખત કોલેજની શીળી છાયા નીચે અભ્યાસ કરતું હશે એમ માનતાં કલ્પના પણ થંભી જાય છે. આસપાસ કે આઘે નજર નાખતાં તાણેલ તીર જેવી એની ઠરડાયેલી આંખો પાછળ કોઈ મૃદુતા પડી છે એની તો જયારે એ હસીને વાત કરે ત્યારે જ ખબર પડે તેમ છે. જાડાંમોટાં કપડાં પહેરેલ આ ગામડિયો દેખાતો આદમી જયારે વાતે ચડે છે ત્યારે જ ખબર પડે છે કે એનાં એકેએક કાર્યની પાછળ વિચારણા છે, યોજનાશકિત છે અને પોતાની નીતિરીતિની યોગ્યતા પુરવાર કરવાની સાંગોપાંગ દલીલશકિત પડી છે.

મને નમસ્કાર કરતાં કહેઃ 'કંકુબેન, અહીં તમારા રાજનગર જેવી શહેરી સાયબી નહીં મળે, પણ વગડાના સાવજની નિર્બંધ છૂટ તો મળી જ રહેશે.'

મેં પૂછયુંઃ 'હમણાં શું કામકાજ ચાલે છે, રાયમલભાઈ?'

હળવેથી હસતાં કહેઃ 'નિઃશસ્ત્રીકરણ! લીગ ઓફ નેશન્સના ઠરાવ કે ગાંધીજીની અહિંસા જે નથી કરી શકયાં એ અમે કરી રહ્યા છીએ. અત્યાર સુધીમાં ચૌદેક થાણાંને નિઃશસ્ત્ર કર્યાં છે. અમારી હિંસક નીતિ માટે ચારે બાજુ ઉહાપોહ મચી રહ્યો છે, પણ નિઃશસ્ત્રીકરણ દ્વારા હિંસા અટકાવ્યાની વાત કોઈ કરતું નથી. તારે કોઈ દિવસ ગાંધી–જીને મળવાનું થાય તો અમારી આટલી વાત કાને નાખજે, બહેન.'

દિવસનાં અજવાળાં પથરાય એ પહેલાં વિદાય લેતાં કહે 'ઝીણા પટેલ, અમે રહેશું ગોરિયાગાળાની બોપોમાં અને તમે રહેજો ભેરવ ગાળાની બોપોમાં. કોઈ દિવસ સાથે ભીંસાઈ મરીએ એ કરતાં જુદા રહેવું સારું. તમારી સાથે આ દલુ રહેશે. એ આપણા એકબીજાના સમાચાર પહોંચાડતો રહેશે અને તમને રહેવાનાં સ્થળ બતાવતો રહેશે.'

આમ કહી એ જુવાન આદમી હથિયારોને ફરીથી તપાસી

ગાળીઓમાં સડસડાટ ઊતરી ગયો. એની પાછળ એમના ચાર અંગત સાથીદારો પણ આડેઅવળે રસ્તે ઊતરીને ગેબ થઇ ગયા.

ભેરવગાળાની ખોપો અમારું નિવાસસ્થાન બની ચૂકી છે. કિશોરને ભારે ફાવતું આવ્યું છે. આખો દિવસ ગાળીમાં ઘૂમ્યા કરે છે અને ક્યારેક ચણીબોર તો ક્યારેક કરમદાંનાં ખીસાં ભરી આવે છે અને અમારી ખોપોમાં ઠાલવે છે. ક્યારેક રાયમલભાઇએ કરી આપેલી સગવડ અનુસાર આસપાસનાં ગામડાંમાં પહોંચી જાય છે અને જાર–બાજરાના રોટલા તથા શાકનાં ભાત ઉપાડી આવે છે. ધીમે ધીમે એ આસપાસનાં ગામના છોકરાઓ સાથે ઓળખાણો બાંધતો આવે છે અને પોતાની ટુકડી રચતો આવે છે. હું બેઠી બેઠી ત્રણ પાણાનો મંગાળો માંડી રોટલા ઘડતી હોઉં છું ત્યારે એ ખોપને બારણે કોઈ ઝાડની ટંગલી ટોચે ચડીને બેઠો બેઠો ગાતો હોય છે કે:

**દુ:ખોંસે દિલ્લગી અય નવજુવાન ! કરતે રહો,**
**સિતમસે ગુફતેગો આશકકી તરહ કરતે રહો...**

જિતુભાઇએ પોતાની યોજના શરૂ કરી દીધી છે. બોખા રણજિતને હવે આખા રાજનગરમાં કોઈ ઓળખી શકે તેમ નથી. રાતદિવસ એ રાજનગરના દોડા કરી રહેલ છે અને બચ્યા ગયેલો કિંમતીમાં કિંમતી સામાન ફેરવીને આ ગઢિયા ડુંગરાની ખોપોમાં ઠેકાણે પાડી રહેલ છે. હજી ટકી રહેલ અમારી ટોળીના પંદર સત્તર જુવાનોને સમાચારોથી સાંકળી રહેલ છે. હરીન્દ્ર હજી યે અમારે જરૂર પડે એવી ચીજોની બનાવટ કરી રહેલ છે. લલિત જ્યારે મળે ત્યારે રણજિતને મારા અને જિતુભાઇના સમાચાર પૂછ્યા કરે છે. પણ રણજિત જવાબ દેતો આવે છે: 'હવે તો એ ક્યાંક હાથ ઝાલીને બેસી ગયાં લાગે છે. સૌને જીવ વહાલો હોય, ભાઈ.'

હું પૂછું છું : 'લલિત જેવા આપણા નિકટના સાથીને આવા જવાબ કેમ આપતો આવે છે, રણજિત ?'

રણજિત કહે છે: 'નિકટના સાથીને યે જરૂર કરતાં વધારે જણાવવાની શી જરૂર?'

જિતુભાઇ પેલો સંગમેશ્વરનો પુલ ઉડાડવાની તથા બીજો વ્યવહાર ખોરવવાની વિચારણા કરી રહેલ છે. ક્યારેક ક્યારેક મળવા આવે છે ત્યારે રાયમલભાઇ કહે છે: 'મેં તો આ થાણાં પૂરતું મારું કામ મર્યાદિત રાખ્યું છે. જીવું છું ત્યાં સુધી થાણે થાણે પોલીસો થરથરતા જાગશે અને માનશે કે તેઓ એક આઝાદ રાષ્ટ્રને ગુલામ બનાવી રાખનાર સરકારનું કામ મોતને જોખમે કરી રહ્યા છે.'

ક્યારેક થાણાં પર હલ્લો કરવા જાય છે ત્યારે પોતાના સાથીદારોને છેલ્લી અલ્લાબેલી કરતાં એ ઇમામ હુસેનના આખરી શબ્દોમાં ગાય છે:

**જીતે રહેંગે તો સબસે મિલેંગે**
**નહિ તો કરના કરબલામેં મુકામ...વાવેલા.**

પાછા ફરે છે ત્યારે થાણામાંથી લૂંટી લાવેલ બંદૂકોની જાતો અને કારતૂસોની ઓળખાણ અમને કરાવે છે. જરાક ય નવરા પડતાં જિતુભાઈને અને રણજિતને નિશાનબાજી શીખવવા લઈ જાય છે.

પણ અમારી પાસે નાણાં ખૂટયાં છે. જૂનાં દેવાં ચડી ગયાં છે. ગુપ્ત રીતે સૈનિકોને રાખવાનાં અને દુર્લભ ચીજો મેળવવાનાં નાણાં જોઇએ છે. મેળવવાં કેવી રીતે? જિતુભાઇ કહે છે: 'જા કુલસુમ, એકાદ આંટો રાજનગર જઇ આવ. વનુભાઈ શેઠ અને હરજીવન શેઠને મળી આવ. લડતની શરૂઆતમાં સામે ચાલીને નાણાં આપી જનાર એ ઓળખાણોને વટાવી નાખીએ, બીજું શું?'

બીજે દિવસે હું ને કિશોર રાજનગર ઊપડીએ છીએ. પણ લશ્કરી કોન્ટ્રાકટ પાછળ રાતદિવસ મોટરો દોડાવી રહેલ વનુભાઈ શેઠ અને હરજીવન શેઠની પાંચ પાંચ દિવસ સુધી મુલાકાત ન મળી શકી. એક વખત મળવા ગયાં ત્યારે જવાબ મળ્યો કે 'શેઠ મહેમાનોની

સરભરામાં છે.' બીજી વખત ગયાં ત્યારે બાળકો સાથે રોકાયેલા હતા. ત્રીજી વખત કોઇ સભામાં પ્રમુખસ્થાને જઇ રહ્યા હતા. આઠમે દિવસે માંડ માંડ ઊભાઊભા મુલાકાત મળી ત્યારે કહે: ' અરે કુલસુમ, તું પોતે કાં આવી? તારે માથે તો કેટલો બધો ભય છે અને...'

મેં કહ્યુંઃ ' શું કરીએ શેઠ? પૈસાની એટલી બધી જરૂર છે કે...'

શેઠ કહે: ' તને ખબર છે કુલસુમ, ગાંધીજી આ બધાં કામની વિરુદ્ધ છે. મને તમારા કામ માટે માન છે. પણ સૈદ્ધાન્તિક રીતે એ કામમાં હું નાણાં કેમ આપી શકું? અમારે પણ જીવનમાં કાંઇક 'સ્ક્રુપલ' હોય ને?...'

આવા જ જવાબ હરજીવન શેઠ પાસેથી મળ્યા, ડૉ. પારેખ પાસેથી મળ્યા, માણેકલાલ વકીલ પાસેથી મળ્યા.

નિરાશ થઈને પાછી વળતાં હું અરુણાના બાપુજીને મળવા ગઇ. એ કહે: ' બેટા કુલસુમ, હવે તો તમારા આ ઉધામા છોડો. હવે કાંઈ હું પહેલાની જેમ વિરોધીની રીતે ના નથી પાડતો. પણ હવે તમારાં આ છમકલાંનો શો અર્થ છે? એ કરતાં કાંઇક નવા કામમાં...'

મેં કહ્યું : ' બાપુજી, અમારે માટે બીજો કોઈ માર્ગ નથી. અમે જીવીએ ત્યાં સુધી આઝાદીની લડત જીવતી છે એટલું વાતાવરણ જીવતું રાખી શકીએ તોયે બસ છે.'

વિદાય આપતી વખતે જરા ઢીલા થઇ જતાં કહે : ' તને ના પાડીને અપશુકન નથી કરાવતો. એક વખત એનાં ફળ મેં અરુણાની બાબતમાં ચાખ્યાં છે એટલે એ હિંમત નથી કરી શકતો. અરુણા મારા મનમાં કારી ઘા મૂકી ગઈ છે. મારા દિલમાં તારું જીવન અરુણાની ખોટને સ્થાને છે એ ન ભૂલતી, બેટા.'

મારી અમ્માને હવે મારી જોખમી સ્થિતિનો ખ્યાલ આવી ગયો છે. તેનું પારાવાર દુઃખ હોવા છતાં જ્યારે અમ્માએ મને હસતે મોંએ રજા આપી ત્યારે મારા મનને દુઃખના જે બોજાએ દબાવી દીધું હતું

તેને ક્યાં યાદ કરવા બેસું ? લડતનાં આવાં ઝંઝાવાતી કામો વચ્ચે યે અવારનવાર ફરકી જતી વ્યક્તિગત લાગણીઓની લહરને પંપાળવાથી કે યાદ કરીને દુઃખ વધારવાથી શો ફાયદો છે ?

દસમે દિવસે જિતુભાઈને પૈસાની બાબતના નિરાશાજનક સમાચાર આપ્યા ત્યારે મળવા આવેલ રાયમલભાઈ પણ બેઠા હતા. મારી વાતો સાંભળીને એ કહે: ' કાકલૂદીઓ છોડો. આ સરકારી તિજોરીઓ ભરી છે એ બધી આપણી જ છે ને ? સરકારી સ્કોલરશીપ જ સીધી મેળ-વવા લાગો ને કે આવા શેઠિયાના ઘરનાં પગથિયાં ઘસવાં ન પડે. એ બધા પણ સરકારી કોન્ટ્રાક્ટમાંથી જ પૈસા મેળવે છે ને ? એ કરતાં આપણે સીધો કોન્ટ્રાક્ટ જ શું કામ ન કરી લેવો ?'

બીજે દિવસે જંગલ વચ્ચે આવેલ ભૂપગઢના થાણાની તિજોરી પર હલ્લો લઈ જવાનું વિચારાયું. ત્રીજે દિવસે રણજિત રાજનગર ગયો ને લલિત મારફત ત્યાંના વિગતવાર સમાચાર મળી ગયા: માત્ર પાંચ જ પોલીસો, બે અમલદાર, ત્રણ દિવસ પહેલાં જ એક લાખ અને પાંત્રીસ હજાર તિજોરીમાં જમા. લલિતે પોતે આ હલ્લામાં સામેલ રહેવા ખાસ ઇચ્છા દર્શાવી છે. પાંચમા જ દિવસની રાતે હલ્લો લઈ જવાનું વિચારાયું. છેલ્લી ઘડીએ લલિતને સમાચાર પહોંચાડતાં તેણે બે–ચાર દિવસ રોકાઈ જવાનું કહેવરાવ્યું છે. પણ રાયમલભાઈ કહે: ' લગ્નનાં મુહૂર્ત હોય, લડાઈનાં નહિ. '

યોજના વિચારાઈ ગઈ. રાયમલભાઈએ જંગલ તરફથી આવી થાણાની દેવડી પર કબજો કરી લેવો. અમારે રાજનગર સાથેનો ભૂપગઢનો બધો સંબંધ તોડી નાખી તૈયાર રહેવું. નિશાની મળતાં થાણાની અંદર પહોંચી તિજોરીનો કબજો લઈ લેવો. લલિતને આવી પહોંચવા સમાચાર પહોંચાડી દીધા છે.

હથિયાર વહેંચી લીધાં છે. સમી સાંજે અમે ડુંગરની ગાળીઓ વીંધતાં ચાલી નીકળ્યાં. કિશોર ગાળીઓ ગજવતો ગાતો આવે છે :

**જખમકે ઝેવરોંકો હો શ્રિંગાર સીને પે**
**ખૂને ખંજરકો કલેજેમેં મ્યાન કરતા ચલો...**

અંધારાં ઘેરાયાં અને અમે રાજનગર સાથે સંબંધ જોડતાં તારનાં દોરડાંને કાપી નાખ્યાં, રસ્તાને તોડી નાખ્યા અને ભૂપગઢથી થોડે દૂર વોંકળાની વચ્ચે રાયમલભાઈની નિશાનીની વાટ જોતાં બેઠાં. આજ સુધી ઠીક ઠીક જોખમી કાર્યક્રમો અમે કરી આવ્યાં છીએ, પણ સીધાં હથિયારે મોતની સાથે ખેલવા તો આજે પહેલી જ વખત જઈ રહ્યાં છીએ. જિતુભાઈ હમણાં હમણાં ગંભીર રહે છે તેથી એમની સાથે તો શી વાત થાય ? રણજિતને આ બધી વાતો જાણે મારકીટે શાક લઈ આવવા જેટલી સ્વાભાવિક છે. કિશોરને તો નવું રમકડું મળી ગયું છે તેથી મારી સાથે વાતો કર્યા વગર નથી રહી શકતો. હું હજી આસપાસ નજર ફેરવતી લલિત ન આવ્યો તેની ચિંતામાં બેઠી છું ત્યાં ફૂડૂ...અવાજ થયો.

રાયમલભાઈ આવી પહોંચ્યાની એ નિશાની. એમણે રિવોલ્વરનો અવાજ કરવાનું કહેલ ને ? આ તો બંદૂકનો અવાજ લાગે છે. પણ એવી શંકા વિચારવાનો અત્યારે કયાં સમય છે ? અમે મારી મૂકયાં. ભૂપગઢ પાસે આવતાં તો સોપો પડી ગયો છે. ઠંડીના દિવસો છે. કોઈ જીવનું જણ્યું દેખાતું નથી. ઝાડ જાણે માણસોનાં પ્રેત જેવાં આકાશે અડતાં ખભા દબાવી ઊભાં છે. સામે જ થાણું દેખાય છે. અંધારામાં ચમકતી થાણાની બત્તીઓ વાઘ-દીપડાની આંખો જેમ ટમકયા કરે છે. શાંતિ પથરાઈ ગઈ છે. કોઈ હરતું ફરતું યે નથી દેખાતું. રાયમલભાઈએ ગજબ કુશળતાથી કામ પતાવી દીધું લાગે છે.

રણજિત સીધો દરવાજે પહોંચ્યો કે એક ઓળો ઊભો થયો. ભીંત સાથે ટકોરો. અંદર જવાની નિશાની. અમે એક પછી એક અંદર દાખલ. એક, બે, ત્રણ, પાંચ, સાત. અંદર દાખલ કે દરવાજો બંધ થયો. દરવાજો કેમ બંધ થાય છે એ વિચારીએ

તે પહેલાં તો ફડ...ફડ...અવાજ શરૂ. અરે આ શું ! અમે નજર ફેરવીએ તે પહેલાં મનુ પડી ગયો હતો. ગોળી છાતી વીંધતી ચાલી ગઇ હતી. એણે પડતાં પડતાં ઊંચે નિશાની કરી કે રણજિતે અવાજ કર્યો અને દેવડી માથેથી નિશાન તાકનાર હેઠે પડયો. આ તો પોલીસ ! પોલીસને રાયમલભાઇએ નહિ દબાવી દીધા હોય ?

તરત જિતુભાઈ અને હું પેલા કોઠાની આડશે આવી ગયાં. રણજિતે દેવડી સામે છલાંગ મારી. કિશોર નિસરણીનાં પગથિયાં નીચે ઊભો રહી ગયો. રણજિત અને જિતુભાઈ સલામત સ્થળે ગોઠવાઈ ગયા. થાણાની દેવડીને દરવાજે પાંચ પોલીસ હથિયાર સહિત દેખાયા.

રણજિતે અવાજ શરૂ કર્યા: ‘છોડો હથિયાર ! મર જાઓગે...’ એક અવાજ અને એક હેઠો, બીજો અવાજ અને બીજો પોલીસ હેઠો. પોલીસો પણ પેલી ગુણીની આડશેથી બાર કરી રહ્યા છે. મનુની પાછળ ઊભેલ વીરેન્દ્રને પાડયો. વીરેન્દ્રની ચીસ નીકળી ગઈ.

પોલીસો દેવડીની કોટડીમાં પહોંચી જાય તો ભારે થાય. ત્યાં બધાં હથિયાર પડયાં છે. જિતુભાઈ નીચે સૂઈ ગયા. છાતી સરસા સરકીને સરકતા સરકતા પોલીસોની પછવાડે પહોંચ્યા. એકદમ ઊભા થઈને ત્રાડ દીધી: ‘છોડો હથિયાર ! મર જાઓગે...’ ટપોટપ બે પોલીસોએ હથિયાર છોડી દીધાં. પાસેની ઓરડીમાં તેમને પૂરી દરવાજો બંધ કરે તે પહેલાં ત્રીજા પોલીસે છલાંગ મારી. હથિયારની કોટડીમાં દાખલ.

હવે ! કોટડીને પાછલે બારણેથી એ હથિયારો પૂરાં પાડે તો અમારે માટે કોઇ રસ્તો ન રહે. જિતુભાઈ એને કહી રહ્યા છે: ‘છોડ હથિયાર ! મરી જઇશ !’

પોલીસ કહી રહ્યો છે: ‘નહિ છોડું, હમને સરકારકા નમક ખાયા. હરામ કૈસે કરું ? મૌતકા સૌદા કરકે ચૌદા સાલસે નૌકરી કર રહા હું.’

જિતુભાઇ સમજાવી રહ્યા છે: ‘તૂ મર જાયગા.’

પોલીસ જવાબ દઇ રહ્યો છે: 'મરના તો સભી ઇન્સાનકે લિયે હૈ હી. લેકિન શાનકા મૌત નસીબદાર કો હી મિલતા હૈ. આઓ, હમ દોનોંમેંસે કૌન નસીબદાર હૈં ઉનકી તલાશ કરેં.'

પોલીસ સરકતો જાય છે. હમણાં પેલી દીવાલ વટાવે કે તદ્દન સલામત સ્થળે પહોંચશે. એને પોતાને તો નિશાન લાગે તેમ નથી.

તરત રણજિતે દડવડતી દોટ દીધી. એક છલાંગ, બે છલાંગ, ત્રીજી છલાંગે પેલા પોલીસથી ચાર હાથ દૂર. પોલીસે બાર કર્યો. એક, બે, ત્રણ, ફડ ફડ ફડ. અડવડિયાં ખાઈને બાર ચૂકવતો રણજિત ચોથી છલાંગ મારે એ પહેલાં ચોથી ગોળીએ એના પેટને વીંધી નાખ્યું. પણ પડે તે પહેલાં રણજિતે સીધો ભૂસકો પોલીસ માથે માર્યો. આખું અંગ ખેંચાઈ જાય તે પહેલાં એણે પોલીસને બથ ભીડી લીધી. આડે હાથે રિવોલ્વર લઇ પોલીસની પીઠમાં બાર શરૂ કર્યા. એક, બે, ત્રણ... પોલીસ પણ ભીડેલ બથમાંથી બાર કરી રહ્યો છે, પણ એના બાર હવે આડાઅવળા જતાં ગોળીઓ દીવાલ સાથે ટકરાઇને હેઠે પડી રહી છે. રણજિતના છ બારમાંથી ત્રણ બારે પોલીસનું પડખું વીંધી નાખ્યું. બન્નેની તાકાત હવે ખૂટી ગઈ છે. એકબીજાને દાબતા હેઠા જઈ પડયા કે પોલીસે રણજિતના વાંસામાં હાથ થાબડતાં અવાજ કર્યો: 'શાબાશ મર્દ. મર્દ કે હાથસે મૌત પાના વો ભી નસીબકી બાત હૈ...'

તરત જિતુભાઈએ છલંગ દીધી. રણજિતની પાસે પહોંચે તે પહેલાં રણજિતે અવાજ દીધો: 'ઝીણા પટેલ! મારે માટે ન થોભતા. ઉતાવળ કરજો. કાંઇક દગો લાગે છે,' રણજિતે પોલીસની બાથમાં છેલ્લી નજર ખેંચી અને હરીન્દ્રે કોટની આડશેથી આવી કોટડીનો કબજો લીધો,

જિતુભાઇએ ઓફિસ પર છલંગ મારી. ત્યાંના માણસોને દબાવ્યા. ચાવીઓ લઈ તિજોરી ઉઘડાવી રહ્યા છે ત્યાં દીવાલે ચડી ધ્યાન રાખતા કિશોરે બીજા ભયની સિસોટી મારી કે ફડ્ અવાજ થયો. કિશોરનો સાથળ વીંધી નાખ્યો. કિશોર હેઠો જઈ પડયો. છલંગ મારી મેં કિશોરને

ઉપાડી લીધો એ પહેલાં તિજોરીએથી જિતુભાઈ આવી પહોંચ્યા હતા. પાછલે બારણેથી ભાગ્યા વગર છૂટકો નથી. આગલે દરવાજેથી જ કિશોરને ઘા વાગ્યો છે. કોઈ નવા માણસો આવ્યા લાગે છે.

એક થેલો મારા હાથમાં સોંપાતાં જિતુભાઈએ કિશોરને ઉપાડી લીધો. કિશોર કહી રહ્યો છે: 'ભાગી છૂટો, ઝીણા પટેલ. મને ઉપાડવા રહેશો તો નહિ ભાગી શકાય. ક્યાંક બધા જ દબાઈ મરશું.'

જિતુભાઈ કહે છે: 'ગાંડો થા મા! થેલા કરતાં તું વધારે કિંમતી છે...'

કિશોરને ખભે નાખ્યો અને જિતુભાઈએ પાછલો માર્ગ લીધો. હરીન્દ્ર આગળ થયો. પણ થાણાને પાછલે ભાગે આવીને જોઈએ તો બારણું બંધ છે. ભોગળ ભીડેલ છે. ઓફિસમાં પૂરેલ માણસો પાસેથી ચાવી લેવા જવાનો ક્યાં વખત છે? કિશોરને પાડનાર માણસો આવી પહોંચે તો? દેવડી પાસે ખબ્બૂ, ખબ્બૂ, ખબ્બૂ અવાજ બોલી રહ્યા છે.

તરત જિતુભાઈએ કિશોરને મારે ખભે મૂક્યો. માથે બાંધેલી પાઘડી છોડી પગે બાંધી અને પાંચ ડગલાં પાછાં જઈ ધડૂ કરતી પાટુ બારણામાં મારી. એક, બે, ત્રણ અને ચોથે ઘાએ બારણાના ભુક્કા. પાછા ફરી કિશોરને ખભે નાખ્યો અને પાછલે માર્ગેથી પસાર.

થાણામાં ધકબક બોલી રહી છે. અમે ભાગી રહ્યાં છીએ. વોંકળી, વોંકળા, કોતર પસાર કરતાં ગાળીને માર્ગે. થાણામાંથી બંદૂકના બાર આવી રહ્યા છે. કિશોરના સાથળમાંથી લોહી ટપકીને નિશાની મૂકે તે પહેલા જિતુભાઈએ પાઘડી ચીરી પાટો બાંધી લીધો છે.

કલાક, બે કલાક, ત્રણ કલાક, વહેલી પરોડે ગઢિયાની સલામત ખોપે પહોંચ્યાં ત્યારે માંડ મનમાં ઘુમરાતા વિચારને વાણી આપવાનો વખત મળ્યો. 'રાયમલભાઈ કેમ નહિ આવ્યા હોય? શું થયું હશે? થાણામાં ખબર પડી ગઈ હશે? બીજા માણસો કેમ આવી પહોંચ્યાં? લલિત કેમ ન પહોંચી શક્યો?'

ખેપમાં પહોંચીને થેલો તપાસતાં અંદરથી નીકળ્યા માત્ર પાંચ હજાર ને પચીસ રૂપિયા. પણ જિતુભાઇનું મન અત્યારે થેલી તરફ નથી. ખેપના પત્થરો સામે નજર ખોડીને એ કલાકોથી આડા પડયા છે. કયારેક રણજિત કે મનુનાં હથિયારો સામે નજર નાખીને આખી ખેપ ભરી દે તેવો નિસાસો મૂકી દે છે.

સવાર પડી, બપોર થયા, સાંજ પડી તો યે રાયમલભાઇના સમાચાર નથી. કિશોરનું દર્દ વધતું જાય છે. હું ને જિતુભાઇ એની પાસે જાગતાં બેઠાં છીએ. ત્યાં મધરાતને વખતે ખેપને બારણેથી હરીન્દ્રે ટંકારા દીધા. થોડી વાર થઇ કે દલુ દાખલ. મોં પર નૂર નથી, લોહી નથી. જાણે મોતનો ઓળો મોઢા પર ફરકી ગયો છે.

જિતુભાઈ પૂછી રહ્યા છે : 'દલુ, રાયમલભાઈના કાંઈ ખબર?'

દલુની આંખમાંથી આંસુ ટપકી રહ્યાં છે. થોડી વારે એણે બોલવાની હિંમત એકઠી કરી તો યે આંસુ અટકતાં નથી. એ કહી રહ્યો છે :

'સાંજ પહેલાં અમે ગોરિયો ગાળો છોડી ભૂપગઢને માર્ગે ભેંસલી ખેપ માથે બેઠા રાહ જોતા હતા. હથિયાર–પડિયાર ખેપને માથે હતાં અને અમે નીચે બેઠા ટીમણ કરતા હતા ત્યાં અચાનક અમારે માથે ગોળીબાર શરૂ થયો. કાંઈ વિચારીએ તે પહેલાં તો માધો, રવજી, અને જેમલ વીંધાઇ ગયા હતા. કરવું શું? હથિયાર તો ઉપર હતાં અને અવાજ આડેથી આવતા હતા. તરત રાયમલભાઈ આડા સૂઈ ગયા અને પથ્થરનો આશરો લીધો. હું પાણી ભરીને પાછો ફરતો હતો. ત્યાં અવાજ સાંભળ્યા કે હેઠો પડી ગયો. બરાબર એક ખાડમાં ગોઠવાઈ ગયો. મારે માથે માથોડું ખડ અને ઝાંખરાં ઊભાં હતાં. ઉભડક ત્યાં બેઠો બેઠો જોઉં છું તો પોલીસપાર્ટીનાં માણસો ધીમે ધીમે ચારે બાજુથી આગળ વધી રહ્યાં છે અને કોઈ અમલદાર પડકારા કરી રહ્યો છે : 'રાયમલ, દોસ્ત! તાબે થઈ જા. અમને ઇનામ મળશે. તને છોડાવવા અમે અમારાથી બનતુ કરી છૂટશું.'

'રાયમલભાઈ હાથની રિવૉલ્વરમાંથી બાર કરીને પાર્ટીને આઘે ધકે-લતા બોલી રહ્યા છે : ' ઓહો, વ્યાસ સાહેબ કે ? સાહેબ, આબરૂના સોદા ન હોય. છૂટવાની આશાએ બહારવટે ચડયા હોત તો તો ક્યા-રનાયે તાબે ગઈ ગયા હોત. હવે આ હાથમાં સરકારી હાથકડી ન હોય. કાંતો એ છાતીએ આઝાદ હિંદનો વાવટો ફરકતો હોય અને કાંતો ગોળીની ભડીમાર બોલતી હોય.'

' ચાર ચાર કલાક સામા ગોળીબાર થયા. રાતનાં અંધારાંમાં રોશની ફેંકી રહેલ પોલીસોની વચ્ચેથી હથિયાર પાસે પહોંચવાનો કોઈ ઇલાજ ન હતો. હાથની રિવૉલ્વરના બાર ખૂટી જવા આવ્યા હતા. બીજા ચાર જણા ઘવાઈને પડી ગયા હતા. ત્યારે મારા બાપાએ કહ્યું: ' બેટા રાયમલ, હું હવે ખર્યું પાન કહેવાઉં. મારી આડશે આડશે ખોપ માથે ચડી જા. મારા માથે ઘા થાય એની ચિંતા ન કરતો.' રાયમલભાઈએ હા ના કરી, પણ બાપાએ હાથ ઝાલીને એને ઊભા કર્યા કે ધડ ઘા મારા બાપાને લાગ્યો. બાપા આડા સૂઈ ગયા અને ઢસડાતા ઢસડાતા ખોપના વળાંક તરફ ચાલ્યા. આડશે આડશે રાયમલ-ભાઈ ખોપ પાસે પહોંચીને ઉપર છલાંગ મારવા જાય તે પહેલાં એમના જમણા ખભાને વ્યાસસાહેબે ઉપાડી લીધો. તોયે રાયમલભાઈ ખોપ પર ખાડા પડીને ઢસડાતાં હથિયારો પાસે જઈ પહોંચ્યા. ડાબે હાથે એમણે નિશાન શરૂ કર્યાં કે પાર્ટી પાછી હટી. સવાર સુધી તેઓ ઓડા બાંધીને બેઠા રહ્યા. અજવાળાં શરૂ થતાં વળી હલ્લો શરુ કર્યો. ચારે બાજુથી આવતી ગોળીઓથી બચવા રાય-મલભાઈએ પાણા આડા ગોઠવીને ડાબે હાથે નિશાન લીધાં. બપોર સુધીમાં પાંચને ઉપાડી લીધા. પણ ત્યાં સુધીમાં એમનું અંગ વીંધાઈ ગયું હતું. વ્યાસ સાહેબ હજી યે તેમને સમજાવતા હતા, પણ રાયમલભાઈ આપણા કિશોરનું પેલું ગીત ગાઈ રહ્યા હતા :

**હમારા ખૂન હૈ આબે હયાત જન્નતકા,**
**સિતમગરોંકી ઉસે ખુશ્કી દૂર કરતે રહો...**

બરાબર બપોરના બાર વાગે એક બલોચી સિપાહીએ ખોપની પડખે ઊભેલા ઝાડ માથે ચડી થડની આડશેથી છેલ્લો બાર કર્યો અને રાયમલભાઇ 'ઇન્કીલાબ...ઝીંદાબાદ ! કરેંગે યા મરેંગે...' કહેતા હથિયારો માથે ઢળી પડ્યા. પણ બપોરના ચાર સુધી કોઈ એમની પાસે ફરકવાની હિંમત કરતું નહોતું. છેવટ તેઓ લોઢાનું એક પીપ લાવી એની આડશે આડશે ખોપ માથે પહોંચ્યા અને વળી પાછા રાયમલભાઈના દેહ માથે છ-સાત બાર કરી લીધા પછી પાસે ગયા.

'દોડીને એક સિપાહીએ રાયમલભાઇને પગેથી હલાવી જોયા કે વ્યાસસાહેબે ધડ તમાચો મારતાં કહ્યું : "આવા મરદના બચ્ચાની અદબ કેમ જળવાય એનું ભાન છે કે નહિ?' ત્યાં જ ઊભા રહીને વ્યાસસાહેબે રાયમલભાઇને સલામી આપી અને તેમના દેહને ખટારામાં નાખી રાજનગર ઉપાડી ગયા.

'હું એ પછી ખાડામાં ને ખાડામાં બેઠો રહ્યો. ઉભડક પગે બેસતાં અઢાર કલાકે પગ ખોટા પડી ગયા હતા, પણ હલુંચલું ને ખડ ફરકે તોયે પાસે ધકબક મચાવતા પોલીસોને હાથે જાન જાય એમ હતું. અંધારાં થયે પોલીસો રવાના થયા ત્યારે આ બાજુ ભાગી છૂટયો અને અહીં આવી પહોંચ્યો છું.'

સમાચાર સાંભળીને જિતુભાઈ એક શબ્દ પણ ન બોલ્યા. બેઠા બેઠા કિશોરને માથે હાથ ફેરવી રહ્યા છે. આંખો સુમસામ છે. ખેંચાઇને આંખો જાણે પલકારો મારવો પણ ભૂલી ગઈ છે.

બપોર થયા તો યે ખાવાનું નામ નથી લેતા. ખાવાનું આપ્યું તો બે બટકાં ખાઇને ઊઠી ગયા. જઇને ખોપને બારણે પથ્થર પર બેઠા છે. આકાશ સામે આંખો ખોડાઇ ગઈ છે. કિશોર કહે છે : 'કુલસુમ-બેન ! જિતુભાઈની પાસે જઇને બેસો ને !'

સાંજ સુધી એમને કેટલીયે વાતો કરાવવા પ્રયત્ન કર્યો, પણ જિતુભાઇ હરફ પણ ઉચ્ચારતા નથી. રણજિત અને રાયમલભાઇ ગયા,

વીરેન્દ્ર અને મનુ ગયા, બીજા નિકટના પાંચ સાથીદારો ગયા એ દુઃખે મારું યે મન હાહાકાર પોકારી અંદરોઅંદર ઘુમરાઈ રહ્યું છે, પણ હાહાકારને ઠેલો દઈને જિતુભાઈને કહી રહી છું : 'હશે જિતુભાઈ! આપણને બહારવટિયાને વળી દુઃખ શાં ?'

ચાર ચાર દિવસ સુધી જિતુભાઈની એની એ સ્થિતિ રહી. એમને આશ્વાસન આપવા ઘણી યે પ્રયાસ કરું છું, પણ આશ્વાસન આપતી વખતે હું યે જાણતી હોઉં છું કે કુલસુમ, તારા જેવી અઢાર કુલ-સુમનું લોખંડી હૈયું લઈને બેસનાર જિતુભાઈને તું શું આશ્વાસન આપી શકવાની હતી ?

ચોથે દિવસે જ્યારે એમની આંખોએ ભૂપગઢને માર્ગે ખોડાઈ રહીને અર્ધો કલાક સુધી નિઃસ્તબ્ધ આંસુ સાર્યાં ત્યાર પછી વળી પાછા એ બોલતા થયા. તરત સંગમેશ્વરના પુલને ઉડાડવાની એ યોજના ઘડવા બેસી ગયા અને રાજનગરને વીજળી આપનાર થાંભલાઓને તોડવાની વેતરણ કરવા લાગ્યા. બીજા દિવસથી રાયમલભાઈના બચી ગયેલા સાથીદારોના તાંતણા પણ મેળવી લીધા અને ધીમે ધીમે કામ શરૂ કરી દીધાં.

ભૂપગઢના બનાવ પછી હજી લલિતના કશા સમાચાર મળ્યા નથી. જિતુભાઈ માટે વધારે ઇનામ જાહેર થઈ ગયું છે. એમનો પત્તો મેળવવા માટે આસપાસનાં ગામડાંનાં માણસોને પકડી પકડીને મારી રહ્યા છે. કોઈને ઘેર જિતુભાઈ રહી ગયેલ એવા સમાચાર મળતાં આખા કુટુંબને સાત આઠ દિવસ સુધી સામે બેસાડી રખાય છે. કોઈ કુટુંબો વાતો કહી દે છે, તો કોઈ કુટુંબો છેલ્લે સુધી ટકી રહે છે. પણ હવે અમારાં સ્થળ અમે કુદરતને ખોળે મેળવી લીધાં છે. આ ગઢિયા ડુંગરાની હારમાળમાં એક હાથ દૂર ઊભેલાનો યે પત્તો મેળવવો મુશ્કેલ છે, તો અમારી ખબર કેમ પડવાની છે?

પણ હવે આ પ્રદેશમાં યે પોલીસના માણસો ફરતા હોય તેવું અમને લાગે છે. દૂરબીન લઈને બોપને બારણે બેઠો બેઠો કિશોર

આખા જંગલ માથે નજર ફેરવતો એક દિવસ મને કહે છેઃ ‘ જુઓ તો કુલસુમબેન ? પેલા ડુંગરની ટોચે ઊભેલા પોલીસની ચાલ મને લલિતભાઈ જેવી લાગે છે. હાલતાં હાલતાં એનો હાથ બરાબર લલિતભાઈની જેમ જ લચકાય છે.’

હું દૂરબીન માંડી કહું છું : ‘ જા, ગાંડા ! લલિતભાઈની અને પોલીસની ચાલને તું કયાં સરખાવવા બેઠો ? હમણાં લલિતભાઇના સમાચાર નથી મળ્યા એટલે તને પોલીસમાં યે લલિતભાઇ દેખાય છે કે શું ? ’

કિશોરનો ઘા વકરતો જાય છે. રાત ને દિવસ ઘાના દરદે જાગતો છતાં કિશોર મોઢા પરથી હાસ્યની રેખાઓ ભૂંસાવા દેતો નથી. કયારેક ઘા જોર કરે છે ત્યારે દર્દ ભૂલવા એ ગાવા લાગે છે.

જિતુભાઈ કહે છે : ‘ કુલસુમ, કિશોરને રાજનગર મૂકી આવ. અરુ-ણાના બાપા કોઈ ખાનગી સ્થળે રાખીને સારવારની સગવડ કરી આપશે.’

કિશોર કહે છે : ‘ ‘ના, રે, મારે રાજનગર નથી જવું. હું તો અહીં તમારી સાથે જ રહેવાનો. કોને ખબર આ ઘામાંથી જીવ્યો, મર્યો...મારે મરવું છે તો કુલસુમબેનના ખોળામાં જ.’

હું કહું છું : ‘ પણ હું યે જીવી મરી એ કોને ખબર છે, કિશોર ? પોલીસની ભીંસ કેટલી વધતી જાય છે એ તું કયાં નથી જાણતો ? ’

કિશોર કહે છે : ‘ તો તો મારે જવા જેવું રહે છે જ કયાં ? મોત વખતે વળી જુદા કયાં પડવું ! ’ તરત એ જિતુભાઈ સામે જોઇને કહે છેઃ ‘ અરે હાં, જિતુભાઇ ! આ કુલસુમબેન જ્યારે હોય ત્યારે મોતની વાત કરે છે તેથી મર્યા વગર નહિ રહે, અને તમે હજી હજાર યોજનાઓ વિચારો છો તેથી જીવ્યા વગર નહિ રહો. કદાચ કુલસુમબેન કહે છે તેવું જ થાય તો જ્યાં કુલસુમબેનને દાટો એની પડખે જ મને બાળજો. કુલસુમબેનની કબર માથે રોપજો પીપળી અને મારી રાખ માથે રોપજો

લીમડી. જન્મીને બેન નહિ પામનાર કિશોરને માંડ છેલ્લા ૭ માસમાં બેન મળી છે. એનાથી દૂર એને ન રાખતા.'

કહેતાં કહેતાં કિશોરની આંખને છેડે જળજળિયાં તબકી ગયાં કે મારી આંખમાંથી આંસુ ટપકી પડયાં. મારા મનને સંવરવા હું ખોપને બારણે ચાલી ગઇ કે કિશોર પાછો પથારીમાં પડયો પડયો એનું પ્યારું ગીત ગણગણવા લાગ્યો :

**આપ માનો ન માનો ખુશી આપકી,**
**હમ મુસાફિર હૈ કલ અપને ઘર જાયેંગે...**

## ૧૨

# અણખૂટ ધારા

### સુધીરની આત્મકથા

માનવજીવનમાં બની રહેલા પ્રસંગો અને આંખ સામે ઊડી રહેલાં રજકણો વચ્ચે કેટલું બધું સામ્ય છે? રજકણ રાઈ જેવડું હોય, પણ આંખ સામે જ હોય ત્યારે પહાડ જેવડું દેખાય અને માનવીની દૃષ્ટિમર્યાદાને પરિમિત કરી નાખે. અનંત અવકાશમાં રજકણ નહિવત છે, અવકાશની અનંતતા જ સર્વવ્યાપી છે એવું તો કોઈ આર્ષદ્રષ્ટા જ જોઈ શકે. એ જ રીતે કાળના અનંત પ્રવાહની અંદર માનવજીવનના પ્રસંગો તો બુદ્દ બુદ્દ સમા છે. એ પ્રસંગોના બુદ્દબુદોથી પાર એવા કાળના અનંત પ્રવાહને વટે જતા સત્ય, શિવ અને સુંદર સ્વરૂપને ગમ્યસ્થાન માનીને કેટલા માનવીઓ ચાલી શકે છે?

શંકરભાઈ હરિપુરામાં બનેલા અત્યાચારોની તપાસ માટે ઉપવાસ લઈને બેસી ગયા ત્યારે શરૂઆતમાં તો એમનાં તપઃતેજનાં અજવાળાં દેશભરમાં પથરાઈ યાં હતાં અને લાગતાવળગતાએ દોડધામ મચાવી દીધી હતી. પણ દિવસો જવા લાગ્યા અને શંકરભાઈનાં તપઃતેજ વિશેષ પ્રકાશવા લાગ્યાં તેમ તેમ સરકાર તરફથી માર્ગ નીકળવાને બદલે રૂંધન મુકાવા લાગ્યાં હતાં. એમના સમાચારો છાપવાની પ્રકાશનબંધી, હરિપુરમાં બહારનાં લોકોની પ્રવેશબંધી, એવી અનેક બંધીઓ ઊભી થઈ ગઈ. શંકરભાઈના જીવનને બચાવવા માટે માર્ગ કાઢવા દોડાદોડ કરી રહેલા સહૃદયી મિત્રો એક પછી એક ઊભી થઈ રહેલ મુશ્કેલીઓથી મૂંઝાઈને શંકરભાઈને કહેવા લાગેલા કે 'શંકરભાઈ!

હરિપુરનું આવું નાનું છમકલું. એના વડનું વડોદરું કરીને તમે આખા જીવનને કયાં ન્યોછાવર કરવા બેઠા ?'

ત્યારે શંકરભાઈએ જવાબ આપેલો : 'ભાઈ! આપણે આપણા જીવનના વડને જ વડોદરું માનીને અહોરૂપ આપી દીધું છે એમ નથી લાગતું ? માનવજીવનના આધાર રૂપ સનાતન નિયમોનો ભંગ જો માનવી સહેતો થઇ જશે તો આવતી કાલે એનો આધાર ભાંગી જશે અને માનવજીવન વેરવિખેર થઇ જશે. એવા સનાતન નિયમોમાં માનવજનનીનું શીલરક્ષણ એ માનવજીવનની કરોડરજ્જુ છે. એને ભાંગવા દઈને માનવી કઇ કરોડ પર ટટ્ટાર ઊભો રહી શકશે ? હરિપુરના નાના એવા પ્રસંગની પાછળ આવા મહાન નિયમના ભંગને આપણે જોઇ શકીએ તો પછી મારા જેવા મામૂલી માણસના જીવનનું વધારે પડતું મૂલ્યાંકન કરવાની જરૂર નહિ રહે.'

ઉપવાસે જ્યારે છ અઠવાડિયાં પૂરાં કરીને સાતમા અઠવાડિયામાં પ્રવેશ કર્યો ત્યારે કોઈ ધૂના–ધરાની અંદર વિલીન થઈ ગયેલો દેખાતો નદીપ્રવાહ પાછો સમતળ ધરા આવતાં એકાએક ફૂટી નીકળતો દેખાય તેમ શંકરભાઇનાં તપઃતેજ ફરી પાછાં દેશભરમાં પથરાવા લાગ્યાં અને લાગતાવળગતાઓનાં દિલ હચમચાવવા લાગ્યાં. છાપાંઓએ શંકરભાઇના સમાચારની પ્રકાશનબંધી સામે વિરોધ ખાતર છાપાં બંધ કર્યાં, તો જનતાએ ગાંધીજીની ભાષામાં હાલતાંચાલતાં વર્તમાનપત્રો બની જઇને હરિપુરના પ્રસંગનો ન્યાય મેળવવા માટે ઠેર ઠેર પોકાર શરૂ કર્યો. એ માટે સભા સરઘસો યોજાવા લાગ્યાં અને હસ્તલિખિત પત્રિકા–પ્રકાશનો થવા લાગ્યાં. સમાચારોની પ્રકાશન-બંધીએ ઊલટાં માનવકલ્પનાને વિશેષ ઉત્તેજન આપ્યાં અને સરકાર સામેનો રોષ દાબી દેવાને સ્થાને વધવાનાં લક્ષણ દેખાવા લાગ્યાં. એક વખત લોકોની વચ્ચે જીવી ગયેલા સરકારી અમલદારો સરકારની આબરૂને આ રીતે વેડફાતી જોતાં સમાધાનનો માર્ગ કાઢવા માટે

દોડાદોડ શરૂ કરી દીધી. પરંતુ, કોઈ પણ તંત્ર જડ હોય છે. એ આસપાસની પરિસ્થિતિ સાથે એકદમ બંધબેસતું થઇ જવામાં નિયમભંગ દેખતું હોય છે. તેમાં યે આ તો શાહીવાદી તંત્ર ! પરિણામે સમાધાનનો રાહ ઘડાતાં પહેલા તંત્ર નિયમસાચવણીને ચકરાવે ચડયું હતું.

દરમ્યાન હરિપુર યાત્રાનું ધામ બની ગયું હતું અને શંકરભાઈ દેવસ્વરૂપ બની ગયા હતા. એમની આસપાસ ચાલી રહેલાં ભજનકીર્તન અને ધૂપદીપ કોઇ પણ માનવીને 'હોઉં તો હોઉં !' એમ ઘડીભર દેવ માની લેવાની ફરજ પાડી દે તેમ હતાં. પણ આવે વખતે યે દીવડાની જ્યોતને પવનના ફરકાટથી હાથની આડશે સાચવવા મથતા માનવીની જેમ અહોનિશ મનની સ્થિરતાને સાચવી રહેલા શંકરભાઈ કહેતા હતા કે: ' સુધીરભાઈ ! હું યે માનવી છું હો ! ક્યાં તત્ત્વો મારામાં જોર પૂરીને મારા દેહ દ્વારા આ તપ કરી રહ્યાં છે એનો તાગ તો હું યે નથી પામી શકયો. પણ કદાચે ય મારી કોઇ નબળી વૃત્તિ ઘડીભર એ તત્ત્વો પર અધિકાર જમાવી જાય અને દેહધારણા માટે અન્નની માગણી કરે તો પેલાં અદીઠ પવિત્ર તત્ત્વોની ખાતર મને ખાવા ન આપતા. કદાચ આ દેહ પડી જશે તો બહુ નુકશાન નહિ થઈ જાય, પણ પેલાં પવિત્ર તત્ત્વોનું જગતના ચોકમાં અપમાન થવા દેશો મા.'

હું કહેતો: ' શંકરભાઈ ! આઠમા અઠવાડિયામાં યે સ્થિર રહેલી મનઃશાંતિ સાથે આવી નમ્રતા જ શોભે.'

ત્યારે શંકરભાઈએ કહેલું: 'ના, સુધીરભાઈ ! આ વિવેક કે નમ્રતા નથી. કયારેક વિવેક–નમ્રતાના આછા કાદવ–કાંપના થરની નીચે અભિમાનનું વાંસજાળ કળણુ પડયું હોય છે. એ કળણમાં કયારેક ખત્તા ખાઈ ન બેસીએ માટે ભગવાનનો પાડ માનવા જેટલી સ્વસ્થતા રહે તો યે ભાગ્યશાળી. '

જ્યારે એમના ઉપવાસે નવમા અઠવાડિયામાં પ્રવેશ કર્યો ત્યારે કોણ જાણે શરીરના કયા ધર્મોને કારણે બન્યું તે તો હું હજી યે નથી સમજી

શક્યો, પણ તે દિવસ પછીથી શંકરભાઈના શરીરમાંથી કોઈ સૌરભ આવવા લાગી હતી. સુકાઇ ગયેલા દેહ માથે કોઈ દીપ્તિ તરી વળી હતી અને બેસી ગયેલા કંઠમાં કોઈ અનેરી મધુરતા ઉમેરાઈ હતી. હવે એમણે સવારસાંજ લોકોને પાંચ પાંચ મિનિટ ધીમે અવાજે પ્રવચન આપવાં પણ શરૂ કર્યાં હતાં. શંકરભાઇનાં પ્રવચન તો મેં એક વરસ સુધી મુગ્ધભાવે ક્યાં નથી સાંભળ્યાં? પણ ટૂંકાં ટૂંકાં વાક્યોમાં અપાતાં આ પાંચ પાંચ મિનિટનાં પ્રવચનો વિશ્વના સનાતન નિયમોને જે સહજભાવે રજૂ કરી દઈને કોઇ અકળ રીતે સાંભળનારના મનમાં અંત ભાગે શાતા મૂકી દેતાં હતાં એ જોઈને હું દિવસો સુધી આશ્ચર્યમૂઢ બની ગયો હતો.

દસમા અઠવાડિયાની શરૂઆતમાં શંકરભાઇની માગણીને મધ્યભાગે આવીને પ્રકાશનબંધી તથા પ્રવેશબંધી ઉઠાવી લઇને સરકારે જ્યારે પોતાની મેળે તપાસ લેવાની છૂટ આપી અને બહેનોનાં શિયળરક્ષણની સાચવણી માટે લેખિત સહાનુભૂતિ પ્રગટ કરી ત્યારે દેશભરમાં વિજયપ્રાપ્તિની ઉત્સવ–ઉજવણી થઈ રહી હતી, પણ શંકરભાઈ તો એ દિવસે પણ મુખ પર એટલી જ સ્વસ્થતા ધારણ કરીને રામજી મંદિરને બારણે સૂતા સૂતા આવતી કાલથી હરિપુરમાં ક્યા કાર્યક્રમ અનુસાર કામ કરવાનું છે તેની ગામના અગ્રણીઓ સાથે ચર્ચા કરી રહ્યા હતા.

અન્ય લોકોને મન હરિપુર યાત્રાધામ બન્યું હતું, પણ મારે મન તો સાપની સાથે લડીઝગડીને ખુનખાર બનતા નોળિયાની નોળવેલની જેમ હરિપુર સંજીવની બન્યું હતું. રંગપુર પણ અસહકારને પંથે ચડ્યું હતું અને એની ધૂંસરી ગામના આગેવાનોની સાથે મારી ખાંધે નખાઈ હતી ને? પણ ગમે તે કાર્યક્રમ સાંગોપાંગ પાર ઉતારે તેવી એકધારી સ્થિરતા અને તાકાતની આશા આપણે જનસમાજ પાસેથી કેમ રાખી શકીએ? પરિણામે, જ્યારે જ્યારે રંગપુરના અસહકારમાં

ભરતી ઓટ આવતાં અને મુશ્કેલીઓનાં વમળ ઊભાં થઈને મનને મૂંઝવી નાખતાં ત્યારે ત્યારે હું હરિપુર જઈને મનનું આશ્વાસન મેળવી આવતો.

રંગપુરમાં થઇ ગયેલા પેલા ગોળીબાર બાદ મુસ્લિમોએ આપમેળે જ સિમેન્ટ ફેકટરીમાં હડતાળ પાડી દીધી હતી. ગોળીબારને ઝીલનાર પેલા ચોકને શહીદ–ચોક નામ આપીને લોકોએ ત્યાં એક સમાધિ અને એક કબર બાંધીને પૂજાસ્થાન બનાવ્યું હતું. પ્રથમ દર અઠવાડિયે અને પછી દર માસે એ શહીદ–સ્મારક સામે લોકોએ પ્રાર્થનાવિધિ ચાલુ રાખીને અસહકારની તાકાત કેળવ્યે રાખી હતી.

પણ બે માસની એકધારી હડતાળ બાદ એક દિવસે પાંચ જુવાનડા હડતાળ તોડીને બીજા પચીસ મજૂરો સાથે ફેકટરીમાં કામ કરવા ગયા છે તેવા સમાચાર મળ્યા ત્યારે થોડા દિવસ દિલીપસિંહે પોતાની સમજાવટ માટે અભિમાન જાહેર કરેલું, તો થોડા દિવસ મુસ્લિમ લીગના જુવાનોએ પોતાનો વિજય થયાનો ગર્વ ધારણ કરેલો. પણ એક દિવસ એમાંના એક જુવાનને ગામ બહાર મારી સામેથી શરમાઇને આડો ચાલ્યો જતાં જોયેલો ત્યારે મેં હાંક મારીને એને બોલાવેલો. દસ મિનિટ સુધી શરમમાં ઊંચું યે ન જોઇ શકનાર એ જુવાને વાત કરેલી કે 'સુધીરભાઈ! સમજાવટની વાતમાં માલ નહિ. હજી યે તમારી સામે ઊભા રહેતાં અમને શરમ થાય છે અને શહીદ–ચોકમાં ડગલું માંડતાં નજર ઊંચી નથી થતી ત્યાં સમજાવટની વાતનાં ગાડાં ભરાય. સાચી વાત તો નાણાં છે. માથાં ફોડી ફોડીને હડતાળ બાદ જે ફેકટરીમાં આપણે માંડ દસ આના રોજ કરાવી શકેલા ત્યાં આજે લહેરથી કામ કરતાં દોઢ રૂપિયો રોજ મળે છે અને પગાર કરતાં દોઢું મોંઘવારી ભથ્થું મળે છે એ વધારામાં. આ નાણાં–લોભે અમારા પગ ભાંગી નાખ્યા છે, સુધીરભાઈ.'

પણ સુલેમાન કાકાના હુસેને પોતાની ટોળી જમાવી છે. બાપની

આખર કરતાં સવાઈ સમજણ અને તાકાત ધરાવતા એ જુવાનની આંખો આ હડતાળ તૂટતાં ફરી ગઈ છે. એ એક દિવસ આવીને મને કહેઃ 'સુધીરભાઈ! તમારી અને મારા કાકાની આંખ આડી આવે છે. જો માઠું ન લગાડો તો આવતી કાલે એ જુવાનડાને ઠેકાણે લાવી દઉં. આ તો લડાઈ કહેવાય. લડાઇમાં તો તમારા કૃષ્ણભગવાને પણ શામ, દામ, ભેદ ને દંડ વાપરવાની છૂટ ક્યાં નથી આપી?'

મેં કહેલુંઃ 'હુસેન! કૃષ્ણની નીતિરીતિને સમજવા માટે તો તારે ને મારે બેયને હજી એકસો આઠ અવતાર ધારણ કરવા પડે. પણ આપણી જ સમજ કામે લગાડીએ તો આટલું ક્યાં નથી સમજાતું કે આજે એ જુવાનડાને કદાચ આપણે શામ દામ ભેદ દંડે બેસાડીને હડતાળ ચાલુ રાખી શકશું પણ તેમના દિલમાં આપણી સામે રોષ જાગશે. પછી તો આ લડાઇ સરકાર સામેની મટીને આપણી અંદરોઅંદરની બની જશે. આપણા અંદરોઅંદરના ઝગડા અને દ્વેષને કારણે સરકાર આપણા પર રાજ કરી રહી છે તેમાં જ આપણે સાથ દીધો કહેવાશે. હજી હડતાળ તોડવા માટે ઊંચું ન જોઇ શકવાનું તેમનામાં ભોંઠાપણ છે. ક્યારેક એ ભોંઠાપણ આપણી પડખે આવીને ઊભું રહેશે. એ ભોંઠાપણને સ્થાને આપણી સામે ધિક્કાર ઊભો કરવાથી શો ફાયદો?'

હુસેનને મારી વાત સમજાતી નથી. પણ સાથોસાથ મારી વાતની ઉપરવટ જઇને ગમે તેમ નહિ આચરવાની એનામાં સજ્જનતા છે એ મારે માટે આનંદની વાત નથી?

દિલીપસિંહ તેમની અમલદારી અજમાવવા સૌ સજ્જનતા ચૂક્યા વગર પોતાની રીતે આગળ વધી રહ્યા છે. એક કોળીને મુખી બનાવવા સિવાય પગી પસાયતા તો તેઓ આ બે માસ દરમ્યાન ઊંચેથી નીચે પછડાવા છતાં આ ગામમાંથી મેળવી શક્યા નથી. બહાર-ગામથી આવનાર પગી--પસાયતાઓમાંથી પણ છ જણા રાયમલના કહેવરાવવાને કારણે માત્ર તેમની કોમની કંટાઈ જાળવવા ચાલ્યા ગયા

છે. બીજા પગી પસાયતા સાથે પણ ગામલોકોએ કોઈ સહકાર નથી કર્યો. ગામનાં વિરોધી તત્ત્વોની સાથે મળીને તેઓ જીવી શકે છે.

ફેકટરીમાં હજી યે કામ કરવા નહિ જનાર સો જેટલાં કુટુંબ બેઠાં છે એ ઓછાં સંતોષની વાત છે? એ એકસો કુટુંબોને યે સમજાવી શકાશે એવી આશાથી હજી દિલીપસિંહ બેઠા છે, ત્યાં ખળામાં અનાજ આવી ગયું છે અને મહેસૂલ–ભરણાનો પ્રશ્ન ઊભો થયો છે.

સુલેમાન કાકા મને પૂછી રહ્યા છે: 'હવે શું કરશું, સુધીરભાઈ?'

હું કહું છું: 'આપણને તો એક નવો મુદ્દો મળે છે. જે સરકારની સામે આપણે અસહકાર પોકાર્યો છે એ સરકારે હજી દમનનાં પગલાં પાછાં નથી ખેંચ્યાં ત્યાં સુધી આપણાથી એને મહેસૂલ કેમ ભરી શકાય?'

રામભાઇ પટેલ કહે છે: 'પણ ફેકટરીની હડતાળની જેમ આમાં યે આખા ગામનો સાથ નહિ મળે તો?'

હું કહું છું: 'આખા ગામનો સાથ મળવો એ તો આખા દેશે સાંગોપાંગ લડાઈ લડી નાખવી એના જેવી વાત થઇ. આખા ગામ પાસેથી એવી આશા રાખવી નકામી છે. ભલે થોડાં જ કુટુંબો એમાં ભળી શકે, તોયે વાંધો નથી. એટલાં કુટુંબો પણ સરકારનું મન રોકી રાખે તોયે બસ છે.'

બીજા દિવસથી મહેસૂલ નહિ ભરવાની વાત વહેતી થઈ અને દિલીપસિંહે મને બોલાવીને કહ્યું: 'હવે તમે હદ કરો છો, સુધીરભાઇ! મને એમ હતું કે તમે હડતાળ–રાજીનામાંથી અટકી જશો અને હું જઇ શકીશ. મને તમારી સજ્જનતામાં વિશ્વાસ હતો તેથી મેં બીજાં પગલાં લીધાં નથી. નહિ તો તમને ક્યારના યે પકડીને બેસારી દીધા હોત.'

મેં કહ્યું: 'તો સાહેબ, તમે મારી સજ્જનતાની ખોટી મુલવણી

કરી છે. સામસામે પક્ષે આવી ગયા પછી લડતના સીધા વ્યૂહમાં સજ્જનતાનો ભંગ થાય છે એમ મને નથી લાગ્યું. તમે તમારો વ્યૂહ અજમાવો, અમે અમારો. એ અજમાવતાં આડાં પગલાં ભરીએ તે સજ્જનતાનો ભંગ કહેવાય. એવું કાંઈ થાય ત્યારે તમારો જોડો અને મારું માથું તૈયાર ગણજો. બાકી મહેસૂલ–ભરણાના વિરોધની બાબતમાં કાંઈ વિચારી શકાય તેમ લાગતું નથી.'

તો યે દિલીપસિંહ કહે : 'પણ હવે તો તમારી લડત પતી ગઈ છે. દેશમાં કયાંયે લડત દેખાતી નથી અને તમે અહીં પેટ ચોળીને નકામું શૂળ શા માટે ઊભું કરો છો? એકલા રંગપુરના અસહકારને કારણે તમે લડાઈ તો જીતવાના નથી. લશ્કરી વ્યૂહની દૃષ્ટિએ પણ પીછેહઠને વખતે બાકી રહેલાં બધાં યે બળોને સાચવી રાખવાં જ યોગ્ય ગણાય. આથી તો ઊલટી તમારી તાકાત ઘટશે.'

ત્યારે મેં કહેલું : 'સાહેબ! હિંસક લડાઈના લશ્કરી વ્યૂહ આ અહિંસક લડાઈમાં બંધ બેસતા નથી થતા એ તમને હું નહિ સમજાવી શકું. અમે તો ખોબા જેટલા બળથી યે વિરોધને સળગતો રાખવામાં લડાઈની સફળતા માનીએ છીએ.'

દિલીપસિંહ કહે : 'તમે તમારા બીજા નેતાઓને મળી જુઓ. હજી યે તમને પકડીને પહેલો હાથ હું નથી નાખવા માગતો, પણ મારે માથે યે અમલદાર હોય છે અને મારે તેમને જવાબ દેવો પડતો હોય છે એ ખ્યાલ રાખજો. મારી સજ્જનતાને સત્તાનાં નિયમન હોય છે એ ન ભૂલતા.'

'તમારી એ આશા નકામી છે...' એમ કહીને હું પાછો આવ્યો અને મહેસૂલ–ભરણાના વિરોધ માટે સુલેમાન કાકા, રામભાઈ પટેલ તથા મોટાભાઈ સાથે વિચારવા બેઠો. ગામના બળનો કયાસ કાઢી લીધો છે. અર્ધા ઉપરનાં મહેસૂલ નહિ ભરવા માટે સામે ચાલીને તયાર થયાં છે. ગામમાં આટલા માસ આટલી સુંદર રીતે લડાઈ ચાલવા

છતાં બીજા અનેક મૂંઝવણભર્યા પ્રશ્નો રાત–દિવસ ઊભા થાય છે, પણ પાડ માનું પરમેશ્વરનો કે સુલેમાન કાકા અને રામભાઇ પટેલ જેવાનો સાથ મળતાં એ પ્રશ્નનો નિકાલ આવી જાય છે અને મનને ઝાઝું મૂંઝાવા નથી દેતા.

પણ મહેસૂલભરણું બંધ કરતાં ખળામાં પડેલ માલ પર સીલ લાગી ગયાં છે. મોટાં મોટાં કુટુંબો બાદ કરતાં બાકીનાં કુટુંબોને અનાજની મુશ્કેલી ઊભી થઇ છે. એ કુટુંબોને અનાજ પૂરું પાડવા માટે અમે વિચારણા કરીએ છીએ ત્યાં જમના પટલાણી આવી પહોંચ્યાં. અમારી વાતો સાંભળીને એ કહે છે: 'આખું વરસ હાડોહાડ મજૂરી કરીને દાણા ખળામાં પહોંચાડયા એ સરકાર લઇ જશે અને આપણે પારકા દાણા વેચાતા લઇને ખાશું, એમ? એ કરતાં એ જ દાણા ઉપાડી ન લાવીએ? ભલે પછી સરકારને કરવું હોય તે કરી લે.'

હુસેન અને તેની જુવાન ટોળીને પણ આ મુદ્દો ગમી ગયો છે. હું કહું છું: 'લડાઇના આગળના પગલા તરીકે આ વાત બરાબર છે. પણ એમાં તો આપણી તાકાતની વાત છે. તાકાત હોય એટલું પગલું ભરીએ એમાં જ શોભા છે.'

જમના પટલાણીની પડખે બીજી પચીસ બહેનો તૈયાર થઇ ગઇ છે અને ખળામાંથી સિલ નીચે પડેલો માલ ચોડેધાડે ઉપાડી લાવવાનો કાર્યક્રમ વિચારી રહેલ છે.

બસ, બીજા દિવસથી એ કાર્યક્રમ અમલમાં મૂકવા માટે ટુકડીઓ રચાઇ ગઇ. બહેન પણ સ્ત્રીઓનો આ કાર્યક્રમ આવતાં આનંદમાં આવી ગયાં. તેમણે સ્વયંસેવિકા દળ રચી નાખ્યું અને આવે વખતે મારફૂટ થવાની જ એમ વિચારીને એવે વખતે ખળાવાડ પાસે એમના દળે હાજર રહેવાનું વિચારી લીધું.

બીજે દિવસે કંકુના ચાંલ્લા કરીને પચીસ બહેનો ચોડેધાડે

ખળામાંથી અનાજની ગાંસડીઓ ઉપાડવા ગયાં કે દિલીપસિંહ માટે મૂંઝવણનો પ્રશ્ન આવીને ઊભો રહ્યો. પહેલે દિવસે કાંઈ નક્કી નહિ કરી શકતાં બહેનો અનાજના કોથળા ઉપાડીને આવતી રહી કે બીજે દિવસે વિશેષ બહેનો તૈયાર થઈ. બહેનોને અટકાવવાં કેવી રીતે? એમને મારફાડ તો કરવી નહોતી. દિલીપસિંહ બરાબર મૂંઝાયા છે.

ચોથે દિવસે કશો રસ્તો ન સૂઝતાં એમણે જમના પટલાણી સાથે બીજાં પાંચ બહેનો અને મારાં બહેનની ધરપકડ કરી. અમે રોજ ટુકડીઓ મોકલવાનું નક્કી કર્યું અને રોજ ધરપકડો થવા લાગી છે. દિલીપસિંહે સવાર–સાંજ મને આ નવી લડત અટકાવવાની અથવા સામટી ધરપકડો કરવાની વાત કરીને ગામનાં બીજાં કુટુંબો માથે દમનનાં પગલાં ભરવા શરૂ કરી દીધાં.

આ દરમ્યાન જિતુ અને કુલસુમ મને પોતાના વિગતવાર સમાચાર આપતાં રહ્યાં છે પણ તેઓ મળવા આવી શકતાં નથી. તેઓ અહીં આવી શકતાં નથી ત્યારે રાજનગર તો કેમ જઈ જ શકે? તેમના કેટલા યે સાથીદારો પકડાયા છે. તેમને માટે કોર્ટમાં બચાવ કરવાનું તથા બીજી સગવડો સાચવવાનું કામ મને સોંપ્યું છે. રંગપુરની ધમાલ વચ્ચે યે હરિપુરની જેમ રાજનગર પણ મારે દોડા થઈ રહ્યા છે.

હમણાં જ રાજનગર જઈ પેલા પ્રશાન્ત તથા રવીન્દ્રની મુલાકાત લઈ આવ્યો. એમના બીજા જોડીદારોને પણ મળી આવ્યો. જીવનની પચ્ચીસી યે પૂરી નહિ કરેલા આ જુવાનોમાં પ્રશાન્ત અને રવીન્દ્ર પર તો કદાચ ફાંસીને માંચડે પહોંચાડી શકાય તેવા ગંભીર આરોપો છે. એમની સામેના આરોપો સાંભળીને જેલમાં હરિવદન કાકાને બે દિવસ તાવ આવી ગયેલો, પણ મોતનાં બારણાં ખખડાવી રહેલા આ જુવાનો કેસ માટે કોર્ટમાં જતી વખતે ફૂલફટાક કપડાં પહેરી જેલના બગીચાનાં ફૂલ ફરકાવતા જાય છે અને મેજીસ્ટ્રેટને સંભળાવતા આવે છે: 'સાહેબ! ચુકાદો લંબાવીને પોલીસને ક્યાં સુધી હેરાન કર્યા કરશો?'

એમના માટે રાતદિન સહાનુભૂતિ દર્શાવતા ભલા જેલર એમને માટે દૂધની ભલામણુ કરે છે, તો તેઓ કહે છે : ' વગર દૂધે વજન વધી રહ્યું છે ત્યાં દૂધ ઉમેરી કયાં વધારો કરો છો ? સાંજ પડયે સાતતાળી રમતાં વજન આકું આવશે. ' અને બે માસમાં કાંટો બતાવે છેઃ બાર શેરનો વધારો.

એમને જુદી કોટડીમાં રાખ્યા છે ત્યાં સહવાસ આપવા માટે જેલરની રજા લઈને ગયેલા મનસુખભાઈ જુએ તો બન્ને બેઠા બેઠા મેંદી વાટીને હાથે–પગે મૂકી રહ્યા છે. તેમાંથી તેઓ ' કરેંગે યા મરેંગે ' એવા શબ્દો આલેખી રહ્યા છે અને ઝંડાનું ચિત્ર ચીતરી રહ્યા છે. મુલાકાત વખતે મનસુખભાઈ કહે : ' સુધીર-ભાઈ! તોળાઈ રહેલી ફાંસીની વાત આ છોકરાઓને જાણે ગળામાં હાર પહેરવા જેવી લાગે છે ! અને મોત જાણે પરગામ ઊપડવા જેવી વાત. ગજબના છે આ જુવાનો ! '

તેઓ કેવા ગજબ પ્રકારના છે તેનો પરિચય પરમ દિવસે હરીન્દ્રે આપી દીધો છે. પકડાતી વખતે પોલીસ અમલદારો એને વિવિધ પ્રકારના પ્રશ્નો પા કલાક સુધી પૂછી રહ્યા. પણ એ કહે : ' હવે પકડયા પછી નકામી પૂછગાછ શા માટે કરી રહ્યા છો ? '

અમલદારો કહે : ' પકડાયા એટલે જ પૂછવાની જરૂર છે ને ? ' તો કહે : ' પકડાયો એટલે જ હવે પૂછવાની જરૂર નથી રહી.' એનો જવાબ નહિ સમજતાં અમલદારો રવાના થયા કે બીજે કલાકે એને પૂરેલ ઓરડી પર ધમાલ મચી રહી હતી અને હરીન્દ્રના નિર્જીવ દેહની તપાસ અમલદારો કરી રહ્યા હતા. તપાસ કરતાં હરીન્દ્રના કોટના ખિસ્સામાંથી એક આંગળી જેવડી નાનકડી શીશી મળી આવી. શીશી પર એક પાતળો કાગળ વીંટાળેલો છે. કાગળ પર સુંદર અક્ષરે લખેલ છે : ' આઠમી ઓગસ્ટની મધરાતથી આઝાદ બનેલ આ હરીન્દ્ર કદી પાશવી બળોની સરસાઈને કારણે પરાધીન બને તો, ઓ પ્યારા કાલકૂટ !

એની આઝાદીની અનંત યાત્રામાં પથપ્રદર્શક બનજે અને સતમા સહન ન થતાં માનવસહજ પામરતાથી બચાવીને હરીન્દ્રના મૃત્યુને અમરતાસમ ઉજ્જવલ બનાવજે. 'કરેંગે યા મરેંગે.'

આ જુવાનડાઓની જાનફેસાની પર અભિનંદનનાં પુષ્પો વેરી રંગપુર પાછો ફરું ત્યાં તો દિલીપસિંહ પર પ્રજાને મન સજ્જનતાભરી અને સરકારી તંત્રને મન ઢીલી નીતિને વખોડી કાઢીને કડકાઈથી કામ લેવાનું ફરમાન આવી ગયું હતું. એ ફરમાન અનુસાર ખળાવાડમાંથી અનાજ ઉપાડી લાવનાર બહેનો પર સરકારી સીલ નીચેનો માલ લૂંટવાના આરોપો મૂકીને જબરા દંડ નાખવામાં આવ્યા. અમે તરત જ એ દંડ નહિ ભરવાનો નિર્ણય કર્યો. આ કામમાં સંડોવાયેલ પચાસ ઘરમાંથી એક પણ ઘરે પાઈનો યે દંડ ભરવા હા ન પાડી તેથી તેમનાં ઘર પર સીલ લાગી ગયાં. તેમનાં રાચરચીલાં અને ઢોરઢાંખર પર ટાંચ લાવ-વામાં આવી. દિલીપસિંહને કડક હાથે કામ લેવામાં મદદગાર થવા માટે મોકલવામાં આવેલા તેમના આસીસ્ટંટ પચાસના દંડમાં પાંચસોનો માલ હરરાજ કરાવીને કહી રહ્યા હતા :

'દિલીપસિંહ સાહેબની ઢીલી નીતિને કારણે આ લોકો માર્ગ ચાતરી રહ્યા છે. એમને પરચો બતાવીને સરકારની સાચી શક્તિનું ભાન કરાવ્યા વગર છૂટકો નથી.' ને અમને પણ કહેવરાવી દીધું કે: 'આથી યે વિશેષ દમનનાં પગલાં ભરાશે. સમજી જાઓ તો સારું છે. નહિ તો એકએકને પકડીને પાંચ પાંચ વરસની જેલમાં બેસારી દેતાં સરકારને વાર નહિં લાગે.

અમે સામો જવાબ મોકલી દીધો કે : 'જ્યાં સમજાવટના સોદા નથી થયા ત્યાં ધમકીના ગજ નહિ વાગે, સાહેબ ! અત્યાર સુધી 'જેની સમજાવટ પહોંચે એના ભલા !' એ સૂત્ર હતું, તેને બદલે હવે 'જેની તાકાત પહોંચે તેના ભલા !' એ સૂત્રને રમવા દો.'

જ્યારે સત્તા તુમાખીના તોખાર પર સવારી કરે છે ત્યારે એના ધમપછાડાને કોઈ બંધન રહેતાં નથી. અસહકારે ટકી રહેલાં કુટુંબના સભ્યોને એક યા બીજે કારણે પકડવા શરૂ થયા. તેમને માથે જાતજાતના આરોપો મૂકવામાં આવ્યા અને જેલને બદલે દંડ કરીને જપ્તી પર જપ્તી લાવવામાં આવી. કોઈની જમીન સલામત ન હતી, ઘર સલામત ન હતાં, રાચરચીલાં સલામત ન હતાં કે ઢોરઢાંખર સલામત ન હતાં. એક બાજુ કાળી મોંઘવારીએ અન્નના કોળિયાને છ ગણો મોંઘો કરી મૂકયો હતો ત્યાં આ દમનનાં પગલાંએ કેટલાંક અસહકારી કુટુંબમાં અન્નના કોળિયાનાં દર્શન પણ મોંઘા કરી મૂકયાં.

થોડા દિવસ પછી સુલેમાન કાકા મને કહે : 'સુધીરભાઇ ! આ પચાસે કુટુંબ ટકી રહ્યાં છે એમાં ના નહિ. હજી યે એમાંથી કોઈ તૂટે એમ લાગતું નથી. આટલા ભોગ–ત્યાગ પછી કદાચ કોઈ તૂટે તો પણ એમાં આપણી લડતને નીચાજોણું નહિ થાય એમ તમે કહો છો. તમારી ઊંચી વિચારણાની દૃષ્ટિએ એ બધું સાચું હશે, પણ અમે સંસારના જીવ છીએ, હો ? અમારે નાતજાતમાં, સગાંવહાલાંમાં ઊભા રહેવાનું હોય છે. એક વાર પાછા પડયા પછી સૌ પાટુ મારવા લાગે ત્યારે એ વરામના ઘા અમારાથી સહન નહિ થાય, હો ? એટલે તમને કહેવાનું મન થાય છે કે આપણો અસહકાર ચાલુ રહે છતાં ટકવાનો કોઈ બીજો જ માર્ગ નીકળી આવે એવું કાંઈક ગોતી કાઢો તો સારું; અને જીસ નગરીમેં દયાધરમ નહિ ઉસ નગરીમેં રહેના કયા ?'

એ દિવસની વિચારણા પછી મને સુલેમાન કાકાના છેલ્લા વાકયે સૂઝી આવ્યું કે : 'જે પ્રદેશમાં સત્તાનું દમન છૂટે દોરે ખેલવા લાગે એ પ્રદેશને જ આપણે છોડી દેવો જોઈએ. માનવીના આર્ત-નાદને ધરતીના એકલા ધા–પોકાર દ્વારા વ્યક્ત થવા દેવો જોઈએ.'

હિજરત...હિજરત...હિજરત...પચાસે કુટુંબ પોતાની પરાપૂર્વની

માલિકીનાં જમીન અને ઘરબાર સત્તાને સામે ચાલીને સોંપી દઈને ચાલી નીકળવા તૈયાર થઈ ગયાં. આ નવા નિર્ણયે આખા ગામમાં ધમાલ મચાવી દીધી અને પોતાની નબળાઈને કારણે પડી ગયેલાં છતાં કેટલાંક સહૃદયી કુટુંબોનાં દિલમાં દુઃખ ઊભાં કરી દીધાં. તેઓ સવાર સાંજ આવીને આ આકરા નિર્ણયમાંથી અટકી જવા સમજાવવા લાગ્યાં. બીજી બાજુ સત્તા છેલ્લી ઘડીએ કાંઈક નવાજૂની કરી બતાવશે એવા સમાચાર હુસેન લાવવા લાગ્યો.

કોઈ કટોકટી ઊભી થાય તો શાં પગલાં ભરવાં તેની વિચારણા સુલેમાન કાકા અને રામભાઈ પટેલ સાથે કરીને હિજરત માટે વસંતપંચમીનો દિવસ અમે નક્કી કર્યો.

જે દિવસે ભગવાન અબીલગુલાલ અને કેસર-કેસૂડાંની રંગ-પિચકારીએ રમી રહ્યા હતા તે આખો દિવસ રંગપુરનાં પચાસ કુટુંબ હૈયાનાં હીર સાચવવા માટે પોતાના પ્યારા વતનને અને વહાલસોઈ ચીજ-વસ્તુઓને છેલ્લી સલામ ભરીને ચાલી નીકળવાની તૈયારી કરી રહ્યાં હતાં. સાંજને વખતે સૂરજ મહારાજ મેર બેઠા ત્યારે ગામને પાદર ઉચાળા ભરીને હિજરત માટે ધમાલ બોલાવી રહેલ ગાડાં વચ્ચે અવાજ સંભળાયા : ' ધરપકડ, ધરપકડ.'

મેં પૂછ્યું : ' કોની ધરપકડ ? '

' સુલેમામ કાકાની, રામભાઇ પટેલની, હુસેનની, બીજા દસ જણની.'

દિલીપસિંહના આસ્ટીસ્ટંટ આ તેરની ધરપકડ કરીને એક બાજુ ઊભા રહી ગયા ત્યારે મારાથી પુછાઈ ગયું : ' હજુ હું બાકી કાં ? '

આસીસ્ટંટ કહે: ' તમે ય બાકી નહિ રહો. દિલીપસિંહ સાહેબને આવવા દો ને.' અને સુલેમાન કાકાને તથા તેમની સાથેનાને લઈને આસીસ્ટંટ સાહેબ વિદાય થાય તે પહેલાં છેલ્લી ઘડીએ હિજરતમાં ઉમેરાયેલ સાત કુટુંબમાંથી એકના મોવડી મનોર પટેલ મને કહી રહ્યા છે: ' હજી યે હિજરત ચાલુ રાખશું ને ? '

હું કહું છું: 'હા, મનોરભાઇ!'

મનોરભાઈ કહે છે: 'હવે બધા મોવડીઓ પકડાઈ ગયા છે અને લડત પતી જાય છે તે પછી યે હિજરતની જરૂર…'

'રહે છે, મનોરભાઈ!' મેં કહ્યું: 'પરભૂમિ અને પારકાં જન પર સાસન ચલાવવા જતાં તો અનેક સામ્રાજ્યો નામશેષ થઈ ગયાં છે. પણ પોતાના પર શાસન ઠોકી બેસાડનાર કોઈ પરદેશી સામ્રાજ્ય સામે વિરોધ નોંધાવવા આપમેળે પોતાની ભૂમિને ત્યાગી નામશેષ થનાર પચાસ કુટુંબો વિશ્વ મધ્યે કદાચ બિંદુવત હશે, પણ એના આપ-ભોગની અમરતા વિશ્વના ગોળને યે વટાવીને અંનતમાં વિસ્તરી રહેશે. જગતનાં અનેક રાષ્ટ્રોની જેમ હિંદે પણ છેલ્લાં દોઢસો વર્ષથી પોતાની આઝાદીની લડત આરંભી છે. એ આઝાદીની ધારાને ૧૮૫૭ ના શૂરવીરોએ, બંગ-ભંગના ક્રાંતિકારીઓએ, અને ૨૦-૩૦ ના સત્યાગ્ર-હીઓએ પોતાનાં ખૂન રેડીને અણખૂટ રાખી છે. એ ધારાના સ્રોતે ૧૯૪૨ ના ઓગસ્ટમાં પાછો ઉછાળો મારતાં હિંદભરના ખેડૂતોએ અને કામદારોએ, યુવાનોએ અને બુઢ્ઢાઓએ, સ્ત્રીઓએ અને પુરુષોએ પોતાનાં બલિદાનોની રક્તધારા ઉમેરીને અખંડ રાખ્યો છે. એ સ્રોતમાં આપણા ગામનો હિજરતી ત્યાગ એકાદ બિંદુ યે ઉમેરી શકે તો આપણાં ધન્ય ભાગ્ય ગણવાં.'

તરત જ હિજરતી સરઘસના પ્રથમ ગાડાના પૈડા પર શ્રીફળ વધેરી, પૈડું સીંચી, બળદને કંકુ-ચોખાના ચાંદલા કરી 'ઇન્કીલાબ…ઝીંદા-બાદ…' બોલતાં સરઘસે ગામ છોડી પ્રયાણ શરૂ કર્યું ત્યારે ગાડાની ધમધમાટીની ધૂળે વાતાવરણને ધૂંધળું કરી દીધું.

એ ધૂમ્રછાયા વાતાવરણમાં સાંજના અંધકારે ઉમેરો કર્યો ત્યાં એ કિલ્લોલતા ટોળા વચ્ચે કોઇએ મારો હાથ દબાવ્યો. ગરમાગરમ એ હાથ આવા આછા અંધકારમાં તરત પરખાઈ ગયો. 'હું હમણાં આવી પહોંચું છું. તમે ચાલતાં થાઓ.' એવો સંદેશો સરઘસને આપીને 'આવ ભાઈ

ઝીણા પટેલ !' કહીને મેં જિતુને મારા ઘરમાં લીધો અને પાછળના ઓરડામાં આવીને દીવો પેટાવ્યો. જોઉં છું તો દિનુ એની રાષ્ટ્રગીતોની ચોપડી શોધવા ઘરને ઉપરતળે કરી રહ્યો હતો.

આસપાસ સર્વગ્રાહી વેધક નજર નાખીને જિતુ હેઠો બેઠો કે મારી આંખો પલભર એને અનિમિષ નીરખી રહી. છેલ્લે છેલ્લે એને આ ઘરમાં જ ચાર માસ પહેલાં નીરખ્યો હતો ને ? એનો એ જિતુ ! પણ ટમટમ દીવડાના આછા પ્રકાશમાં યે ચાર માસના કાળપ્રવાહે એના મુખ પર ઇતિહાસનાં જે આલેખન કરી દીધાં છે એ અધુઘડી આંખે પણ આબેહૂબ નીરખી શકાય છે. ક્યાં પહેલાંનો જિતુ અને ક્યાં આજનો જિતુ ! એના મુખ પરની કૃતનિશ્ચયતામાં જાણે પોલાદી ખમીર ઉમેરાઈ ગયું છે અને એની આંખોની વેધકતામાં તાણેલ તીરની કરડાઈ ઉમેરાઈ ગઈ છે. એના ભિડાઈ ગયેલ હોઠમાં ભયાનકતા ઘૂઘવી રહી છે અને આખા બદનમાં વજ્રદંડની અણનમ અક્કડાઇ આવી ગઈ છે.

પલભર નીરખીને મારાથી પુછાઈ ગયું: 'તું અહીં ? બરાબર આ વખતે અચાનક ?'

'જીવનમાં સર્વસ્વ હારીને હાથ ખંખેરેલો માણસ તીર્થોદકે એકાદ સ્નાન કરીને શાંત થવા ન આવે ?' આટલા શબ્દો બોલીને એ ખડખડ હસી પડ્યો. પણ એના આ હાસ્યમાં ભારોભાર દર્દ ભર્યું હતું એ તો ત્યાર પછીના પાંચ મિનિટના નિઃશબ્દ વાતાવરણે કહી દીધું. ભયાનકતાની પાસે દર્દ અને હાસ્ય જોડાજોડ આવીને બેસે છે ત્યારે એમાંથી નિષ્પન્ન થતી કરુણતાને નીરખવા માટે તાકાતને બોલાવવી પડે છે. થોડી જ વારમાં સ્વસ્થતા મેળવીને એણે મને પૂછ્યું: 'કિશોરના કે કુલસુમના તને કાંઈ સમાચાર મળ્યા છે ?'

'કિશોર અને કુલસુમના સમાચાર મારી પાસે હોય કે તારી પાસે ? તેઓ પકડાઈ ગયાં કે શું ?' મેં પૂછ્યું.

જિતુ કહે : 'એના કાંઈ ચોક્કસ ખબર તો સાંજ સુધી ગઢિયા ડુંગરની ખોપ પાસેના કોતરમાં બેઠો રહેલો તો યે મેળવી શકયો નથી. બે દિવસથી હું બહારગામ ગયેલો. ત્યાંથી આજે બપોરને વખતે ખોપમાં મળનારી અમારી અગત્યની બેઠકમાં હાજર રહેવા પાછો ફર્યો ત્યાં ખોપ પાસે ગોળીબાર ગાજી રહ્યો હતો. તરત જ ગુપ્ત માર્ગોએથી આવી રહેલા મિત્રોને ચેતવી દઈને સલામત રસ્તે પાછા વળ્યા અને મેં પોતે ગુપ્તમાં ગુપ્ત માર્ગે ખોપ પાસે જવા પ્રયત્ન કરી જોયો; પણ ગાળીની કેડીએ કેડીએ પોલીસો બેસી ગયા હતા. સાંજે ગોળીબાર અટકયા, પણ હજી ત્યાંથી પોલીસ ગયેલ નથી. આસપાસ ઓડા બાંધીને જાણે બાર માસ વાસો કરવો હોય તેમ બેસી ગયેલ છે. કાંઈક સમાચાર મેળવી શકાય એવી આશાથી આ બાજુ આવતો રહેલ છું. સંતના આશ્રમ સિવાય બીજે કયાંય માથું ઢાળીને બેસી શકાય તેવું કયાં છે?' કહીને જિતુએ ગંભીર મલકાટ કર્યો.

'આ તો ઘણા ગંભીર સમાચાર કહેવાય. મને તો અહીં હિજરત થવાની હતી એટલે ઊંચું માથું કરવાનો યે કયાં વખત મળ્યો છે?' કહીને હું વિચારમાં પડી ગયો. થોડીવાર અમને બન્નેને ગંભીર વાતાવરણે ઘેરી લીધા પછી મેં કહ્યું : 'હમણાં કોઇ માણસને મોકલીને તપાસ કરાવીએ. પણ હું તને ઘણા વખતથી એક વાત કહેવા માગતો હતો, એ અત્યારે કહી લઉં. ફરી પાછો આપણને વખત મળે, ન મળે એ કોને ખબર છે?...છેલ્લા એકાદ વરસના સંસર્ગે કુલસુમનો તારા પ્રત્યેનો જે અપ્રતિમ ભાવ મેં નીરખ્યો છે તેણે મારા મનમાં એકાંતની પળોએ પણ આનંદ સીંચ્યો છે. અને એ આનંદે આગળ વધીને તું અને કુલસુમ લગ્ન-ગ્રંથિથી જોડાઓ તો કેવાં શોભો એવી અનેક કલ્પનાઓનાં રમણ કરાવ્યાં છે. શા માટે તમે એક બીજા સાથે...'

'લગ્નગ્રંથિથી ન જોડાઈ જાઓ એમ જ તારે કહેવું છે ને?'

મારી વાતને અધેથી સાંધી લઇને જિતુએ કહ્યું: 'આ વાત મારે માટે નવી નથી. બે ત્રણ વરસ પહેલાં કુલસુમે પોતે જ આ વાત કરી હતી, પણ ત્યારે યે મેં એ વાતને નકારી હતી. એનો મારા પ્રત્યેનો ભાવ તેં નીરખ્યો છે તેથી અનેક ગણો મેં યે નીરખ્યો છે. પણ એની પ્રત્યેના મારા પોતાના ભાવને તો મેં મારા અંતરની અંધારી ગુફામાં જ દબાવ્યે રાખ્યો છે. આની પાછળ મારી જીવનની એક વિચારસરણી જ કામ કરી રહી છે.

'જ્યારથી સમજણો થયો છું ત્યારથી મારા મનમાં એક ગાંઠ બંધાઈ ગઈ છે કે પ્રેમ, લાગણીઓ, ઊર્મિઓ વગેરે માનવ-સ્વભાવ માટે સહજ હોવા છતાં એનું ઉર્ધ્વીકરણ કરી શકાય છે. આપણો દેશ જ્યારે માથાબૂડ પરાધીનતામાં સબડી રહ્યો છે ત્યારે આપણો જુવાન એવાં ટાયલાંને માર્ગે ચડે તે કરતાં એ શક્તિઓને પરાધીનતાની જંજીરો તોડવામાં વાળે એ જ આજે જરૂરનું છે. આજે આપણા દેશને લયલાં-મજનૂ કે શીરીં-ફરહાદની જરૂર નથી પણ પોતાનાં લોહીનાં ખાતર પુરનારા વજ્રદેહી વીરભદ્રોની જરૂર છે. લાગણીઓ યુવાનોમાં હોય તો એને દેશ પ્રત્યે કયાં નથી વાળી શકાતી? કદાચે ય કોઇ માનવસહજ લાગણી બાકી રહી જાય તો એનાં વહન નદી સરસ્વતીની જેમ અંતઃસ્થલમાં છુપાવીને એને માભોમને ફળદ્રપ કરવામાં જ વાળવાં જોઇએ.

'અને આ લડતમાં મારી એ વિચારસરણીને નખશીખ આચરણમાં મૂકીને કુલસુમે મારા જીવનમાં એક જબરો સંતોષ મૂકી દીધો છે. દુન્યવી દૃષ્ટિએ એ મારી જીવનસંગિની નથી બની પણ એ પોતાનાં કાર્યોથી મારી જીવન-સંગિનીનું સાચું સ્થાન મેળવી ચૂકી છે. આજે મારાં કાર્યોની એકેએક વિચારણામાં જ અભેદ સ્થાન પામી ગઇ છે એ જ અમારાં સાચાં લગ્ન નથી શું? વ્યક્તિપ્રેમનો હું વિરોધી નથી પણ એ પ્રેમ કોઈ ને

કોઈ સ્વરૂપે આપણા સ્વાતંત્ર્યયત્નમાં આડો આવતો હોય તો એને ત્યાં જ હોમી દેવો સારો. પરાધીનતાની લોખંડી જંજીરો તોડવા વાત-વાતમાં કરમાઈ પડતાં સુકુમાર હૈયાંની નહિ પણ -વજ્ર હૈયાંની જરૂર છે. એક વખત છૂટા દોર મળ્યા પછી કોઈક જ એને કાંઠા બાંધી શકે છે. એટલે જ મેં ઉપાસના વ્યક્તિપ્રેમની નહિ પણ દેશપ્રેમની કરી છે.'

એ પછી તરત જ મેં પૂછી નાખ્યું : 'એ વાત તો પતી, જિતુ! હવે ભાવી કાર્યનો તેં શો વિચાર કર્યો છે?'

એની હમેશની ટેવ પ્રમાણે અનંતમાં નજર માંડતો હોય તેમ આંખો ખેંચીને એ કહે : 'પુનશ્ચ હરિઃ ૐ. ફીર લડેંગે. બીજું શું?'

મેં કહ્યું : 'આ ચાર માસના અનુભવે હજી પણ તને નથી લાગતું કે તમારો આ માર્ગ પરિણામે લાભદાયી નથી? આ પ્રવૃત્તિમાં પડેલા કેટલા યે બહાદુર જુવાનોએ જે અપ્રતિમ વીરતા બતાવી છે તેના તરફ માનથી માથું નમી જાય છે, પણ એવી વ્યક્તિગત બહાદુરી સમગ્ર પ્રજાની પરાધીનતા તોડી શકશે? આ ચાર માસમાં અહિંસાની નીતિને વ્યવસ્થિત રીતે કામ કરવાનો ક્યાંયે સાંગોપાંગ અવસર મળ્યો નથી દેખાતો. તો યે એમ નથી લાગતું કે એ જ નીતિ સમગ્ર પ્રજાને ઘડવામાં કામ લાગી શકશે? તમારી આ નવી નીતિ વ્યકિતઓની શકિતઓને છૂટે દોર વિકસવા દેવા છતાં એ નીતિ મર્યાદિત વ્યકિતઓનું વર્તુલ ભેદી કદી સમષ્ટિગત બની શક-વાની નથી. પરિણામે એક લડાયક તંત્ર પર જ સમગ્ર પ્રજાને નિર્ભર રહેવું પડે તેવી પુરાણી સ્થિતિએ આ નવી નીતિ નહિ ઊભી રહે?'

જિતુ કહે : 'મને તો તારી જ દલીલ તને પાછી વાળવાનું મન થાય છે. આ નવા માર્ગની જેમ અહિંસક યુદ્ધમાં પણ જેની સામે મસ્તક નમી પડે એવા શંકરભાઈ જેવી વ્યકિતઓ ગણીગાંઠી જ નીકળે એમ મારું માનવું છે. પણ એ વાત જવા દઉં તોયે સમગ્ર પ્રજા લડે એ કલ્પના જ મને તો વધારે પડતી લાગે છે. સમગ્ર પ્રજાને લડાયક બના-

વવાના અખતરામાં તો સ્પાર્ટા અને રોમ જેવી કંઈક બહાદુર પ્રજા પાછી પડી ચૂકી છે. જો સમગ્ર પ્રજાને તૈયાર કરી શકવાના ન જ હોઈએ તો એ આકાશ કુસુમવત કલ્પના પાછળ મચ્યા રહેવું શા કામનું ?'

મેં કહ્યું : 'આ નવા વ્યૂહે મેં ભવિષ્ય ભાખેલું તેમ અંદરોઅંદર જ વિખવાદ ઊભા કરીને એકબીજાને નથી પકડાવી દીધા ? અને સમાજ-ધારણાના નીતિનિયમોને માથે પગ મૂકીને લૂંટફાટના રસ્તા નથી લેવડાવ્યા ? આવતી કાલે લૂંટારુઓ પણ પોતાની લૂંટને માટે કોઈ આવશ્યક નીતિમત્તાનો બિલ્લો લગાવીને લૂંટ કરી શકશે. એ બધું ન થયું તોયે આ નવી નીતિએ થોડાંક છમકલાં સિવાય વિશેષ શી કામયાબી મેળવી છે એ કહીશ ?'

જિતુ કહે : 'એનું કારણ તો આપણે માટે એ નવો માર્ગ છે એ જ છે. આ વખતની લડાઈમાં થોડીક જ વ્યક્તિઓને હાથે વિશાળ દૃષ્ટિને અભાવે વાહનવ્યવહાર ખોરવવાની કે અમુક ઠેકાણે માત્ર ભાંગફોડ થઈ તેમાં આ નવા માર્ગની સમગ્ર નીતિ નથી આવી જતી. એ માટે તો ખેડૂતો, કામદારો અને અમલદારો સુદ્ધાંમાં વધુ વૈજ્ઞાનિક રીતે કામ કરવાની જરૂર છે.

'વખત આવ્યે એ બધાનો ઉપયોગ કરીને મહત્ત્વનાં કેન્દ્રો હાથ કરીને, તંત્રને અંદરથી જ ખોરવી નાખવાની જરૂર છે. અસહકાર એ ખોર-વણી સમગ્રપણે સાધવાના અશક્ય આદર્શે જાય છે, પણ નિષ્ફળતા પામે છે. ત્યારે આ નવી નીતિ ઓછામાં ઓછી શક્તિએ વધારેમાં વધારે પરિણામ મેળવવાના વ્યવહારુ રસ્તે ગમન કરે છે. આ પ્રથમ પ્રયાસે આપણે એટલું કરી શક્યા, તો એ જ દૃષ્ટિથી થોડાં વરસ પ્રજામાં કામ કર્યું હોય તો વખત આવ્યે આના કરતાં અનેકગણું પરિણામ મેળવી શકાય.'

મેં કહ્યું : 'એ નીતિમાં કુશળતા મેળવીને દેખીતી રીતે ગજ-બનાં પરિણામ મેળવી શકશે એની ના નહિ. પણ માત્ર આપણી

પરાધીનતા તોડવાના પરિમિત ધ્યેયથી દૃષ્ટિને વિશાળ કરીને નજર કરતાં તને નથી લાગતું કે એ નીતિની કુશળતા અને સફળતા આપણને એકબીજાનાં અહોરાત ગળાં કાપી રહેલ યુરોપી રાષ્ટ્રોની જમાતમાં જ સ્થાન આપી દેશે ? અને......'

હું આગળ બોલું તે પહેલાં ભોં...ભોં...કરતી કોઈ મોટર મારા ફળિયાને છેડે આવીને ઊભી રહી. હું મોટર સામે નજર કરું તે પહેલાં તો ચડાપ ઊભા થતા જિતુએ ખિસ્સામાંથી રિવોલ્વર હાથમાં લઈને પાછલા બારણા તરફ છલાંગ મારી. એક વખત જે હાથ પચાસ નંબરનું બારીક સૂતર કાંતતા તે હાથને અત્યારે જર્મન બનાવટની ચકચકિત રિવોલ્વરને હિલોળતા જોઈને 'કોની મોટર હશે ?' એ મારો વિચાર પલભર પાછો ધકેલાઈ ગયો. ત્યાં જિતુ પોતે જ હળવેથી બોલ્યો : 'તારા સંતના ઘરના નિર્ભય વાતાવરણમાં યે ઘડીભર નિરાંતે બેસી શકાય તેવું ક્યાં રહ્યું છે ? હું પાછલા વાડામાં છું. જો ડર જેવું હોય તો ઉધરસ ખાજે. હું માર્ગ કરી લઈશ. ડર જેવું ન હોય તો એમ ને એમ વાતો કર્યે જજે. મને ખ્યાલ આવી જશે.' આમ કહેતાં એણે પાછલું બારણું ઉઘાડી, વળી ઝાલીને સામી વંડી પર છલાંગ મારી અને હું પાછો વળ્યો.

ઓસરીમાં આવીને ઊભો રહું ત્યાં તો દિલીપસિંહ દેખાયા. હસતા હસતા વૉરન્ટ બતાવતા મને કહે : 'છેવટ તમને નિરુપાયે સરકારી મહેમાન બનાવવા પડે છે...' ત્યાં તો ભોં...ભોં...કરતી બીજી મોટરે ફળિયાને છેડે અવાજ કર્યો. દિલીપસિંહ અને હું બન્ને પલભર તાકી રહ્યા ત્યાં સામેથી રાજનગરના માજી પોલીસ ઉપરી હરિભાઈ ચાલ્યા આવે છે. એમની પાછળ રાજનગરના પોલીસખાતાનો કોઈ જુવાન ચાલ્યો આવે છે.

'અહોહોહો ! આવો આવો ! તમે મારે ત્યાં અચાનક ?' કહેતો હું સામે લેવા ગયો, પણ મારો આવકાર ઝીલવાની યે તાકાત ન

હોય તેમ ઓરડા વચ્ચે આવીને હરિભાઈ બેસી ગયા. એમના જૂના સાથીદાર દિલીપસિંહ સામે વિવેકની સલામ કરીને કહે : 'હાલ ભાઈ સુધીર! અત્યારે ને અત્યારે તારે રાજનગર આવવું પડશે.'

હું પૂછું છું : 'કેમ કાંઈ અચાનક ?'

હરિભાઈ કહે છે : 'અમારાં કર્મનાં ફળની લેણદેણ જોવા. બીજું શું ? બે મહિના પહેલાં મારા પોતાના વર્તાવે અરુણાને પરલોક મોકલી હતી. આજે કુલસુમનો વારો આવ્યો છે.'

'શી વાત છે કુલસુમની ?' તરત જ મારાથી અને દિલીપસિંહથી પુછાઈ ગયું. હરિભાઇએ કાંઈ કહેવાને બદલે પેલા જુવાન તરફ આંગળી ચીંધી કે તેણે વાત શરૂ કરી :

'સુધીરભાઈ! વાત એમ બની છે કે આજે અમારા ખાતાને જિતુભાઈ અને કુલસુમબેનની ટોળી ગઢિયા ડુંગરના રહેઠાણમાં મળવાના પાકા સમાચાર મળ્યા કે નવા પોલીસ ઉપરી સાહેબ ટોપો પછાડતા પચાસ માણસોની ટુકડી લઇને આનંદમાં ગઢિયા તરફ ઊપડયા. ગઢિયાની ત્રણ–ચાર ગાળીઓ વટાવીને અમને બાતમી આપનારે સીધા એમની ખોપને માર્ગે લીધા. તેઓ કેટલા બધા હશે અને તેમને બધાને ખોપમાં કેવી રીતે અચાનક છાપો મારી ભિડાવી દેવાં એવી વિચારણા અમે કરીએ તે પહેલાં ખોપ તરફથી ફડ ફડ સનનન કરતા અમારા પર બાર શરૂ થયા. અમે તરત જ પાછા હઠી ગયા અને ગોળીની રેંઇજ બહાર ઓડા રચીને પોલીસ ઉપરીએ પડકાર કર્યો : 'તાબે થઈ જાઓ! તાબે થઇ જાઓ! આટલા મોટા બળ સામે નકામા ઘા કરીને શો ફાયદો કાઢવાના છો? હથિયાર મૂકીને શરણે થઈ જાઓ.'

પણ સામેથી રણકતો અવાજ આવ્યો કે: 'સંખ્યાની જ ગણતરી કરવી હોત ને સાહેબ? તો આ તમારા મૂઠીભર માણસો કરતાં સત્ત-

નતનાં લાખોનાં સૈન્યનો વિચાર કરીને ક્યારના તમારા પગમાં પડી ગયા હોત. પણ તમે આ ગરીબોને ગોળીએ દેવડાવવા કાં લાવ્યા ?'

સાહેબ ત્રાડ પાડી ઊઠ્યા કે: 'ચાવળાઇ છોડ' ત્યાં તો 'અમર રહો આઝાદી!'ના પહાડ પડછંદા ગાજી ઊઠ્યા ને ગોળીઓની ઝડીમાર શરૂ થઇ. અમારી પચાસ પચાસ બંદૂકો સામે એ બાજુથી પણ અવિરત ગોળીઓ છૂટ્યે જતી હતી. અમારો એકે લોગ ફાવતો ન હતો. બંદૂકની રેઇન્જ બહાર એક ઊંચી ટેકરી ઉપર ચડીને દૂરબીન માંડી જોયું પણ દારૂના ધુમાડા આડે કાંઇ કળાયું નહિ. ફરીથી સાહેબે ગ્રામો-ફોનના ભૂંગળામાંથી તાબે થઈ જવાનો પોકાર કર્યો ત્યાં તો ગોળી-ઓની ગણગણાટી વચ્ચેથી કોઈ રણચંડીનું ગળું ગહેકતું હોય અને સેંકડો માનવી એને ઝીલતાં હોય એવા પહાડના પ્રતિઘોષ પડ્યા કે:

**ખિદમતે મુલ્કમેં જો કિ મર જાયેંગે,**
**નામ ઝિંદોંમેં અપના વો કર જાયેંગે...**

બબ્બે કલાકના એ ગોળીબારમાં ખોપ તરફથી આવતી ગોળીઓ અમારા હાથ, કાન અને માથા પરથી પસાર થયા છતાં કોઇને યે કેમ ઘાયલ ન કર્યા એનો કોયડો હજી અમે ઉકેલી શક્યા નથી. પણ એક વખતે એક ગોળીએ અમારા સાહેબના ટોપાને ઉડાડીને દસ હાથ દૂર ફેંકી દીધો ત્યારે અમે છાનું હસી લીધું. પણ સાહેબની વફાદારીએ કરડાકીનું સ્વરૂપ ધારણ કર્યું ને અમે ખોપને ચારે બાજુથી ભિડાવતા ઓડા લઇને આગળ વધ્યા. સામાની ગોળીઓ અમને ઉડાડી મૂકે એટલા નજીક પહોંચ્યા ત્યાં ફરીથી સાહેબે ત્રાડ નાખી કે 'આગળ વધો, એક બળવાખોરને ઉડાડે એને પાંચસો રૂપિયા ઇનામ ને નોકરીમાં આગળ બઢતી. આગળ વધો, આજે એમનાં કમોત બોલાવે છે.'

ત્યાં તો ફરીથી એ કંઠ ગાજ્યો કે:

**'યે ન પૂછો કિ મરકે કિધર જાયેંગે,**
**વો જિધર ભેજ દેગા ઉધર જાયેંગે...**

ઠીક ઠીક નજીક આવતાં આ ગાનમાં કોઈ છોકરડો સૂર પુરાવી રહ્યો હોય એવું લાગ્યું. ત્યાં દૂરબીનવાળાએ દોડતાં આવીને કહ્યું કે ખોપમાં રેતીના કોથળાની આડશે કુલસુમ એકલી જ બંદૂકો ફોડે છે ને પેલો કિશોર એક પછી એક બંદૂકોમાં કારતૂસો ભરી આપીને, વારંવાર ઢસરડાતો ઢસરડાતો ખોપમાં જઈને સરંજામ તાણી આવે છે. કુલસુમ જ બબ્બે હાથે બંદૂકો ફોડતી પાંચ પાંચ જણા ગોળીબાર કરી રહ્યા હોય તેવી ભડીમાર બોલાવતી બંદૂકો ઉલાળતી ગાઈ રહી છે, ત્યાં તો એકલા કિશોરનો જ કંઠ ગાજ્યો કે:

**આપ માનો ન માનો ખુશી આપકી,**
**હમ મુસાફિર હૈ કલ અપને ઘર જાયેંગે...**

એક છોકરો ને એક છોકરી પચાસ પચાસ માણસોને ઢળતી સાંજ સુધી હંફાવ્યે જતાં હોવાથી સાહેબ ધમપછાડા કરવા લાગ્યા. ત્યાં તો હજી સૂરજ ડૂબ્યો ન હતો ત્યાં સરંજામ લેવા જતો કિશોર કોઈ કારણે ઊંચો થતાં ગોળીઓથી અંટાઇ ગયો ને ચીસ પાડી ઊઠયો: 'કુલસુમબહેન ! અલ્લાબેલી ! જોજે મારું વચન...'

કિશોરને પડતો ભાળી કુલસુમ એને પકડવા ઊભી થઈને દોડી કે એ પણ એકધારા ગોળીબારમાં આવી ગઈ ને તૂટી પડી. ત્યાં તો અમે ઠેઠ ખોપના મુખ સુધી પહોંચી ગયા. કુલસુમે અમારી સામે જ હથિયાર ફેંકી દીધાં ને 'આવી, આવી ભાઈ કિશોર ! વચન પાળવા આ આવી. તને મારા ખોળામાં જ......'કહેતાં કુલસુમ કિશોર તરફ ઢસરડાતી ગાવા લાગી:

**દેશસેવામેં કોઈ દો ચાર નહિ,**
**દેખ લેના હજારોંકે સર જાયેંગે...**

કુલસુમે મહાપ્રયત્ને કિશોરને ખોળામાં લીધો. એક હાથ લોહી ખાળવા પોતાના પડખે દબાવ્યો ને બીજો હાથ કિશોરના માથે ફેરવતી બોલી રહી : 'કિશોર! ભાઇ! આવી પહોંચી છું, હો! નાનો ભાઈ એની દિદિના ખોળામાં જ......' અને કિશોરનો છેલ્લો ચેતનનિખારો એની આંખમાં આવ્યો. કુલસુમ સામે આંખો માંડવા પ્રયત્ન કરી તૂટક તૂટક 'કુલસુમબહેન...કરેંગે યા મરેંગે...' કહ્યું કે 'ભાઈ! મારા...' કહેતાં કુલસુમે એને કપાળે ચૂમી ભરી ને કિશોરનો આત્મા ઊડી ગયો. અજડ જેવા અમારા પોલીસની આંખમાંથી પણ આ દશ્યે આંસુ પડાવ્યાં. મુસલમાન પોલીસો તો આ ખુદાઈ ફિરસ્તા જેવી કુલસુમની અદબ બીડીને ઊભા. કુલસુમને પકડવા અધીરા બની ઊઠેલા અમારા પોલીસ ઉપરી પણ કૂણા પડયા ત્યાં તો અમારા માજી પોલીસ ઉપરી સાહેબ આવી પહોંચ્યા.'

એમ કહેતાં એ જુવાને હરિભાઈ તરફ નજર કરી કે હળવેથી પોતનાં આંસુ લૂછતા હરિભાઇએ વાતને સાંધી લીધી : 'આજે રોંઢા વખતે મારા જૂના અડદલીએ સમાચાર દીધા કે ગઢિયાની ખોપમાં બપોરથી કુલસુમ-જિતુ ઘેરાઇ ગયાં છે અને સામસામા ગોળીબાર ચાલી રહ્યા છે. છેલ્લા પંદર દિવસથી કુલસુમના કશા સમાચાર નહિ મળેલા. ત્યાં આ સમાચારે આંચકો દીધો અને માર માર મોટરે ગઢિયાની ગાળીઓમાં પહોંચ્યો ત્યારે સાંજ પડી ગઇ હતી. મોટરને ઊભી રાખી નીચે ઊતર્યો ત્યારે હજી છેલ્લા રાઉન્ડની ગોળીઓ સામસામી ગાજી રહી હતી. છેલ્લી આશાના જોરે જૈફ પગોમાં વેગ લાવીને ખોપે પહોંચવા મહેનત કરી જોઈ. પણ જ્યારે ખોપે પહોંચી શકયો ત્યારે મામલો ખતમ થઈ ગયો હતો અને પોલીસ ઉપરી કુલસુમને પરહેજ કરવાનો હુકમ આપી રહ્યા હતા. મેં એમને કહ્યું: 'સાહેબ, શૂરવીરતાનાં સન્માન ન કરી શકયા તો ખેર, હવે મોતની અદબ જાળવીને માનવતા દર્શાવશો તો ખાતાની વફાદારીમાં વાંધો નહિ આવે.' અને પાંચ મિનિટની માથાકૂટ પછી મારી જૂની સરકારી

વફાદારીને હવાલો આપ્યો ત્યારે કુલસુમના મૃત્યુ સુધી મારી ઇચ્છા પ્રમાણે સગવડ સાચવવાની સાહેબે હા પાડી.

'ખોળામાં કિશોરને લઈને બેઠેલ કુલસુમની અર્ધા કલાકની નિ:શબ્દ અશ્રુધારાએ કિશોરના આખા મુખને ધોઈ નાખ્યું ત્યારે રાતનાં અંધારાં ઘેરાઈ ચૂકયાં હતાં. એ પછી ઘાયલ કુલસુમને તથા કિશોરના શબને લઈને અમે રાજનગર આવી પહોંચ્યા. હોસ્પીટાલમાં ડોકટરોએ જ્યારે કુલસુમના ઘા નીરખીને માથું હલાવ્યું ત્યારે મારા રુદનને ઇંધન ન મૂકી શકાયાં. પણ મને અટકાવતાં કુલસુમ કહે: 'બાપુજી, અરુણાને જે પંથે કર્તૃત્વના અસંતોષને કારણે જવું પડયું હતું તે પંથે હું તો સભર સંતોષનું ભાથું બાંધીને જઈ રહી છું. એને મારું સુભાગ્ય માનીને કારુણ્યનાં આંસુને હર્ષનાં અશ્રુમાં ફેરવી નાખશો તો મારા અંતિમ કલાકો આનંદમાં જશે.' અને તે પછી તરત જ મારા મનને રોકી રાખવા માટે એક પછી એક છેલ્લાં કાર્યો આટોપતી મને કહે: 'બાપુજી, જાઓ રંગપુર, સુધીરભાઇને બોલાવી લાવો. છેલ્લી ઘડીએ એમને મળવાનું વચન આપ્યું છે તે ન ચુકાય. સાથે નાના દિનુને પણ લાવવાનું ન ભૂલતા. એને માથે યે હાથ ફેરવતી જાઉં, અને અહીં મોકલતાં મોકલતાં મને આઠ વખત પૂછયા કર્યું: 'હેં બાપુજી! જિતુભાઈ બીજે કયાંયથી પકડાઈ ગયા નથી ને? સાચું કહેજો, પકડાયા નથી ને? ચાલ ભાઇ, તું આવીને એને કહે કે જિતુ પકડાયો નથી, ત્યારે એને શાંતિ વળશે.'

'પણ'...મેં કહ્યું: 'મારાથી આવી શકાય એવી હવે સ્થિતિ કયાં રહી છે? હું તો દિલીપસિંહજીનો કેદી છું.' હરિભાઇ કાંઇ બોલવા જાય તે પહેલાં જ દિલીપસિંહ બોલી ઊઠયા: 'જાઓ, સુધીરભાઇ! જાઓ, એટલા કલાક તમે રાજનગર જઇ આવશો તો સરકાર ઊંધી નહિ વળી જાય. તમારા જેવા સજ્જનને એટલા કલાક છૂટ આપવાનું જોખમ ખેડવામાં મને વાંધો નહિ આવે. માત્ર ખાતાની વિધિ જાળવવા માટે તમારી સાથે એક માણસને મારે મોકલવો પડશે, એટલું જ.'

'ઠીક ત્યારે સાહેબ. હું જરા તૈયાર થઇ આવું.' કહીને હું ઓરડાને પાછલે બારણેથી વાડામાં આવ્યો ત્યારે ત્યાં જિતુ સુમમુન ઊભો હતો. મેં એને હલાવ્યો ત્યારે હળવેથી કહે : 'મેં બધી જ વાત સાંભળી, સુધીર. બરાબર એ જ વખતે અમારા મંડળની સભા મળવાની હતી, ત્યાં કુલસુમને પોલીસોની ગંધ આવી જતાં અમે બધા બહારથી આવીને પકડાઈ ન જઈએ એ માટે એણે આ બધું કર્યું લાગે છે.' અને ઘડીક વાર વિચારમાં પડી જઈને કહે : 'ફૂલગુલાબી કિશોર ચાલ્યો ગયો અને થોડાક કલાક પછી કુલસુમ પણ આ જગત પર હશે નહિ. એમની સાથે રહીને હજી કરવાનાં કેટકેટલાં કામની વિચારણા કરતો હતો એને માથે દૈવે હાથ ફેરવી દીધો છે. ખેર! છેલ્લા ચાર માસમાં મારી પાછળ પડછાયાની પેઠે ફરેલી ને મારાં એકએક કામની પૂરક બનેલી કુલસુમના અસ્તિત્વનો ઇન્કાર આજે મધરાતને વખતે મારા દેહમાંથી ચામડી ઉતરડીને જુદી પાડતાં હોય તેવો ખ્યાલ ઊભો કરે છે. પણ એવા ખ્યાલોને પંપાળીને મારા જેવા આદમીથી જીવી ન શકાય. મારા જીવનની બાકીની એકેએક પળ આઝાદી–પ્રાપ્તિ અર્થે જ ખરચાવાની છે એથી વિશેષ સંદેશ કુલસુમને આપવાનો ન હોય. અને...' પોતાને અંગે લપેટેલ શાલ મને આપતાં જિતુએ કહ્યું : 'સારા સુખરૂપના સમાચાર આપીને આ શાલ મેં મોકલી છે એમ એને કહેજે. એમાં તે બધું સમજી જશે. ઠીક, ઊપડ એકદમ.'

'અલ્લાબેલી! જીવ્યા મુવાના જુહાર...' કહીને ઘડીભર આસમાન સામે નજર માંડી રહેલા જિતુની આંખમાં ચમકેલાં પાણી કોઇ નવીન નિશ્ચયનાં હતાં કે આંતરિક મનોવેદનાનાં હતાં તેનો ખ્યાલ કરું તે પહેલાં તો જિતુ વંડીની પેલી પાર છલાંગ મારીને અંધારામાં એકરૂપ થઈ ગયો.

શાલ લઇને હું પાછો ફર્યો. દિનુને જગાડીને તરત મોટરમાં મોટે પરોઢિયે હોસ્પીટાલમાં પહોંચ્યો ત્યારે કુલસુમના દર્દે શતગુણો

વધારે કરી દીધો હતો. પડખે ત્રિરંગી ધ્વજમાં લપેટેલ કિશોરનું શબ બરાબર જે પલંગમાં રહેમાન ચાચા અવસાન પામ્યા હતા તેમાં જ પડ્યું હતું. મારી સામે દોઢ વરસ પહેલાંનું એ રમખાણ સંસ્મરણો પાથરી દે તે પહેલાં કુલસુમે પોતાના દર્દને દબાવતાં મુખ પર હાસ્ય ફરકાવીને તેના માથા પાસે બેસવાની ઇશારત કરી. હું પાસે બેઠો કે મારો હાથ દબાવતી એ તરત જ પોતાનાં છેલ્લાં કામ પતાવવા માટે હરિભાઈ સાહેબને કહેવા લાગી : 'બાપુજી ! કિશોરના બાપાની સંભાળ...'

'એ જીવશે ત્યાં સુધી રાખીશ, બેટા ! એમને આપણા દરવાજાની દેઢીએ...જ'

'અને પેલા લલિતભાઈને બાકી રહેલા બારસો રૂપિયા...'

કુલસુમ સાથે માંડ માંડ વાત કરી શકતા હરિભાઇ ઝબકીને કહે છે : 'કોણ લલિત ? એ તમારી વચ્ચે કયાંથી ? એ તો ઘણા વખતથી અમારા ખાતાને મળી ગયેલો માણસ...મિલ મેનેજરે જ અમને સોંપેલો...'

આ શબ્દો સાંભળતાં કુલસુમની આંખો ચમકી ઊઠી અને એ ગણગણી રહી : 'ઓહ ! ત્યારે જ આ બધું...સમજાયું...' તરત એ પડખું ફરી ગઈ. એ પછી અર્ધો કલાક સુધી એ ન બોલી શકી અને હું એને માથે હાથ ફેરવતો રહ્યો. થોડી વારે અર્ધા ભાનમાં અર્ધા દર્દ ઘેનમાં પડેલી કુલસુમને વાતોએ ચડાવીને બહલાવવા દિનુ કહી રહ્યો હતો : 'કુલસુમબેન ! આ દવાખાનામાં જ તમે મામાની સારવાર કરેલી, ત્યાં જ તમે...

'એમને હાથે સારવાર લઈને હિસાબની લેણદેણ પતાવી રહી છું, ભાઈ દિનુ !' કહીને કુલસુમે દિનુને પડખે લીધો.

પાસે બેસતો દિનુ કહે : 'રાજનગરમાં રહીને લડવા કરતાં રંગપુર આવ્યાં હોત...'

'તો આવું સુખદ મૃત્યુ ન મેળવી શકત, ભાઇ !' કહેતી કુલ-

સુમની આંખો ગઢિયા ડુંગર તરફ તાકી રહી. એ જ વખતે જિતુનો છેલ્લો સંદેશો આપતાં મેં જિતુની શાલ ધરી કે શાલને પોતાની છાતી માથે ખેંચી લેતી કુલસુમ બોલી ઊઠી : 'બસ, સુધીરભાઈ! મારું મૃત્યુ ધન્ય બની ગયું. આથી વિશેષ મારે શું જોઈએ?'

પાસે બેસીને આંસુ સારતાં એની બુઢ્ઢી માની વેદના સામે તો નજર પણ માંડી શકાય તેમ નથી. એને રાધામાસી આશ્વાસન આપી રહ્યાં છે. પણ વનવાસી જિતુનાં બાના મુખ પર જે અદીઠ વેદના ઊભરાઈ રહી છે તેને યે આશ્વાસન આપવાની જરૂર છે ને? હિનુને રાધામાસી પાસે મૂકી જવાની વાત કરી રહ્યો છું ત્યાં કુલસુમના સમાચાર શહેરમાં પથરાઈ જતાં દવાખાનાની બહાર ટોળે વળેલાં લોકો સૈનિકોની પાછળ કુલસુમને પ્યારી ધૂન મચાવી રહ્યાં છે :

**મર જાના યા મિટ જાના હય,**
**કરના હે ભારત આઝાદ....**
**મર જાના યા મિટ જાના હય,**
**કરના હે ભારત આઝાદ....**

આખે અંગે જિતુની ચાદર લપેટી લીધેલ કુલસુમનો એક હાથ કિશોરના શબ પર પડયો હતો. દર્દ—વધારાએ કુલસુમની ચેતનાને ઘેરી લેતાં ડાઈંગ-ડેક્લેરેશનની વિધિ પાંચ મિનિટમાં જ પતાવાઈ ગઈ. પૂરેપૂરા આઠ કલાકના દર્દપછાડાને તાકાત ખેંચીખેંચીને સહન કરતી કુલસુમે દેહ છોડયો ત્યારે ભગવાન સવિતાનારાયણે પણ અધી આકાશે થંભીને પોતાની વેદનાથી હોસ્પીટલને બારણે ઠલવાયેલા રાજનગરને પરિતૃપ્ત કરી મૂકયું હતું અને કૈંકની આંખોમાંથી અશ્રુધારા વહાવી હતી.

'ઇન્કીલાબ...ઝીંદાબાદ...' બોલાવતાં કુલસુમના જનાજાને કબ્રસ્તાન તરફ અને કિશોરના દેહને સ્મશાન તરફ લીધાં ત્યારે રાજમાર્ગ પર કીડી પણ સંચરી શકે એટલી જગ્યા રહી ન હતી. અને રાજનગરના

દરવાજા બહાર પગ દીધો ત્યારે એક બાજુ કિશોરને બાળવા જતા જનસમૂહે

**'રઘુપતિ રાઘવ રાજારામ, પતિત પાવન સીતારામ.'**

સાથે 'ઇન્કીલાબ...ઝીંદાબાદ'ના અવાજ વડે વાતાવરણને ગજવી નાખ્યું અને બીજી બાજુ

**'કલમે શહાદત અશહદો અન્લા ઈલાહા<br>ઈલલ્લા હો મહમ્મદ રસુલુલ્લાહ...'**

એવા કલમાના ધીરગંભીર શોકઘેરા સૂરો સાથે 'કરેંગે યા મરેંગે...'ના પોકારોએ આકાશને વીંધી નાખ્યું હતું. સૂરજ મહારાજે જ્યારે આ પાવનકારી દશ્ય તરફ છેલ્લાં કિરણો ફેંકયાં ત્યારે દૂધેશ્વરી નદીને એક કાંઠે કિશોરની દેહ-દીપ્તિને પોતાના તેજ વડે અગ્નિપુંજ આકાશે ચડાવવા પ્રયત્ન કરી રહ્યો હતો અને બીજે કાંઠે કબ્રસ્તાનમાં કુલસુમનો દેહ જમીન સાથે એકરૂપતા પામતાં,

**બિસ્મિલ્લાહ હિર્રહમા નિર્રહિમ<br>કુલ્લે નફ્સીન અરવાહે ફાતેહા**

એવા ફાતેહાના સૂરો જમીં-આસ્માનના ભેદ મિટાવી રહ્યા હતા.

*

બે વરસ બાદ જેલમાંથી છૂટીને કુલસુમની કબર પર ફૂલ ચડાવવા ગયો ત્યારે એની કબરના મસ્તક ભાગે માનવ-દેહ ઊંચા લીંબડી-પીપળીના બે છોડ એકબીજાને ખભેખભો દઈને ઝૂલી રહ્યા હતા અને કબર પર 'કુલસુમ...' 'કરેંગે યા મરેંગે...' એવા શબ્દો ચીતરતાં ફૂલડાં ફોરી રહ્યાં હતાં.

કુલસુમની પડખેની જ કબર સામે આંગળી ચીંધીને કબ્રસ્તાનનો ચોકીદાર કહેઃ 'કુલસુમના અવસાન બાદ બીજે જ દિવસે ઝૂરીઝૂરીને મરી ગયેલ એની બુઢ્ઢી મા માટે લોકો બોલ્યા કરે છે કે પોતાની એકની

એક પ્યારી બિટિવાં પાછળ એ પ્રેત બનીને કબ્રસ્તાનમાં ફરી રહી છે અને રાતવરત કુલસુમ...કુલસુમ...પોકારતી કબર માથે ફૂલ વેરી જાય છે. પણ સાચી બિના જુદી જ છે, સાહેબ! કુલસુમના અવસાન બાદ પહેલે જ મહિને આવીને કોઈ સાંઈ અહીં લીંબડી-પીપળી રોપી ગયો છે અને દિવસો સુધી મધરાતને સમયે દૂધેશ્વરીનાં પાણી સીંચી-સીંચીને એ છોડને ઉછેરી ગયો છે. હજી યે ઘણી વાર અલ્લાના ફિરસ્તા જેવો જ સાંઈ કયારેક સમી સાંજે, કયારેક મધરાતે તો કયારેક વહેલે પરોઢિયે આવી જાય છે, સામેના મસાણે એકાદ દીવડો પેટાવી, અહીં કબર પર કલાકો સુધી સૂનમૂન બેઠો રહે છે અને ફૂલથી કાંઈક અક્ષરો કંડારીને હળવે હળવે કંઈક ગણગણતો ચાલ્યો જાય છે. લોકો એને બુઢ્ઢીનું પ્રેત માની બેઠાં છે.'

અને સામે નજર કરતાં જોઉં છું તો દૂધેશ્વરીને સામે કાંઠે નાની સરખી સમાધિ માથે બટુકડો રાષ્ટ્રધ્વજ ફરકી રહ્યો છે. કોમેકોમના માનવસર્જ્યા મતભેદોને કારણે કિશોરનો દેહ કુલસુમની કબર પાસે અગ્નિસંસ્કાર પામીને અભેદભાવ ન પામી શકયો, પણ માનવજગતના વર્તુલને વટાવીને લીંબડી-પીપળીના વૃક્ષસ્વરૂપે એ ભેદ ભૂંસીને એકરૂપતા સાધી લીધી છે.

લીંબડી-પીપળી સામે છેલ્લી નજર ફેંકી, કબર પર ફૂલડાં વેરી, કબરનો ટેકો લઈ ને ઊભો થવા ગયો ત્યાં મારા હાથ કબર માથે ફરી જતાં હૈયામાં કમકમાં ફરકી ગયાં, પણ સંધ્યા-આરતીના ઝાલર-ઝણકારે તથા મગરીબની નમાજની બાંગના અવાજે મારા હૃદયના થડકારને ડુબાવી દીધા.



# નિરંજન વર્મા
# જયમલ્લ પરમાર
## એમનું લખેલ કિશોર સાહિત્ય

### કિશોર ગ્રંથાવલિ-પહેલું વર્ષ
(આવૃત્તિ બીજી)

૧ ચૌઓલા રાણી
૨ દોલતપરી
૩ સોના પદમણી
૪ નાગકુમારી
૫ નીલમણિ
૬ ફૂલવંતી

### કિશોર ગ્રંથાવલિ-બીજું વર્ષ

૧ ગંડુ રાજા
૨ કાગરાણી
૩ પાકો પંડિત
૪ શેખચલ્લી
૫ ધુતારાનગરી
૬ ચોરકુમાર

### લોકકથા ગ્રંથાવલિ-પહેલું વર્ષ
(આવૃત્તિ બીજી)

દેશદેશની લોકકથાઓ, ભાગ ૧ થી ૬

૧ ગૌડ-બંગાળની વાતો, પહેલો ભાગ
૨ ગૌડ-બંગાળની વાતો, બીજો ભાગ
૩ બુંદેલખંડની વાતો
૪ કાઠિયાવાડની વાતો
૫ રાજસ્થાનની વાતો
૬ પંજાબની વાતો

### પક્ષી-પરિચય ગ્રંથાવલિ
(આવૃત્તિ બીજી)

૧ આંગણાંનાં શણગાર
૨ ઊડતાં ભંગી
૩ વગડામાં વસનારાં
૪ રૂપરૂપનાં અંબાર
૫ કંઠે સોહામણાં
૬ પ્રેમી પંખીડાં

: પ્રાપ્તિસ્થાન :

ફુલછાબ કાર્યાલય : રાણપુર : કાઠિયાવાડ
ભારતી સાહિત્ય સંઘ લિ૦ : મુંબઈ : અમદાવાદ

# અખૂટ ધારા

હિંદી પ્રજાને જ્યારથી પોતાની પરાધીનતાનું એક સાચું ભાન થયું ત્યારથી –૧૮૫૭ થી– બરાબર એક સૈકો થયાં આઝાદીના લડવૈયાઓએ સમર્પણની ધારાઓ વહેતી મૂકી છે. એ ધારાને પોતાના ખૂનથી ચાલુ રાખી છે બંગભંગના સ્વદેશી વ્રતધારીઓએ, અગણ્ય એકલ ક્રાંતિવીરોએ, અને સેંકડો શહીદોએ. અને ત્યારપછી તો થોડી વ્યક્તિઓ કે થોડાં મંડળોએ નહિ, પણ જનતાએ જ એ ધારાને અનેરાં સ્વાર્પણથી પોતાની બનાવી છે. ને ૧૯૨૦ ઇ. ના સત્યાગ્રહોથી તે ૧૯૪૨ના ખુલ્લા બળવાએ તો એ ધારાને અમરતાની મહોર આપી દીધી છે કે અખૂટ રહેવાની એ ધારા, સાચી મુક્તિ નહિ સધાય ત્યાંસુધી અખૂટ રહેવાની, કારણ કે એ ધારાને સજીવન રાખે છે બત્રીસાઓનાં શુદ્ધ રક્તતર્પણ, એ ધારાને સજીવન રાખે છે પ્રજાનાં આત્મ-સમર્પણ.

